સચિત્ર.

# વિશ્વમોહિની.

## ભાગ ૭-૮.

એક ચમત્કારપૂર્ણ રસમય નવલકથા.

લખનાર,
સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મ્હેતા.
શાહપુર—અમદાવાદ.

પ્રકાશક,
બુકસેલર, કચરાભાઈ વનમાળીદાસ પટેલ.
મોટીહમામ—અમદાવાદ.

સંવત ૧૯૭૯. સને ૧૯૨૩.

આવૃત્તિ પહેલી. પ્રત ૧૦૦૦.

મૂલ્ય રૂ. ૪-૦-૦.

## આ ગ્રંથકારકૃત નવલકથાઓ.

| | | કિં. રૂ.આ.પા |
|---|---|---|
| કાળરાત્રિ ભા. ૧. | [ સચિત્ર ] | ૩–૦–૦ |
| કાળરાત્રિ ભા. ૨. | ,, | ૩–૦–૦ |
| ઝેરી જમાનો ભા. ૧ | ,, | ૩–૦–૦ |
| ઝેરી જમાનો ભા. ૨–૩ જો. | ,, | ૪–૦–૦ |
| ઝેરી જમાનો ભા. ૪–૫ મો. | | ૪–૦–૦ |
| જુલ્મી જાલીમ. સચિત્ર.... | ,, | ૩–૦–૦ |
| બહાદુરબાળા ભા. ૧–૨.... | ,, | ૩–૦–૦ |
| પદ્મલતા (કંટકમાં ગુલાબ) | ,, | ૩–૦–૦ |
| કુસુમકાન્ત ભાગ ૧–૨ જો. | | ૫-૧૨-૦ |
| તરૂણતપસ્વિની ભા. ૧. ( સચિત્ર ) | | ૩–૮–૦ |
| તરૂણતપસ્વિની ભા. ૨. | ,, | ૩–૮–૦ |
| વસંત–વિજય ભા. ૧–૨–૩–૪ | | ૧૧-૧૨-૦ |
| કુન્જ–કિશોરી. | સચિત્ર. | ૨–૮–૦ |
| માયાવી મોહિની.... | ... | ૩–૦–૦ |
| કુમુદકુમારી. સચિત્ર. | ... | ૩–૦–૦ |
| રત્નગઢની રંભા. | સચિત્ર. | ૩–૦–૦ |
| વિશ્વમોહિની ભાગ ૧–૨–૩–૪ | | ૮–૦–૦ |
| વિશ્વમોહિની સચિત્ર ભાગ ૫–૬–૭–૮. | | ૮–૦–૦ |

સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મ્હેતા.
શાહપુર, વડવાળીમહેતાપોળ–અમદાવાદ.

અમદાવાદ—ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસમાં,
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.



જ્યોતીષીજી રેવાશંકર ભવાનીશંકર, સુરત.

# સમર્પણ.

જ્યોતિર્વિદ્યાભૂષણ,

શ્રી. રેવાશંકર ભવાનીશંકર.

છાપરીઆશેરી—સુરત.

જગતમાં જ્યોતિષ વિદ્યા એ અમૂલ્ય જ્ઞાન ગણાય છે અને તે થોડાક જ જાણી શકે છે. જ્યોતિષ વિદ્યાના ઉપાશકો સ્થળે-સ્થળે દૃષ્ટિગોચર થતા નથી; પણ શુભ પ્રારબ્ધના યોગે ક્વચિત જ મળી આવે છે.

પ્રિય જ્યોતિષીજી! આપ પણ ભૂત, વર્તમાન અને ભવિષ્ય જાણવાનું અને સાથે રમળ વિદ્યાનું અદ્ભૂત જ્ઞાન ધરાવો છો. આપના પ્રસંગમાં આવેલા માણસને કદાપિ નિરાશ થવું પડ્યું નથી. આપના જ્ઞાનની ખાત્રી અનેક વિદ્વાનોએ અને શ્રીમાનોએ કરેલી છે. આપ સાચેજ કુન્દન નીવડયા છો. તમારા સમાગમમાં આવતાં અને મારા મનના પ્રશ્નોનું સમાધાન થતાં હું જાણી શક્યો છું કે ત્રિકાળદર્શી વિદ્વાનો હજી પણ આ ભૂમિપર છે. આ અદ્ભૂત વિદ્યાની સાથે આપનામાં અનેક સદ્‌ગુણોનાં દર્શન થયાં છે. મારા પ્રતિ આપની શુભ ભાવના પ્રેમ મમતા આદિ જાણી મને ઘણો આનંદ થાય છે અને તેથી આવા શુભ ગુણાલંકૃત જ્યોતિષીજીને આ નવલ પુસ્તક સાદર સમર્પણ કરી હું કૃતાર્થ થાઉં છું.

સત્યેન્દ્રપ્રસાદ મ્હેતા.

# પ્રસ્તાવના.

શ્રી વિશ્વમોહિની નામક નવલ પુસ્તકના પાંચ-છ ભાગની સાથેજ આ સાત અને આઠ ભાગને પણ બહાર પાડવામાં આવ્યા છે. આ ભાગમાં વાર્તાને પુર્ણ કરવામાં આવી છે. પાછલા ભાગો કરતાં આ નવીન ભાગમાં કંઈક નવીનતાનોજ ભાસ થશે.

રાજકુમાર વિજયસિંહ-પ્રતાપસિંહ-નવલસિંહ કેવાં અજબ ગજબ પરાક્રમો કરે છે, વનદેવી નામક એક ભેદી ભામિથી પરોપકારી કાર્યો કરવાને કેવા અજબ અદ્‌ભૂત અને આશ્ચર્યકારક ભાવ ભજવે છે. ચમત્કારી ખંડેરોનો કેવી રીતે નાશ થાય છે. રમળ વિદ્યા અને રંગવિદ્યાના અદ્‌ભુત પ્રયોગો શું શું કામ કરે છે, વ્હેમસિંહ અને તેના અધર્મી મદદગારોના કેવા હાલ હવાલ થાય છે, અન્યને ધાપ મારી આનંદ ઉડાવનારા શયતાનોની આખરે કેવી દશા થાય છે, અતી લોભી અને કંજુસના પૈસાની પાયમાલી કેવા પ્રકારે થાય છે અને દુ:ખના ડુંગરાઓ તળે દટાએલાં પ્રેમીઓ આખરે પરસ્પરને મળી સ્વર્ગિય સુખનાં ભોક્તા બને છે, વગેરે તદ્દન નવીજ ઘટનાઓ આ પુસ્તકમાં નજરે પડશે. વળી આનંદ ગમ્મત સાથે જ્ઞાનનો પણ લાભ થશે. સત્યનો સદાય જયજ છે એ સૂત્ર સર્વના સમજવામાં સારી રીતે આવશે. આશા છે કે આ પુસ્તક પણ પ્રિય વાચકોને પ્રિય થઇ પડશે.

આ છેલ્લા ભાગમાં પણ ચિત્રો મૂકવામાં આવેલાં છે. શ્રી પરમ કૃપાળુ પરમાત્માની કૃપાથી આ પુસ્તકના તમામ ભાગ પૂર્ણ થયા છે તેને માટે તે સર્વેશ્વરને પ્રણામ કરૂં છું.

વિક્રમાર્ક ૧૯૭૯.
વૈશાખ શુકલ એકાદશી.
શાહપુર-અમદાવાદ.

સત્યેન્દ્રપ્રસાદ મ્હેતા.

## મહાન લાભ.

**ફક્ત એક પૈસાનું પોસ્ટ કાર્ડ લખી નામ નોંધાવનારને**

# પોણી કિમ્મતે મળશે.

સારૂં વાંચન એજ અશાન્તિમય સંસારમાં શાન્તિ સુખનું ઇષ્ટ ધામ છે.
અમારા તરફથી પ્રસિદ્ધ થયેલાં સઘળાં પુસ્તકોની ચાર પાંચ વર્ષ જેટલા ટૂંક વખતમાં ત્રણ ત્રણ ચાર ચાર આવૃત્તિઓ થઇ ચુકી છે. એજ અમારા તરફથી પ્રસિદ્ધ થતી નવલકથાઓની લોકપ્રિયતાનું પ્રમાણપત્ર છે. વળી **લોકપ્રિય જાણીતા લેખકોની લખેલી** તદ્દન **નવીન** લોકોપયોગી અને નીતિજ્ઞાનવર્ધક નવલકથાઓ અમે પ્રસિદ્ધ કરીએ છીએ.

---

**ખાસ અમારા આજ સૂધીના જુના અને નવા ગ્રાહકોને સસ્તી કિમ્મતનો લાભ આપવાના હેતુથીજ અમે**

## આ રસિક નવલકથામાળાની

યોજના કરી છે. આ યોજનાનો લાભ દરેક **લઈ શકે** તેમ છે. માત્ર એક પોસ્ટકાર્ડમાંજ પોતાનું શિરનામું લખી જણાવનાર ગૃહસ્થનું નામ ગ્રાહકના લિસ્ટમાં નોંધવામાં આવશે અને આજ સૂધીમાં અમે પ્રસિદ્ધ કરેલાં તથા હવે પછી અમારા તરફથી પ્રસિદ્ધ થનારાં બધાં પુસ્તકો **પોણી કિમ્મતે મળશે.** ગ્રાહક તરીકે નામ નોંધાવનારે દરેક પુસ્તક લેવું જોઇએ એવો કાંઇ **નિયમ નથી,** તેમજ **અગાઉથી** બીજી ગ્રંથમાળાઓની માફક કાંઇ રકમ ડિપોઝીટ **લેવામાં આવતી નથી.** આ માળાના ગ્રાહક થનારે હવે પછી અમારા તરફથી પ્રસિદ્ધ થતાં પુસ્તકોજ લેવાનાં છે. વળી અત્યાર પહેલાં પ્રસિદ્ધ થયેલાં પુસ્તકોમાંથી જે જોઇશે તે પણ પોણી કિમ્મતે મોકલી આપવામાં આવશે. અમારૂં દરેક પુસ્તક લાયબ્રેરીના શણગાર અને સંસારમાર્ગના સાચા સલાહકારરૂપ છે. **દરેક પુસ્તક ગ્લેઝ કાગળમાં છપાવવામાં આવે છે, ઉત્તમ છપાઈ અને મનપસંદ બાઇન્ડીંગ.** આજેજ આપનું મુબારક નામ નોંધાવો.

**પુસ્તકો મળવાનું ઠેકાણું:—**
**કચરાભાઈ વનમાળી પટેલ. મોદીકામ—અમદાવાદ.**

# અનુક્રમણિકા.

## ભાગ સાતમો.



## ભાગ આઠમો.

# વિશ્વમોહિની.

## ભાગ સાતમો.

### પ્રકરણ ૧ લું.

#### અસ્વસ્થ હૃદય.

અકળ કળા છે ઇશની, કોઇથી નવ કળાય,
મનસૂબા માનવ કરે ધાર્યું હરીનું થાય.

મધ્યરાત્રિ થવા આવી હતી. જળ જંપી ગયું હતું. અરણ્યમાં નિઃસ્તબ્ધતા વ્યાપી રહી હતી. પવનના સપાટાથી વૃક્ષોનાં સૂકાં પાંદડાં ખખડાટ કરી મૂકતાં હતાં. વિજયકુમારની છાવણીમાં બળતા દીપકો પણ રાત્રિ વિતવાથી હોલવાઇ ગયા હતા. છાવણીના પહેરેગીરો શાન્તિથી પહેરો ભરી રહ્યા હતા. છાવણીમાં અપૂર્વ શાન્તિ છવાઇ રહી હતી. પહેરેગીરો સિવાયના તમામ સૈનિકો નિદ્રાદેવીની સુખદ છાયામાં પડયા હતા. કૃષ્ણપક્ષનો સમય હતો. પાછલી રાત્રિએ પધારનાર શશીકાન્તનાં દર્શનની થોડીકજવાર હતી. અંધકારનો ઓળો ધીમેધીમે ઓછો થતો હતો. ચંદ્રદેવ હજી છેક ઉંડાણમાં હતા. તેમના આગમાન સિવાય અંધકાર કેવી રીતે અદૃશ્ય થાય ? સઘળું

તને આ બાળકના અનંત કોટી પ્રણામ છે. ભગવતી ! સમસ્ત સૃષ્ટિમાં; જડ ચૈતન્યમાં તુંજ વ્યાપી રહી છે. જગતમાં–બ્રહ્માંડમાં સર્વત્ર તારીજ માયા નજરે પડે છે. તને કોઇ ભગવત સ્વરૂપે તો કોઇ અંબા–કાલી સ્વરૂપે પૂજે છે. માતા ! તું જન્મદાતા અને સંહાર કર્તા છે. અંતરયામિ છે. તારાથી કશું અજાણ્યું નથી. મહામાયા ! મારા હૃદયમાં અત્યારે શું થઇ રહ્યું છે. મારી પર શું શું વિત્યું છે અને વિતે છે તે સઘળાથી આપ અજાણ નથી. સુખ–દુઃખ મિથ્યા છે. તે કંઇ નથી, સઘળી માયા છે. આ સઘળું હું સમજુ છું. પણ મારૂં આ નિર્બળ હઠીલું મન હજી પૂર્ણ શ્રદ્ધામય બન્યું નથી. તારી માયા છે એમ માને છે પણ તારા સ્વરૂપ તે થયું નથી. અર્થાત તે તેના પોતાના રૂપને પણ હજી પીછાનવા ભાગ્યવાન થયું નથી. એટલે તે એમ માની રહ્યું છે કે હું દુઃખના સીંધુમાં ડૂબ્યું છું. માતા ! આ મન જ અત્યારે તમારી સ્તુતિ કરે છે. તે અભયદાન માગે છે. તે પોતાના સ્વરૂપમય બનવા ઇચ્છે છે. તે શક્તિ સ્વરૂપ થઇ જગતમાં લીલા કરવા આતુર છે. દુનિયાં કર્મભૂમિ છે. દુષ્ટોથી પીડાતા સાધુ-જનોને રક્ષવા અને ઉદ્ધત અભિમાની જનોને તારી શક્તિનું ભાન કરાવવા આ મન અતી આતુર છે. જગત ઉદ્ધારણી ! મહિષાસુર મર્દિની ! શું આ દયા તું મારી પર નહિ કરે ? મહાદેવી ! તમેજ દુષ્ટ દાનવોનો નાશ કરી પુણ્યાત્માઓનું પાલન કર્યું હતું; અને હજી કરો છો; તો શું મારી પર તમારી કૃપા નહિ ઉતરે ?"

આમ સ્તુતિ કરતો યુવક દેવીના મુખ તરફ જોઇ રહ્યો. થોડી વાર જોઇ રહેતાં જ તેના મુખ પર વિલક્ષણ પ્રકાર જણાયો. તેની આંખ્યો ચળકવા લાગી. તેનું ગંભીર મુખ બદલાયું અને તેની પર કંઇક ઉગ્રતાની છાયા પ્રકટી નીકળી. તેણે પુનઃ દેવીને નમન કર્યું.

જમણી બાજુ તેની તલ્વાર પડેલી હતી. તે ઉભો થયો. તલ્વાર હાથમાં લીધી અને દેહરાની બહાર નીકળ્યો.

આ વખતે અંધકાર નષ્ટ થયો હતો. ચંદ્રદેવ પૃથ્વી પર્યટન કરવાને નીકળી પડયા હતા. સમસ્ત સૃષ્ટિ પર તેમનું રૂપેરી તેજ પથરાઇ રહ્યું હતું. પણ ઋષીના અપરાધ રૂપ શ્રાપના યોગે તેમના તેજમાં ક્ષીણતા જણાતી હતી. શુકલ પક્ષના કરતાં કૃષ્ણ પક્ષનું તેજ ઓછું હતું. શ્વેતને બદલે ફીકાશ વધુ પ્રમાણમાં જણાતી. ચંદ્રે કરેલા ગૂન્હાનું આ ફળ હતું. મહાત્માએ તેજ ક્ષયનો શ્રાપ દીધો અને તેથી શશીને સદાય ક્ષયરોગી રહી પૃથ્વી પર ભ્રમણ કરવાનું રહ્યું. દેવ પણ ગૂન્હાની શીક્ષા સહન કરે છે, તો મનુષ્ય કરેલાં કર્મનાં ફળ કેમ ન ભોગવે? જગતમાં દુઃખ–શોક–રોગ વગેરે ગૂન્હાની શીક્ષા. ઓજ છે. મનુષ્ય મૂર્ખ છે તેથી જ દુઃખ–દુઃખની બૂમો માર્યા કરે છે. તે એટલું પણ વિચારવાની તસ્દી લેતો નથી કે આ દુઃખ તે મારા કર્મની જ શીક્ષા છે. મદાંધ મનુષ્યો! સમજો તમને દુઃખ ક્યાં છે? શામાટે દુઃખ–દુઃખની મોટી–ખોટી બૂમો માર્યા કરો છો? સુખ વખતે તમે શું શું કરો છે એ તો વિચારો? તમે પ્રમાદી બન્યા ન્હોતા કે? તમે કોઇ ગરીબનું ઓશીઆળું સુખ અવલોકયું હતું કે? કદાચ જોયું હશે પણ એ તરફ બેપરવાહ બન્યા હશો? તમે સુખી એટલે આખું જગત સુખી એમજ સમજ્યા હશો. પણ હવે જોયુંને? દુઃખ–દુઃખની બૂમો કેમ પાડો છો? તમારી બેદરકારી–પ્રમાદનુંજ આ શુભ ફળ છે. જગતમાં એજ ન્યાય છે, એજ ગયબી ઇન્સાફ છે.

યુવક બહાર નીકળ્યો. ચંદ્રદેવ સામે નજર કરી. ત્યાં એક મોટી શીલા પડેલી હતી. થોડીકવાર કંઇક વિચાર કરી યુવકે શીલા

પર સ્થાન લીધું. રાત્રિની શાન્તિ અવલોકી દૂર આવેલી છાવણી તરફ નજર કરી. હજી પણ તેનું મુખ ઉગ્ર જણાતું હતું. તેના હોઠ બીડાએલા હતા. તેના હૃદય સમૂહમાં કંઇક વિચાર તરંગો ઉછળતા હોય એમ અનુમાન થતું હતું. મુખપર છવાએલી વિષાદની છાયાથી એમ કલ્પના કરી શકાતી હતી કે તેનું હૃદય અત્યારે કોઇપણ પ્રકારના વિચારથી સંતપ્ત થઇ રહ્યું છે. તે મનમાં કંઇક ગણગણે છે. વારંવાર હોઠ પીસી તલ્વાર તરફ નજર કરે છે. આંખ્યોમાંથી જાણે આગ ઝરતી હોય એમ ભાસ થાય છે. ગમે એમ હો પણ એટલું તો ચોક્કસ થાય છે કે યુવાનની અવસ્થા અત્યારે ભયકારક બની રહી છે. જુઓ; તે કંઇક બોલે છે. સાંભળો હમણાંજ જે હશે તે જણાશે.

યુવકે ચંદ્રને ઉદ્દેશી બોલવા માંડયું; “ ચંદ્રદેવ ! તમે શા માટે મોડા પધાર્યા ? જગતને તમારા પ્રકાશની જરૂર ન્હોતી. તમે પૃથ્વીની પ્રદક્ષણા કરો છો; પણ જગતમાં શું બની રહ્યું છે તે જાણો છો ? સાંભળો, ન જાણતા હો, ક્ષયરોગથી કદાચ ભાન ભૂલ્યા હો તો સાંભળો કે જગતમાં અત્યાચારનું સામ્રાજ્ય વ્યાપી રહ્યું છે. અનાથ ગરીબોના આર્તનાદ ચારે તરફ સંભળાઇ રહ્યા છે. પુણ્યાત્માઓ પાપીઓના પ્રકોપથી દુઃખના ડુંગરાઓ તળે દટાઇ રહ્યા છે. કેટલાક ધર્મીષ્ટ અને પવિત્ર મનાતા મનુષ્યો જાલીમોના જુલ્મથી યમરાજને આનંદથી આમંત્રણ કરી રહ્યા છે. પૃથ્વી પર દાનવી માયા ચાલી રહી છે. ધનવાનો મદોન્મત્ત બન્યા છે. રાજા રક્ષકને બદલે ભક્ષકનો ભાવ ભજવી રહ્યા છે. આ સઘળું તમે જુઓ છો; પણ અજાણપણાનો ડોળ કરો છો. તમે દેવ છો. તમારે આવું કરવું જોઇએ નહિ. દેવલોકોને મનુષ્યોનાં દુઃખ જાહેર કરો અને પ્રબળ શક્તિઓ પૃથ્વી પર મોકલી જુલ્મી જાલીમોનો નાશ કરો. ચંદ્રદેવ ! તમે પૂર્ણ

કળાથી પ્રકાશો. શિતળતાને બદલે ઉષ્ણુતા ધારણ કરો. કિરણોમાંથી આગ વરસાવો અને ગરીબોને સંતાપનારા જુલ્મી જાલીમોને બાળી ખાખ કરો. મારી આ વિનંતી સાંભળીને ? બસ જાવ હવે. ”

યુવક મૌન રહ્યો. તેની અવસ્થા ઉન્મત્ત મનુષ્ય સમાન બની. તે એકાએક ઉભો થયો અને પુનઃ ઉચ્ચ સ્વરે બોલવા લાગ્યો, “ મારે શા માટે આવી રીતે બોલવું જોઇએ ? દેવ દેવની ફરજ બજાવે. મારે મારી ફરજ બજાવવી. આપ સમાન બળ નહિ અને મેઘ સમાન જળ નહિ. માનવ જન્મ શામાટે છે ? મારી ફરજ શું છે એ હું બરાબર સમજું છું. નર ધારે તો નારાયણ બની શકે છે. હું કોણ ? ક્યાંનો ? હું દેવ કુમાર છું, આ સ્વર્ગ ભૂમિમાં ઉત્પન્ન થએલો છું. હું પ્રજાપાલક છું. રાક્ષસોનો શત્રુ છું. હું જાલીમોનો નાશ કરી પ્રજાનું પાલન કરીશ. દુષ્ટ દુષ્મનોને રસાતાળમાં ચાંપીશ. પૃથ્વી• પર સત્ય રામરાજ્ય સ્થાપીશ. ચંદ્રદેવ ! જાવ; અદૃશ્ય થાવ, તમારી મદદની જરૂર નથી. મારે અંધકાર; ઘોર અંધકારની હાલ જરૂર છે. તે અંધકારમાંજ ઘોર કાળાં કૃત્યો કરનારા નરપિશાચોને કાળના ગ્રાસ કરવા ઇચ્છું છું અને કરીશ. હા ! કેવી શાન્તિ ? મરણ સમાન શાન્તિ સર્વત્ર વ્યાપેલી છે; પણ મારા હૃદયમાં શું થઇ રહ્યું છે ? મનમાં શાન્તિ ક્યાં છે ? મન શાન્તિ ઇચ્છતું નથી. શાન્તિની જરૂર પણ નથી. પ્રજાને પીડનાર; મારૂં નિકંદન કાઢનાર અને મને પિતા વિહીન બનાવનાર નરપશુ અને તેના મદદગારોનો જ્યાં સુધી આ તલ્વારે સંહાર કર્યો નથી; ત્યાં સુધી શાન્તિની જરૂર નથી. શાન્તિ ! દેવી ! તને નમસ્કાર છે. તું હાલ દૂરજ રહેજે. દુશ્મન ! તારાં પાપથી, તેં કરેલા ઘોર અત્યાચારથી મારૂં હૃદય સળગી રહ્યું છે. હા દેવી ! વસુંધરા ! વ્હાલી જન્મભૂમિ ! વ્હાલા પિતા ! વ્હાલા મિત્રો–

સ્નેહિયો અને સ્વર્ગે ગએલા મારા વફાદાર વીર યોદ્ધાઓ ! તમે શાન્ત થજો. તમારા આત્માને ચીર શાન્તિ મળજો. હું તમારૂં વૈર અવશ્ય લઇશ. જન્મભૂમિનો પણ ઉદ્ધાર કરીશ. વ્હેમસિંહ ! જાલીમ રાજા ! તું ક્ષત્રિય કહેવાયો. તેં તારો ધર્મ લજવ્યો છે. તું પ્રજાપાલક થયો. પ્રજાનાં અન્ન પાણીએ તું મોટો થયો; તારાં હાડ ચામ પણ આ ભૂમિનાં અન્નજળે બંધાયાં; તું વૈભવશાળી–સત્તાધિશ બન્યો. પણ તું ભૂલ્યો. છતી આંખ્યોએ અંધ બન્યો. પ્રજાનો સેવક–રક્ષક મટી ભક્ષક બન્યો. નિમકહરામ થયો. જન્મભૂમિને દગો દીધો. તેને જંજીરોથી જકડી પ્રજાને ત્રાહ્ય–ત્રાહ્ય પોકરાવી. ખરેખર તું નર રાક્ષસજ બન્યો. પણ સંભાળજે, ગફલતમાં ઉંઘીશ નહિ. આ તારો હડહડતો વૈરી હજી હયાત છે. તારાં પૈશાચિક જુલ્મોથી ત્રાસ પામેલી પ્રજાનો ઉદ્ધાર કરવા શ્રીભગવાને મને પ્રેરણા કરી છે. વ્હેમસિંહ ! યાદ રાખજે કે ઝાઝું કરે તે થોડાને માટેજ. તારા અને તારા મદદગારોના દિવસો હવે ભરાઇ ચૂકયા છે. તમારા મ્હોતની ઘડીયો ગણાય છે. કુદરત તમારા પર રૂઠી છે. તમારા દાવ હવે અવળાજ પડવાના. થોડા દિવસમાંજ તમે હતા ન હતા થઇ જવાના. બસ સાવધ. ”

યુવાને દાંત કચકચાવ્યા.

તેની આવી અવસ્થા ઘણીવાર રહી. અંતે યુવક કંઇક શાન્ત થતો જણાયો. તે આત્મગત્ બોલ્યો; “ અરે ! આજે મારૂં રૂદય આટલું બધું અસ્વસ્થ કેમ બન્યું હશે ? હું સઘળું સમજું છું પણ આ શું ? હું નિરર્થક ખાલી ઉભરા શાને કાઢું છું. સમય આવે સૌ કાંઇ થઇ રહેશે. ઉંઘ આવી નહિ. દેવીનાં દર્શને આવ્યો. પણ અવસ્થા વિચિત્ર બની. ભગવાનજ મને કહી રહ્યા છે કે હવે તૈયારી

કર. દુષ્ટનો જુલ્મ અસહ્ય થઇ પડયો છે. પ્રજાના પોકાર કાનના પડદાને ચીરી નાખે છે. ચાલ હવે જાઉં."

યુવકે જવાનો વિચાર કર્યો, એક પગલું આગળ ભરે એવામાંજ પાછળ કંઇક ખડખડાટ થયો. યુવાને ચમકીને પાછળ જોયું. શું જણાયું? દૂરથી એક ઓળો ચાલ્યો આવતો જણાયો. યુવાન વિસ્મયતાથી એ તરફ જોઇ રહ્યો. તેના મનમાં અનેક તર્ક–વિતર્ક થઇ રહ્યા. એ કોણ આવતું હશે!

આવનાર નજીક આવ્યું. શરીરપર શાલ ઓઢેલી હતી. ચંદ્રના પ્રકાશમાં તેનું ગૌર મુખ જણાયું. યુવાન તેને ઓળખતાંજ બોલી ઉઠયો; "કોણ સુલોચના ?"

"હા." કોમળ અવાજે જવાબ આપી સુલોચનાએ પૂછયું; "કુમાર! તમે અહિં કેમ આવ્યા છો ?"

"હું પછી કહું છું, પણ તમે ?"

"હું તમને ખોળતી–ખોળતી અહિં આવી છું."

"મારા તંબુમાં તપાસ કરી હતી ?"

"હા, પણ પર્યંક ખાલી જણાયો."

"પછી ?" કુમારે હશીને પૂછયું.

"પછી શું ? હું અહિં આવી."

"પણ હું અહિં છું એવી તમને કયાંથી ખબર પડી ?"

"શું તમે આજેજ અહિં આવ્યા છો ?"

"ના, હું ઘણી વખત આ સ્થળે આવું છું; મને આ એકાન્ત સ્થળ ઘણુંજ પ્રિય છે."

"તમે અહિં દિવસના અને રાત્રિના ઘણી વખત આવો છો તે ઘણા માણસો જાણે છે અને હુંપણ જાણું છું. અને તેથી જ હું અહિં આવી છું."

"આ સ્થળે તમે પ્રથમ કોઇ વખતે આવેલાં?" કુમારે પૂછ્યું.

"ઘણી વખત. હું કલાકોના કલાક સુધી આ એકાન્ત સ્થાનમાં બેસી રહી ધ્યાન ધરતી."

"બ્હેન! આ ભયપ્રદ રાત્રિએ તમને અહિં આવતાં ભય ઉત્પન્ન થયો નહિ?"

"કુમાર! આ પ્રશ્ન તમારા હૃદયમાં ઉત્પન્ન થાય છે જાણીને આશ્ચર્ય પામું છું. તમે અત્રે ઘણા સમયથી રહો છો. મારા હૃદયનો પણ આપને સંપૂર્ણ પરીચય થઇ ચૂકેલો છે. ભય કોને હોય? આ શરીરનો ભયતો મેં ક્યારનોએ ત્યાગ્યો છે."

"સત્ય છે, હું ભૂલ્યો; હૃદયની અસ્વસ્થતાના કારણે હું જ્ઞાન-હિન બન્યો છું."

"કહો હવે આ મધ્યરાત્રિએ કોઇને કહ્યા વિના અહિં ચાલી આવવાનું શું કારણ છે?" સુલોચનાએ પૂછ્યું.

"બ્હેન! શું કહું? કંઇ કહેવા જેવુંજ નથી."

"એટલે?" સુલોચનાએ આશ્ચર્યયુક્ત મુખમુદ્રાથી પૂછ્યું.

"હું મારા મનની વાત કરીશ તો તમે મને મૂર્ખ માનશો."

"વિજયકુમાર! તમારા શબ્દો સાંભળી હું નવાઇ પામું છું."

"બ્હેન! નવાઇ પામવા જેવું કંઇ નથી. આ હૃદયજ એવું નિર્બળ છે."

"પિતાજીનો ઉપદેશ ઘણીવાર સાંભળ્યા છતાં તમારૂં હૃદય નિર્બળ હશે જાણી હું આશ્ચર્ય પામું છું."

વિજયકુમાર મૌન રહ્યો. તેણે કંઇપણ જવાબ આપ્યો નહિ.

સુલોચનાએ પૂછ્યું; "કુમાર! એતો જણાવો કે તમારૂં હૃદય

શાથી અસ્વસ્થ બન્યું છે? આટલા દિવસ સૂધી તો કંઇએ ન્હોતું? હવે એકાએક આવું પરીવર્તન શાથી થયું?"

"બ્હેન! તમે સઘળું જાણો છો. હું શું કહું?"

"તમારા મનમાં આ વખતે શું વિચાર થઇ રહ્યા છે?"

"આ દુર્દશાના, પાપીથી પીડાતી પ્રજાના."

"એવો વિચાર કરી અસ્વસ્થ થવાથી શું કરશો?"

"ત્યારે શું કરૂં?"

"કાર્ય–પુરૂષાર્થ."

"એતો હું કર્યા કરૂં છું."

"ત્યારે હવે સમજજો કે વિજય સમિપજ છે."

"હું પણ તેમજ માનું છું."

"ત્યારે શામાટે વિચાર વમળમાં ચઢી વ્યાકુળતા અનુભવો છો? વિચાર અને વ્યાકુળતાથી કંઇ વળી શકતું નથી. નાહક દુઃખી થવાનું છે. માટે સર્વ વિચારનો ત્યાગ કરી પ્રબળ પુરૂષાર્થ કરો. પુરૂષાર્થ કરનારનેજ વિજય મળે છે. વિચારમાં વખત ગૂમાવનાર મૂર્ખ મનાય છે."

"બ્હેન! મને પૂર્વની સુખ સ્મૃતિ થઇ આવે છે. તે સમય અને આ સમયનો મુકાબલો કરતાં મન વ્યાકુળ બને છે."

સુલોચનાએ ઉચ્ચ સ્વરે હસ્તાવદને કહ્યું, "વિજયકુમાર! તમારે કંઇપણ વિચાર કરી દુઃખી થવાની જરૂર નથી પ્રભુ જે કરે છે તે સારાને માટેજ; એમ સમજી સુખ–દુઃખમાં આનંદ મગ્ન રહેવાની ખાસ આવશ્યક્તા છે. તમારા જેવા પ્રજા પ્રેમી વીર યોદ્ધાએ શોકથી સંતપ્ત થવું ઉચીત નથી. સમય વિચારો? શું આ સમય વિચારમાં અને શોકમાં સંતપ્ત થવાનો છે? શું આ સમય પ્રજાના ઉદ્ધારનો નથી?

કુમાર! નજર ફેંકો. પ્રજા કેટલી રીબાઇ રહી છે? વ્હેમસિંહના જુલ્મી રાજ્ય અમલે પ્રજાના લોહીનો સાગર રેલાવ્યો છે. દુઃખનો પહાડ ફાટયો છે. ચારે તરફથી આક્રંદના ધ્વની સંભળાય છે. વીર કુમાર! વિચાર કર, શું આ સમય તારે નિરર્થક ગૂમાવવાનો છે? તારો આ સમય અમૂલ્ય જાય છે. તારે પ્રજાનો ઉદ્ધાર કરવાનો છે. દુઃખી થતી જન્મભૂમિને જાલીમના પંજામાંથી છોડાવવાની છે. જગતમાં સત્ય શાન્તિ સ્થાપવાની છે. તારા ભાગ્યમાં યશરેખા લખાએલી છે. જે વીરપુરૂષો છે તે વિચારમાં–વ્યાકુળતામાં વખત વ્યતિત કરતા નથી, પણ પ્રજાની સેવા કરવામાંજ પોતાના જીવનની સાફલ્યતા સમજે છે. વિજયકુમાર! ચઢતી–પડતીનું ચક્ર સદૈવ ફરતું રહે છે. શું તમે જ્ઞાની પુરૂષોના આ ઉદગાર સાંભળ્યા નથી?

એકભી ક્ષણકે લીએ, ક્રમ કાલકા રૂકતા નહિ,
વહ કૌનસા શિર જો સમયકે સામને ઝુકતા નહિ.
દિન રાત્રિવત અવિચલ સમયકા ચક્ર ચલતા જાયગા,
સુખ દુઃખમેં યૌવન બુઢાપામેં બદલાતા જાયગા.
દીન દુઃખીઓભી સમય પાકર, સુખી હો જાયેંગે,
જો મત્ત હૈ ઐશ્વર્ય મેં વોભી પતનકો પાવેંગે,
હૈ ઉદય જો ચંદ્રમા વહ અસ્ત જબ હો જાયગા;
ડૂબા હૂવા તબ ભાસ્કર, ફિર અભ્યુદયકો પાયગા.

માટે હૃદયમાં સ્વસ્થતા ધારણ કરો. સમયનું કામ સમય કરે જાય છે. સઘળી માયા પ્રભુની છે. મૂર્ખ માણસજ એમ માને છે કે હું દુઃખી છું અને સુખી છું.”

“બ્હેન! તમારૂં ક્હેવું સત્ય છે. પણ હજી આ મન એટલું પ્રબળ–હિંમતવાન બન્યું નથી. પિતાજી અને તમારા પવિત્ર સહ-

વાસથી હું મહાન સુખમાં છું એમ માનતો હતો. પિતાજીના પવિત્ર શબ્દો સાંભળી મનમાંથી દુઃખ શોકનો નાશ થયો હતો; પણ કોણ જાણે કે શાથી આજ સાંજથી મને એક ચિંતાએ-વિચારે વ્યાકુલ બનાવી મૂક્યો છે."

"તે શું ચિંતા છે ભાઈ?" સુલોચનાએ પૂછ્યું.

"વિશ્વમોહિની."

"તે હવે જરૂર તને આવી મળશે."

"પણ ક્યાંથી? તેનો કંઇ પત્તોજ નથીને?"

"સમય સાનુકુળ થતાં તરતજ પત્તો લાગશે."

"પણ તે સમય?"

"નજદીક છે. શામાટે ગભરાય છે. મારો આત્મા સાક્ષી પૂરે છે કે તને ટુંકમાંજ સઘળાંનો મેળાપ થશે."

"તમારૂં વચન સફળ થાવ."

"નવલસિંહના કંઇ સમાચાર મળ્યા કે?"

"હા, તે હાલ કેદખાનામાં પૂરાયો છે. તેની સાથે રામનાથ કરીને એક બ્રાહ્મણ પુત્ર પણ દુષ્ટનો ભોગ થયો છે."

"એ રામનાથ કોણ છે?"

"એક વિદ્વાન અને અમલગઢની પ્રજાનો નાયક."

"તેને શામાટે દુષ્ટના ભોગ થવું પડયું?"

"પોતાના ધર્મનું પાલન કરતાં; જાલીમરાજાને સત્ય સમજાવતાં અને પ્રજાને સ્વતંત્રતાનો બોધ આપતાં તેને રાજાના કોપનં પાત્ર થઇ જેલખાનામાં પૂરાવું પડયું છે."

"મેં એમ સાંભળ્યું છે કે અમલગઢની પ્રજા રામનાથને પોતાના પ્રાણ સમાન સમજે છે."

"તે સત્ય છે. રામનાથના જેલ જવાથી પ્રજા ઉશ્કેરાઇ ગઇ છે."

"મને કંઇક ભયંકર તોફાનની આગાહી થાય છે."

"કદાચ તેમ પણ બને. જો રામનાથને મરણ દંડ મળશે તો અમલગઢમાં લોહીની નદીયો વહેશે."

"વ્હેમસિંહ એવું પગલું ભરશે?" સુલોચનાએ વિચારવશ વદને પ્રશ્ન કર્યો.

"વ્હેમસિંહ અક્કલ શૂન્ય છે. સરદારો—અમલદારોના હાથમાં રમકડાં રૂપ છે. એટલે કદાચ એમ પણ બને."

"નવલના વિશે શું ધારો છો?"

"તેનું જીવન પણ જોખમમાં છે."

"શું તેને પ્રાણદંડ મળશે?"

"મારૂં માનવું એવું છે. રાજાનો મુખ્ય સલાહકારક મોતીલાલ બંકા મહા ભયંકર માણસ છે અને તેજ નવલસિંહનો પક્કો રીપુ છે."

"પ્રભુ નવલને બચાવે. પણ આપણા પેલા બીજા રંગીયોનું શું થયું?"

"તેઓના પણ કંઇ સમાચાર નથી."

"તેમને ગએ દિવસો વિત્યા છે."

"હા."

"એ તરફ આપણા જાસુસો છે કે?"

"હા, ઘણા છે."

"મને લાગે છે કે એકાદ દિવસમાં કંઇક નવા-જુના સમાચાર આવશે."

" મારી ધારણા પણ એવીજ છે."

" પ્રતાપસિંહ ક્યાં છે ? "

" વિશ્વમોહિનીની શોધમાં."

" તેમને આ વખતે અહિંજ રહેવાની જરૂર હતી."

" તેને ગમ્યું એ ખરૂં."

" તમારો હવે શું વિચાર છે ?"

" હું હજી કંઈ નિશ્ચય પર આવી શક્યો નથી."

" તમારે હવે નિશ્ચય પર આવવુંજ જોઇએ. જો વધુ દિવસો વીતશે તો મહા અનિષ્ટ પરીણામ આવશે."

" બ્હેન ! હું શું કરૂં ? મારી દશા અત્યારે વિચિત્ર થઇ રહી છે. મિત્રો પણ પાસે નથી કે જેથી સલાહ મળે."

" આપણે બાપુને પૂછીશું ?"

" પંડિતજીને ?"

" હા."

" તમારી ઇચ્છા હશે તો તેમને પૂછીશું."

" ચાલો ત્યારે છાવણીમાં."

" હા ચાલો."

કુમાર અને સુલોચના છાવણી તરફ જવા લાગ્યાં, ચંદ્રનું અજવાળું આનંદ અર્પી રહ્યું હતું. દેખાવ શાન્ત અને સુરમ્ય હતો. બન્ને છાવણીમાં આવ્યાં. પહેરેગીરે ખાત્રી કરી અને તેમને ઓળખ્યાં. કુમાર અને સુલોચના તંબુમાં આવ્યાં અને ભવિષ્યની વાતો કરતાં રાત્રિ વ્યતિત કરવા લાગ્યાં.

મોટું મળસકું થયું. જગન્નાથ પંડિતના આશ્રમમાંથી શંખધ્વની સંભળાયો. તત્કાળ સુલોચનાએ ઉભી થતાં કહ્યું, " ભાઇ જાઉં છું."

" બ્હેન ! પ્રાતઃકાળ થવા દે ને ? "

" ના, પિતાજી સંધ્યામાં બેઠા. મારે હવે જવું જોઇએ. "

" બપોરનાં આવશોને ? "

" હા. "

સુલોચના આશ્રમપ્રતિ ચાલતી થઇ. કુમાર તંબુમાં આમતેમ આંટા મારવા લાગ્યો. પ્રભાત થયું. કુમારે પ્રભુનું ધ્યાન ધર્યું. આ અરસામાં એક પ્રહરીએ આવી કહ્યું; " આપને એક વ્યક્તિ મળવા માગે છે. "

" કોણ છે ? "

" અપરીચિત. "

" લઇ આવ. "

પ્રહરી ગયો અને થોડીવારે એક બુરખાધારી વ્યક્તિને લઇ ત્યાં આવ્યો. આવનારનું સમસ્ત શરીર બુરખાથી ઢંકાએલું હતું. આંખ્યો આગળ બે ઝીણાં છીદ્ર હતાં; તેમાંથી બુરખાની અંદર ઢંકાએલ વ્યકિત બહારનું દ્રશ્ય જોઇ શકતી હતી. કુમાર તેના સામે જોઇ રહ્યો.

બુરખાધારીએ તરતજ બુરખામાંથી હાથ બહાર કાઢયો. હાથમાં એક ચિઠ્ઠી હતી. કુમારે ચિઠ્ઠી લઇ લીધી કે તરતજ બુરખાધારીએ ત્યાંથી ચાલવા માંડ્યું. કુમાર તેને રોકે અગર કંઈ પૂછે એ પહેલાંજ તે આવનાર વિદ્યુત વેગે છાવણીમાંથી બહાર નીકળી ગયું. કુમારના અચંબાનો પાર રહ્યો નહિ. તેણે ચિઠ્ઠી ઉકેલી વાંચવા માંડી. થોડુક લખાણ હતું. " કુમાર ! જો તારે તારા નશીબના રંગ જાણવા હોય અને શત્રુ પર વિજય મેળવવો હોય તો કાલી દેવીના

ડુંગર પાછળ આવેલી પર્ણકુટિમાં આવજે, ત્યાં ચારણી દેવી રહે છે. ત્યાં આવવાથી તારૂં કાર્ય સિદ્ધ થશે."

ચિઠ્ઠીમાં આટલુંજ લખ્યું હતું, નીચે લખનારનું નામ ન્હોતું. કુમારે બે ત્રણ વખત ચિઠ્ઠી વાંચી. શંકા થઇ કે રખેને શત્રુનું કાવત્રુ હોય ? પ્રભુ બેલી છે. ગમે એમ થાય પણ ત્યાં જવું.

આમ નિશ્ચય કરી કુમાર પ્રાતઃકાર્યમાં પ્રવૃત્ત થયો.

## પ્રકરણ ૨ જું.

### અદ્ભુત અબધૂત.

રાજા વ્હેમસિંહના રાજ્ય અમલથી અમલગઢ સ્મશાન સમ બની રહ્યું હતું. નિર્દોષ જનોથી જેલખાના ચિકાર ભરાઇ ગયાં હતાં. પ્રજાના મુખપરથી નુર ઉડી ગયું હતું. દિવસ છતાં સર્વત્ર શૂન્યકાર ભાસતું. ઉદ્યોગ ધંધા પડી ભાગ્યા હતા. ખાસ અગત્યના કામ સિવાય કોઇ બહાર નીકળતું નહિ. બજાર પણ નામનું ભરાતું. લોકોના દિલમાં આનંદ ન્હોતો. સઘળાંના મુખપર શોક-સંતાપની છાયા છવાએલી હતી. સુખ-શાન્તિનાં સ્વપ્ને પણ દર્શન દુર્લભ હતાં. બિચારાં પ્રજાજન ધરાઇને અન્ન પણ ખાતાં ન્હોતાં. કોઇનો પુત્ર-કોઇનો પતિ કોઇનો સગો રાજ્યના ત્રાસથી મરણ પામ્યો હોય અગર જેલમાં સડતો હોય. પ્રજાના એક પણ માણસના મનને શાન્તિ ન્હોતી. નગરના રસ્તાઓ જનશૂન્ય રહેતા. ધોળે દિવસે કાગડાના કર્કશ ધ્વનિ અને શ્વાનના રૂદન હૃદયભેદક અવાજે સંભળાતા હતા. સર્વત્ર ભાવી ભયની આગાહી

થઇ ચૂકી હતી. રામનાથના જેલ પુરાવાથી લોકોનાં દિલ ઉશ્કેરાઇ ગયાં હતાં. પ્રજાજનોએ નિશ્ચય કર્યો હતો કે જો રામનાથનો જીવ લેવામાં આવશે; તો તમામ પ્રજાજનો પોતાના જીવ આપશે. પ્રજા બળવો કરવાની તૈયારી કરી રહી હતી. આ લોકોને વિજયકુમારના જાસુસોની સારી મદદ મળતી હતી.

વિજયકુમારે જાસુસોદ્વારા આ અનાથ પ્રજાને આશ્વાસન આપી જણાવ્યું હતું કે હવે થોડા દિવસમાં તમારો છૂટકો થશે. પ્રજાજનો વિજયકુમારને અંતઃકરણથી આશિષ આપતાં હતાં અને તેને વિજય મળે એવી પ્રભુ પ્રત્યે પ્રાર્થના નિરંતર કરતાં હતાં.

અમલગઢના સરદારો અને અમલદારો નિરંકુશ સત્તા ભોગવી રહ્યા હતા. અમલદારી અમારી છે; અમેજ કર્તા–હર્તા છીએ આમ માની નિર્દોષ પ્રજા પર અમાનુષી અત્યાચાર ગુજારી રહ્યા હતા. પ્રજા પણ હવે જીવપર આવી હતી. કોઇ પણ અમલદાર અગર સરદારનું માન જળવાતું નહિ. પ્રજાનો એક નાનો બાળક પણ અમલદારોને અપ શબ્દોથી સંબોધતો. આ પ્રમાણે અમલગઢમાં દેવ અને દાનવો વચ્ચે યુદ્ધ મચી રહ્યું હતું.

આ અરસામાં એક અદ્ભુત અબધૂને અમલગઢમાં આવી મુકામ નાખ્યો. અબધૂત શરીરે અલમસ્ત હતો. એક લંગોટ સિવાય અન્ય વસ્ત્ર તેના શરીરપર ન્હોતું. તેનું સર્વાંગ ભષ્મથી આચ્છાદિત થએલું હતું. દાઢી–મુછ અને ઝટા પણ રાખોડીથી રંગાએલાં હતાં. અબધૂતની આંખ્યો ભયંકર હતી. ચીપીઓ અને ઝોળી શિવાય અન્ય કંઇ પણ સાધન તેની પાસે ન્હોતું.

આ અબધૂતે બજારની વચ્ચો–વચ્ચ આવી પડાવ નાખ્યો.

તેણે ગામમાંથી કાષ્ટ માગી આણી મોટો ઢગલો કર્યો અને તેમાંથી થોડાક કટકા સળગાવી ધુણી ધખાવી.

બાવાજીએ ધુણી આગળ અડીંગા લગાવ્યા અને આંખ્યો બંધ કરી પ્રભુનું ધ્યાન ધરવા માંડયું. રાજ્યના રક્ષકોએ આ અબધુતને ખસેડવાનો યા બજારમાંથી ચાલ્યા જવાનો ઘણોએ પ્રયત્ન કર્યો. પણ અબધૂતની હઠ આગળ તેઓનું કંઇ ચાલી શકયું નહિ. આવું જાણી મોટા અમલદારનો મીજાજ ખસ્યો. તે ઘોડે ચઢી બાવાજી પાસે આવ્યો અને બોલ્યો, " તું કોણ છે ?"

અબધૂત મૌન રહ્યો. કંઇ પણ જવાબ આપવાને બદલે બાવાજી તે અમલદારની આંખ્યો સાથે આંખ્યો મેળવી જોઇ રહ્યા. અમલદાર પત્થર હૃદયનો હતો. શયતાનની પુજા કરનાર હતો. સાધુઓનો કટ્ટો શત્રુ હતો. બાવાજીના શાન્ત રહેવાથી તેના ગુસ્સામાં વધારો થયો. તેણે મોટા અવાજથી પૂછયું; " અલ્યા એ ભામટા ?"

સાધુએ ભામટા શબ્દ સાંભળી ખડખડાટ હશી દીધું; અને પછી તે અમલદારને પૂછયું; " કાં શું છે ભાઇ ?"

" કેમ કાંઇ સાંભળતો નથી ?" અમલદારે રૂવાબથી કહ્યું.

" શું ?"

" બ્હેરો છે ?"

" તું માને એ ખરૂં."

" ચાલ ઉઠ ઉભો થા." અમલદારે આજ્ઞા ફરમાવી.

" શું કરવા ?" બાવાજીએ ગંભીરતાથી પૂછયું.

" આ બજારમાંથી જતો રહે."

" કારણ ?"

" અહિં શામાટે બેઠો છે ?"

"અમારી મરજી. શું આ જગા તારી છે?" અબધૂતે પૂછ્યું.

"વધારે બકવાદ કર્યાં વિના જતા રહે, નહિતો કમ્હોતે માર્યો જઇશ." અમલદારે ગુસ્સાથી કહ્યું.

"હું અહિંથી જનાર નથી. મને મારનાર કોણ છે?"

"હું."

"તું કોણ મૂઓ છે?" બાવાએ ભ્રકુટિવક્ર કરતાં પૂછ્યું.

"સાળા–ચોર હરામખોર." આમ બોલતાંજ અમલદારે હાથમાંની ચાબુક ઉંચકી. કે તરત અબધૂતે લાંબો ચિપીયો ઉગામતાં કહ્યું; "બદમાસ! આ લાંબો ચિપીયો જોયો છે? હમણાંજ તારૂં માથું રંગી નાખીશ."

અમલદાર ડરી ગયો. લોકોનું ટોળું એકઠું થઇ ગયું હતું. અમલદાર ડર્યો તો ખરો પણ લોકો અને એક સાધારણ સાધુ પોતાનું આવું અપમાન કરે તે સહન કરી શકયો નહિ. તેણે કહ્યું; "એ સાધુ! તું અહિંથી જતો રહે."

"નહિ જાઉં." સાધુએ મક્કમતાથી કહ્યું.

"તારે કેદમાં પૂરાવું પડશે."

"મને કોણ કેદ કરશે?"

"હું પોતેજ."

"અરે! તું તો આંધળો છે. મને કેવી રીતે પકડીશ." આમ બોલતા સાધુએ ઝોળીમાંથી એક ડબ્બી કાઢી અને તેમાંથી સફેત રાખ જેવા પદાર્થની ચપટી ભરી તે અમલદાર તરફ ફેંકી. કેવો ચમત્કાર? તે અમલદાર ખરેખર આંધળોજ બની ગયો. અને નજીકમાંજ ઉભેલાએક માણુસ સાથે અથડાઇ પડયો. તેનાં ગાત્ર ગળી ગયાં. દુર્દશાનું ભાન થયું. પોક મુકી નીચે પડયો. લોકોના ટોળાએ અજ્ઞ-

ધૂતના નામની જયગર્જના પોકારી. આંધળો થએલો અમલદાર બહુ દુષ્ટ હતો. તેણે અનેક લોકોને ત્રાસ આપ્યો હતો. તેને આંધળો જાણી લોકો ખુશ થયા અને ફાવે એમ બોલી અમલદાર સાહેબની મજાક કરવા લાગ્યા. ઉદ્ધત છોકરાઓ અમલદાર પર પત્થર-કાંકરાનો વર્ષાદ વરસાવવા લાગ્યા. અમલદાર ગભરાયો. તેણે દીનવદને લોકોને હાથ જોડી વિનવ્યા. પણ કોણ માને ? અમલદારને સખ્ત માર પડયો. સાધુ હવે વધુવાર શાન્ત રહી શકયો નહિ. તેણે લોકોને ચાલ્યા જવાનું જણાવ્યું. સાધુના શબ્દોની અસર વિજળીની માફક થઇ. સઘળા વિખરાઇ ગયા. ફક્ત પેલો અમલદારજ નીચું નિહાળી ત્યાં બેસી રહ્યો. તેનો ઘોડો તો ક્યારનોએ જતો રહ્યો હતો.

અભિમાની–પ્રજાપીડક–સત્તા ગુમાની અમલદારનો દેખાવ અત્યારે જોવા જેવો થઇ રહ્યો હતો. તેનું મુખ દયામણું બની રહ્યું હતું. તેનો ગર્વ ગળી ગયો હતો. આંખ્યો જવાથી તેની આગળ અંધકાર ફરી વળ્યો હતો. તે બે હાથ જોડી સાધુની સામે બેસી રહી અશ્રુ વહાવી રહ્યો હતો.

લોકોની નવાઇનો પાર રહ્યો નહિ. આ અબધુત કોઇક ચમત્કારીક છે. કોઇ કહેવા લાગ્યા કે એતો દેવ છે. ત્યારે કોઇ કહેવા લાગ્યું કે એતો સાક્ષાત પ્રભુ છે. ત્યારે બીજું બોલે કે; હેમસિંહના અત્યાચારનો અંત આણવાજ કોઇ દેવ પધાર્યા છે. લોકોમાં આવી વાતો થવા લાગી.

અમલદારને આંધળો બનાવી સાધુ શાન્ત બેસી રહ્યો. થોડાક લોકો દૂર જઇ ઉભા રહ્યા હતા અને સઘળો તમાસો જોઇ રહ્યા હતા.

સાંજ પડવા આવી. આંધળો અમલદાર હજી પણ બેસી રહ્યો હતો. આખરે તે કંટાળ્યો અને નમ્ર અવાજે બોલ્યો; " બાવાજી ? "

"કેમ શું છે?" બાવાજીએ સહજ ગુસ્સાવાળા અવાજથી પૂછ્યું.

"મહારાજ મને માફ કરો. મારી ભયંકર ભૂલ થઇ છે. હું ઘણો પસ્તાઉં છું."

"તારી ભૂલોને માટે શ્રી ભગવાન તને માફ કરશે."

"બાપજી દયા કરો."

"મારી દયા તો તારી ઉપર છેજ. જો દયા નહોત તો તું જીવતો ક્યાંથી રહેત."

"મહારાજ! મને દેખતો કરો. આ અંધાપાથી મારૂં જીગર ફાટી પડે છે. હું સઘળે અંધકાર જોઇ રહ્યો છું."

"તું આ શિક્ષાને લાયકજ છે."

"પ્રભુ ક્ષમા કરો."

"પણ હું શું કરૂં?"

"મને દેખતો કરો."

"શું કરવા? તારે દેખતા થઇ શું કરવું છે? તું તો આંધળોજ સારો. દેખતો હતો ત્યારે તેં કોનું ભલું કર્યું છે?"

"પ્રભુ! મારી ભયંકર ભૂલ થઈ છે. હવે બહુ પસ્તાઉં છું."

"બદમાસ! તેં ઘણાનું સત્યનાશ કાઢ્યું છે. તે અનેકને રડાવ્યા છે. તું પ્રજાનો નોકર હતો. પણ તારી ફરજ તેં વિસારી હતી અને તેને બદલે તું પ્રજાનો શેઠ બન્યો. ગરીબ-રાંક-અનાથ રૈયતનું સત્યાનાશ વાળ્યું છે. તારાં પાપ કૃત્યોનો સુમાર નથી. તારે ઘણી સખ્ત શીક્ષા સહન કરવી જોઇએ. તને રીબાવી-રીબાવીને મારવો જોઇએ. બોલ! આ સઘળા અપરાધને માટે તું શું કહે છે?"

"મહારાજ! હું શું કહું? હું તદ્દન નિર્દોષ છું."

"હરામખોર! હજી પણ અસત્ય ઉચ્ચારે છે કે?"

"બાપજી! હું સત્ય વદું છું. હું પારકાનો તાબેદાર કહેવાઉં?"

"તું કોનો તાબેદાર છે?"

"રાજાનો"

"રાજાની આજ્ઞાથીજ તેં પ્રજાપર જુલ્મનો વરસાદ વરસાવ્યો હશે નહિ વારૂં?"

"હાજી."

"મૂર્ખ! રાજાતો કહેશે કે કુવામાં પડ. અધર્મી! પ્રભુએ તને બુદ્ધિ આપી છે કે નહિ? રાજાએ તને આજ્ઞા આપી. રાજાની આજ્ઞા પાળવા તું બંધાએલો છે; પણ તે સાથે તું તારો ધર્મ સંભાળવાને પણ બંધાએલો છે. પ્રથમ ધર્મ અને પછી રાજઆજ્ઞા. રાજાની આજ્ઞા જો સત્ય હોય-ધર્મથી વિરૂદ્ધ ન હોય તો દરેકે વગર વિલંબે તે સત્ય આજ્ઞાનું પાલન કરવું જોઇએ. પરંતુ જો તે આજ્ઞા અન્યાય યુક્ત હોય તેમાં સત્તનું ખૂન થતું હોય તો તે આજ્ઞાનો સાદર નિરાદર કરવો એ પ્રત્યેક અમલદારોની ફરજ છે. તું મોટો અમલદાર થયો. રાજા અને પ્રજાનો સેવક બન્યો. આ બન્ને ફરજ તું ચૂક્યો છે. તેં રાજાને ખુશ રાખવા-તારા સ્વાર્થને પરીપૂર્ણ કરવા તેં હજારો ગરીબોને ગરદન માર્યાં છે. તેં તારી બુદ્ધિનો ગેર ઉપયોગ કર્યો છે. સત્તાના મદમાં તું છતી આંખ્યોએ અંધ બન્યો છે. આ સઘળા ગૂન્હાના પ્રાયશ્ચિત રૂપે અત્યારે તને ખરેખરો અંધાપો પ્રાપ્ત થયો છે. આ શિક્ષા તારે જન્મ પર્યંત ભોગવીજ જોઇએ."

"શું હું આખો જન્મારો આંધળોજ રહીશ?" અમલદારે ગભરાઇને પૂછયું.

"એમાં શું શંકા?"

"ઓ બાપાજી મારી પર દયા કરો–રહેમ કરો."

"તારા જેવા હરામખોર પર રહમ સંભવેજ નાહ."

"હું દયાનો ઉમેદવાર છું."

"ઉમેદવારી કર્યા કર. લાયક થઇશ ત્યારે ઇનસાફ મળશે."

"હું ભીખ માગું છું."

"સાધુ પાસે ભીખમાં આપવાનું શું હોય?"

"ફક્ત દયા."

"દયા પ્રજાની પાસે. જા તેમના પગે પડ. પ્રજાની દયા મળશે તો જરૂર પ્રભુની પણ દયા મળશે."

"હું દેખતો થાઉં તો તરતજ તેમ કરૂં."

સાધુ મૌન રહ્યો. જમાદાર પુનઃ બૂમ પાડી ઉઠયો; "ઓ બાપજી! કેમ બોલતા નથી. હું ગભરાઉં છું. દયા, અરે મારી ખાતર નહિ તો મારાં બાળ બચ્ચાંની ખાતર મારી પર દયા કરો. હું હવેથી ન્યાય માર્ગે ચાલીશ. પ્રજાનો સાચ્ચો સેવક બનીશ."

"આ શબ્દો તારા હૃદયના છે?"

"મારા પવિત્ર હૃદયના છે. હું મારાં વ્હાલાં બાળકોના સોગન ખાઇને કહું છું કે હું હવેથી નેક રસ્તે ચાલીશ."

"જોજે ભૂલતો નહિ."

"બાપજી! વધુ શું કહું? મારા મનમાં અત્યારે જે પરિવર્તન થઇ રહ્યું છે તે હું આપને કેવી રીતે બતાવું. દયામય દયા કરો."

અમલદાર દીન વદને અબધૂતની સામે જોઇ રહ્યો. અવધૂતને હસવું આવ્યું. થોડીકવાર કંઇક વિચાર કરી સાધુએ ઝોળીમાંથી

એક બીજી ડબ્બી બહાર કાઢી અને તેમાંથી લીલા રંગની કંઇક ભૂકી કાઢી કહ્યું: " જોજે સભળજે. આ વખતનાં વચનો ભૂલે નહિ. હું આ વખતે તો તારી દયા લાવી તને દેખતો કરૂં છું. પણ જો બેઇમાન થયો તો યાદ રાખજે કે હું જ્યાં હોઇશ ત્યાંથી પણ હાજર થઈ તારી ખબર લઇશ. "

આટલું કહી અબધૂતે હાથમાંની ભૂકીનું તેની બન્ને આંખ્યોમાં અંજન કર્યું. દશેક મીનીટ સૂધી આંખ્યોમાંથી પાણી નીકળવા લાગ્યું અને પછી આ કેવો અજબ ચમત્કાર ? આંધળો અમલદાર દેખતો થયો. તેણે આસપાસ જોયું. તેના આનંદનો પાર રહ્યો નહિ. તે એકદમ ઉભો થયો અને બાવાજીને સાક્ષાત પ્રભુ સમજી લાંબો થઇ પગે પડયો.

અબધૂતે હાશ્ય કરી પૂછયું; " કેમ બચ્ચા ? "

" મહારાજ ! મારીપર આપની મોટી કૃપા થઈ. આ ઉપકાર હું જન્મ પર્યંત ભૂલનાર નથી. "

" તું નેકીને રસ્તે ચાલીશ તો ઉપકારનો બદલો વળી ગએલો સમજીશ. "

" હું હવે એમજ વર્તીશ. પ્રભુ ! હું આપનો દાસ છું. આપ કહોતો હું આ પળેજ રાજાની નોકરી છોડવા તૈયાર છું. "

" મારે શા માટે કહેવું જોઇએ ? પ્રભુએ તને બુધ્ધિ આપી છે. તું સત્ય-અસત્યનો નિર્ણય કરીજો અને પછી તારો આત્મા શું કહે છે તે વિચારી કામ કર. "

" પ્રભુ ! આ વિશે મારે આપને પૂછવું છે. આપ મારી શંકા ટાળો. "

" ખુશીથી પૂછ. "

" હું એ જાણવા ઇચ્છું છું કે રાજા સર્વ શક્તિવાન ખરો કે નહિ ? "

" ના, સર્વ શક્તિમાનતો ફક્ત એક પ્રભુજ છે. "

" અને રાજા ? "

" રાજા તેના સેવકોના બળથી શક્તિવાન મનાય છે. "

" રાજાનો ધર્મ ? "

" પ્રજાનું પાલન અને શત્રુઓથી રક્ષણ. "

" પ્રજાની ઇચ્છાનુસાર વર્તવું એજ રાજાનો ધર્મ ને ? "

" હા, પ્રથમ પ્રજા અને પછી રાજા. "

" ત્યારેતો રાજા પ્રજાનો સેવક ગણાય ? "

" જરૂર. તુંજ વિચાર કરીજો કે પ્રજાના પ્રતાપેજ રાજા રાજ્ય કરી શકે છે, પ્રજાના પૈસાથીજ રાજા અને તમે સુખ-વૈભવ ભોગવી શકો છો. પ્રજાના કલ્યાણમાંજ રાજાનું અને તમારૂં કલ્યાણ સમાએલું છે. પ્રજાનું અકલ્યાણ કરનાર રાજા અગર અમલદાર આખરે જરૂર નાશ પામે છે. "

" ખરેખર ! આજ પર્યંત હું ભૂલ્યો છું. મેં ગરીબ પ્રજા પર અમાનુષી અત્યાચાર કર્યા છે. અફસોસ ! હવે કયારે છૂટીશ ? "

" હવેથી પ્રજાની સેવા કર. તારા અપરાધ પ્રભુ માફ કરશે. "

" મને ઘણું લાગી આવેછે . "

" સદાય તારૂં ચિત્ત આવું નિર્મળ રહો. "

" બાવાજી ! હું નોકરી છોડી દેવા ઇચ્છું છું. "

અબધૂતે થોડીક વાર કંઇક વિચારમાં રહી કહ્યું, " તું હાલમાં નોકરી તજીશ નહિ. "

" કેમ વારૂ ? "

" તું નોકરીમાં રહી જેવી પ્રજાની સેવા કરીશ તેવી સેવા નોકરીથી વિમુખ થઇ કરી શકીશ નહિ. "

" આ નોકરીમાં રહેતાં હવે ત્રાસ ઉત્પન્ન થાય છે."

" સત્ય સમજે એને જરૂર એમજ થાય. "

" મને ભયની આગાહી થાય છે. "

" તારી આગાહી ખરી છે. આ રાજ્યમાં ઘણોજ અત્યાચાર થયો છે. પ્રજાની આંતરડી કકળી રહી છે. પ્રજા-નિર્દોષ પ્રજા ગુલામ બની છે. તેના રડતા અંતઃકરણના આર્તનાદ પ્રભુને પહોંચ્યા છે. હવે ટુંકમાંજ આ રાજ્યપર પ્રલયકાળનું મોજું ફરી વળશે અને તેમાં અત્યાચારીયો ડૂબશે-મરશે."

" તે વખતે મારી શી ગતી ? "

" પ્રભુ તને બચાવશે. "

" મને બીજી કંઇ આજ્ઞા ? "

" તારે નિરંતર અહિં મારી પાસે આવવું. "

" જરૂર આપની સેવાનો લાભ લઇશ. "

" તારા હાથ નીચે કેટલા માણસો છે ? તું આ રાજ્યમાં શાની પદવી પર છે ? "

" હું આ નગરનો કોટવાળ છું. મારા હાથ નીચે નાના મોટા અમલદારો મળી લગભગ ત્રણસો માણસો છે. "

" દરેકને ન્યાય માર્ગે ચાલવાની અને પ્રજાની સેવા કરવાની સૂચના આપી દેજે. "

" આપની આજ્ઞાનું બરાબર પાલન કરીશ. "

" ઠીક ત્યારે જા હવે. "

" આપની પ્રત્યે મારી એક વિનંતિ છે. "

" શું ? "

" આપ અત્રે રહો ત્યાં સુધી ભોજનની વ્યવસ્થા હુંજ કરીશ. "

" તારી ઇચ્છા. કાલે ક્યારે આવીશ. "

" આપ કહો ત્યારે ? "

" સવારમાં ભોજન મોકલાવજે અને રાત્રિ પડયા પછી તું એકલો મારી પાસે આવજે. "

" બહુ સારૂં. "

કોટવાળ પ્રણામ કરી ત્યાંથી ચાલતો થયો. અબધૂત તેની પાછળ જોઇ રહ્યા.

દિવસની પૂર્ણાહુતી થઇ. રાત્રિ પડી. લોકો આવો પ્રકાર જોઇ આશ્ચર્યચક્તિ થયાં. વિવિધ વાતો ચર્ચાવા લાગી. લોકોનું ટોળું મહારાજની આગળ એકઠું થવા લાગ્યું. અબધૂતે મોડા સુધી તેમને ઉપદેશ આપ્યો. લોકોએ પોતાનાં અંતરદુઃખ જાહેર કર્યાં. અબધૂતે આશ્વાસન આપ્યું. રોગી-દુઃખી શરણે આવ્યાં. બાવાજીએ ભસ્મની ચપટીયો આપવા માંડી. શ્રદ્ધાળુ જનો ભસ્મની ચપટીને દુઃખ હારક માનવા લાગ્યાં. એમજ થયું. અડગ શ્રધ્ધા ફળવા લાગી. દુઃખ શોક દૂર થયાં. બાવાજી સાક્ષાત પ્રભુ થઇ પડયા. છેવટે મધ્ય રાત્રિ થતાં લોકો વિખરાયાં. બાવાજી ધુણી આગળ પદ્માસન લગાવી પ્રભુના ધ્યાનમાં ધ્યાનસ્થ થયા.



# પ્રકરણ ૩ જું.

## અબધૂત કોણ ? "

ચમત્કારી અબધૂતે અમલગઢના બજારમાં અડીંગા લગાવ્યા. ઉપરા ઉપરી ચમત્કાર બતાવાથી આખા નગરમાં અબધૂતની વાત ચર્ચાઇ રહી. નરનારીનાં ટોળેટોળાં તેનાં દર્શને આવવા લાગ્યાં. અબધૂત મહાન આડંબરથી રહેવા લાગ્યો. લોકો તેને માટે ફળફળાદી-નાણું વગેરેની ભેટો લાવવા લાગ્યા. પણ અબધૂતે કંઇ પણ સ્વીકારવાની સ્પષ્ટ ના પાડી. આથી તો તેની કીર્તિ ઘણીજ વધી. સાક્ષાત પ્રભુજ પધાર્યા છે એવી માન્યતા ફેલાઇ રહી. અમલગઢની આસપાસનાં ગામડાંઓમાંથી પણ લોકો દર્શને આવવા લાગ્યાં. અબધૂતના આશ્રમમાં આખો દિવસ માણસોની મેદની મળી રહેતી. આથી કંટાળી અબધૂતે દિવસે બોલવાનું બંધ કર્યું. તે મૌનતાથી બેસી રહેતો. આમ કરવાથી ફાયદો એ થયો કે લોકો ત્યાં બેસી નહિ રહેતાં દર્શન કરી પંથે પળતાં. અબધૂતને માટે હમેશાં એક વાર કોટવાળ સાહેબને ત્યાંથી ચાંદીના વાસણમાં ભોજન આવતું. કોટવાળ સાહેબ રોજ રાત્રિના સમયે ત્યાં આવતા અને પૂર્ણ ધ્યાન શ્રદ્ધાથી સાધુનો ઉપદેશ સાંભળતા.

કોટવાળની સાથે કોઇ કોઇ વખતે બીજા અમલદારો પણ આવતા. અબધૂત સમયોચિત સંભાષણ કરી સર્વેના મનનું સમાધાન કરતો. થોડા વખતમાં અબધૂતની કીર્તી આખા નગરમાં પ્રસરી રહી. રાજા હેમસિંહની પાસે પણ તે વાત પહોંચી. રાજાની

વિસ્મયતનો પાર રહ્યો નહિ. સાધુમાં તેની શ્રદ્ધા ચોંટી અને જો આ સાધુ કૃપા કરે તો જરૂર વિશ્વમોહિની મારીપર પ્રેમ કરે. રાજા આમ માનવા લાગ્યો. તેણે સાધુને મળવાનો મનમાં સંકલ્પ કર્યો.

એક સિપાહીને મોકલી તેણે કોટવાળને પોતાની પાસે બોલાવ્યો.

કોટવાળ રાજાની પાસે હાજર થયો અને નમન કરી રાજાની સમક્ષ ઉભો રહ્યો.

રાજાએ પૂછ્યું; "મેં એમ સાંભળ્યું છે કે આપણા નગરમાં એક સાધુ આવેલ છે ?"

"નામદારનું સાંભળવું સત્ય છે." કોટવાળે જણાવ્યું.

"તે ઘણો ચમત્કારી છે નહિ વારૂ ?"

"હાજી"

"તમારી શ્રદ્ધા તેની પર કેવી છે ?"

"પૂરેપૂરી."

"એટલે ? સ્પષ્ટ સમજાવો ?"

"હું તે સાધુને પ્રભુ પ્રકારે પૂજું છું."

"તમે કંઈ ચમત્કાર જોયા ?"

"હાજી."

"શું ?"

"હું આંધળો બન્યો અને પછી દેખતો થયો."

"શાથી આંધળા થયા ?"

"સાધુના કોપથી."

"વિગતવાર જણાવો ?"

કોટવાળે સાધુ સાથેના પ્રસંગની વાત રાજાને વિદિત કરી. રાજાના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. રાજાની ખાત્રી થઇ ચૂકી કે

આ સાધુથી જ મારી મનકામના પૂર્ણ થશે. મારા સુભાગ્યેજ આ સાધુ મારા નગરમાં આવ્યો છે. હું આવી અમૂલ્ય તક હાથથી જવા દઇશ નહિ. હું એ સાધુને મળીશ અને મારી મનોવેદના જાહેર કરીશ. મારી બે ઇચ્છા છે. એક તો દુશ્મનનો નાશ અને બીજી વિશ્વમોહિની. બસ આ બે ઇચ્છાઓ સાધુની કૃપાથી જરૂર પૂરી થશે. રાજા આત્મગત્ આમ વિચારી રહ્યા હતો. કોટવાળ રાજાના મુખ તરફ જોઇ રહ્યો હતો. ઘણી વાર થતાં કોટવાળે પૂછયું; "સેવકને શું આજ્ઞા છે ?"

"મારે તમને થોડુંક પૂછવું છે ?"

"સેવક જવાબ આપવાને તૈયાર છે."

"સાધુ અહિં કયાં સુધી રહેનાર છે?"

"તેની મને ખબર નથી. તેમની મોજમાં આવે ત્યાં સુધી રહે, એ તો રમતા રામ, આ પળે જો દિલ ઉઠે તો ચાલ્યા જાય."

"તે આખો દિવસ મૌન રહે છે નહિ વારૂ?"

"હા"

"તે જમે છે શું ?"

"જે મળે તે."

"ભોજનની શી વ્યવસ્થા છે ?"

"ભોજનની વ્યવસ્થા આપના આ સેવકેજ કરી છે."

"બે વખત જમે છે ને ?"

"ના, એકજવાર"

"ઠીક; મારો વિચાર તેમનાં દર્શને આવવાનો છે."

"આનંદની વાત. છડીસ્વારીએ પધારવાની ઇચ્છા છે ?"

"ના, હું એકલો જ."

"એકલા જવાથી જ સારીરીતે વાતચિત થઇ શકશે."

"સમય કયો રાખીશું?"

"રાત્રિનો."

"ક્યારે જવું?"

"તમે પૂછી લાવજો. તેમની આજ્ઞા થશે એટલે આપણે જઇશું.'

"હું જરૂર તેમની આજ્ઞા મેળવી લાવીશ."

"હા. પછી તરત મને મળજો."

"ઠીક; હું હવે રજા લઉં છું."

"હા, અને સાધુને માટે જે જરૂર પડે તે તમામ વ્યવસ્થા સારી રીતે કરજો. આવો ચમત્કારી સાધુ કોઇ વખતે જ આવી ચઢે છે. તેની સેવાનો લાભ જે ભાગ્યવાન હોય છે તેનેજ મળે છે. આપણે આવી અમૂલ્ય તક એળે ગૂમાવવી જોઇએ નહિ. સાધુને રાજ્ય તરફથી દરેક પ્રકારની સગવડ કરી આપજો. તેના મનમાં એમ ના થવું જોઇએ કે અમલગઢમાં તેને દુઃખ ઉત્પન્ન થયું. સમજયા ને?"

"હું એ બાબતપર ખાસ ધ્યાન આપીશ."

કોટવાળ ચાલતો થયો. રાજાના મનમાં સાધુ પ્રત્યે શ્રદ્ધા ઉત્પન્ન થઇ જાણી કોટવાળને ઘણો આનંદ થયો. સાધુનો ચમત્કાર જોયા પછી કોટવાળનું વર્તન તદ્દન ફરી ગયું હતું. પ્રજાની સાથે તે ન્યાયથી અને માયાથી વર્તતો. કોઇનું કંઇ નુકશાન થાય અગર કોઇને ગેરઇન્સાફ થાય એની બરાબર કાળજી રાખતો. પોતાના હાથ નીચેનાં માણસોને પણ સારી રીતે વર્તવાની તેણે સૂચના આપી દીધી હતી. કોટવાળના વર્તનમાં થએલા અજબ ફેરફારથી પ્રજા આનંદ પામી અને તેનું કારણ સાધુનું આગમન સમજવા લાગી.

રાજ્યના અન્ય અમલદારો પણ આવા બનાવથી આશ્ચર્ય પામ્યા. સાધુ કોણ હશે ? કેમ આવ્યો હશે વગેરે તર્ક-વિતર્ક તેમના મનમાં થવા લાગ્યા. રાજ્યનો મોટો અમલદાર મોતીલાલ બંકા આ વખતે નગરમાં ન્હોતો. તે કંઇ અગત્યના કામને માટે બીજા નગરમાં ગયો હતો. પેલા લાલા લોકો કે જે ડંકા અને વંકાના નામથી ઓળખાતા હતા. તેઓ તો સાધુની સારી રીતે સેવા કરી રહ્યા હતા. તેમનો ઇરાદો સાધુની પાસેથી સોનું બનાવવાનો કીમીયો શીખવાનો હતો. સાધુએ આ બન્ને લાલાઓ દ્વારા આખા અમલગઢની માહીતી મેળવી લીધી.

રાત્રિના સમયે સાધુની પાસે કોઇ રહેતું નહિ. ફક્ત કોટવાળ મોડા સૂધી બેસી વાતો કરતો. આજે પણ રાત પડતાં રોજના નિયમાનુસાર કોટવાળ સાધુની પાસે આવ્યો અને વંદન કરી સાધુની સામે બેઠો.

થોડીકવાર ભગવત ગાન ચાલ્યું. કોટવાળે પણ તેમાં ભાગ લીધો. બાદ સાધુએ પૂછ્યું; "કહો આજની શું ખબર છે ?"

"આજે કંઇ નવીનતા નથી. સર્વત્ર શાન્તિ છે." કોટવાળે જણાવ્યું.

"તમારા વર્તનના પરિવર્તનથી શું લાભ મળ્યો ?" સાધુએ પૂછ્યું.

"હું નિરંતર આનંદમાં રહું છું. લોકો મારી પ્રત્યે માન ધરાવે છે. હું જ્યાં જાઉં છું ત્યાં મારો સત્કાર થાયછે."

"અને પહેલાં શું થતું હતું ?"

"પ્રથમ મને નિરંતર ભય રહ્યા કરતો. જાણે મહાન આફત આવવાની હોય એમ ભાસ થતો. રાત્રિએ બરાબર નિદ્રા લઇ શકતો

ન્હોતો, વારંવાર અજંપો થઇ આવતો. લોકો મને તિરસ્કારતા. હું જ્યાં જતો ત્યાં મારૂં ખુલ્લું અપમાન થતું."

" પ્રભુનો ઉપકાર માન કે જેથી તારી નિર્મળ બુદ્ધિ થઇ."

" એ સઘળો આપનોજ પ્રતાપ છે. આપે મને નર્કમાંથી બચાવ્યો છે."

" કર્તા-હર્તા નારાયણ છે. મનુષ્ય તો ફક્ત નિમીતજ છે. ભાઇ! હું હવે અહિંથી જવા ઇચ્છું છું."

" કારણ ?" કોટવાળે આશ્ચર્ય દર્શાવતાં પૂછ્યું.

" સાધુએ ઘણા દિવસ એકજ ગામમાં રહેવું જોઇએ નહિ. મને અહિં આવે દિવસો વિત્યા. મારે હવે અહિંથી જવું જોઇએ."

" આપ ક્યાં જવા ઇચ્છો છો ?"

" પ્રભુ લઇ જાય ત્યાં."

" આપનાં દર્શનનો લાભ મને ક્યાં મળશે ?"

" મારાં દર્શન હવે તને ફરીથી નહિ થાય."

" પ્રભુ ! આ શું બોલો છો ? શું આપનાં દર્શન હવે પછી નહિ થાય ?" કોટવાળે દુઃખી થતાં પૂછ્યું.

" ભાઇ ! મનુષ્યને કાલની ખબર નથી. મારાં દર્શન તને થયાં છે. હવે પછી દર્શનની શામાટે ઇચ્છા રાખે છે ? જો તું સાફ દિલથી વર્તીશ તો હું ઘણો ખુશી થઇશ અને તું પણ દુનિયાંમાં સુખી થઇશ. માણસનો અવતાર ફરી-ફરીને મળનાર નથી. માટે દરેક મનુષ્યે ધર્મ સંભાળી માનવ જન્મની સફળતા કરવી જોઇએ. અંતે ધર્મે જય છે અને પાપે ક્ષય છે."

" બાપજી ! હું આપને એક ગુપ્ત વાત પૂછવા ચાહું છું ?"

" ખુશીથી પૂછ."

"આ રાજ્યમાં દિવસે દિવસે અન્યાય વધતો જાય છે. પ્રજાને સુખ નથી. પ્રજા પીડાય છે. આ દશામાં મારે શું કરવું ?"

"તારો આત્મા શું કહે છે ?"

"નોકરી છોડી દઇ આપનો શિષ્ય બનું."

"કોઇના શીષ્ય બનવામાં સાર નથી. ભગવાન પોતેજ સર્વના ગુરૂ છે. આ રાજ્યમાં જુલ્મ થતો હોય, પ્રજા પીડાતી હોય તો તારે પણ નોકરી તજી દેવી. મારા ગયા પછી નોકરી છોડી દેજે. તારાં માણસોને ગુલામીમાંથી મુક્ત કરજે અને પછી જો તારો અને તારાં માણસોનો વિચાર નોકરીજ કરવાનો હોય તો વિજયકુમાર પાસે જજો."

"શું વિજયકુમાર પાસે ?" કોટવાળે ગભરાઇને ચારે બાજુ જોયું.

"હા, તું આટલો ગભરાય છે શાને ?"

"વિજયકુમાર આ રાજ્યનો પક્કો રીપુ છે. તેનું નામ ઉચ્ચારનારને ગરદન મારવાનો હુકમ છે."

"વિજયકુમાર પ્રજાપાલક છે, સદ્‌ગુણી છે. વળી તે મારો શિષ્ય પણ છે. તેણે પ્રજાને ઉદ્ધારવાનો દૃઢ સંકલ્પ કર્યો છે. થોડા દિવસમાં તે મોટા લશ્કર સાથે આ નગર પર ચઢી આવશે."

"પરીણામ શું આવશે ?" કોટવાળે ધડકતા અંતઃકરણે પૂછ્યું.

"જુલ્મી સત્તાનો અંત આવશે અને કુમારનું શાન્ત-સામ્રાજ્ય સ્થપાશે."

"રાજાનું શું થશે ?"

"કેદ યા મ્હોત."

"આ બધું ક્યારે બનશે ?"

સાધુએ નાક દબાવી મૌન ધર્યું અને એ સ્થિતિમાં થોડીકવાર

રહી કહ્યું; "થોડા દિવસમાંજ આ બનાવ બનશે. તું નોકરી છોડી દઇ વિજયકુમારના શરણમાં જજે. હું તને ચિઠ્ઠી લખી આપીશ. ત્યાં તને સારો હોદ્દો મળશે. વિજયકુમારની સેવામાં જોડાવાથી સ્વાર્થ સાથે પરમાર્થ પણ થશે."

"આજે આપની અનહદ કૃપા મારી પર થઇ."

સાધુએ એક કાગળની કાપલી ઉપર થોડાક શબ્દો લખ્યા. ભાષા એવી લખી કે કોઇના સમજવામાં આવે નહિ. કોટવાળે પૂછ્યું; "બાપજી ? આપે આ શુ લખ્યું ?"

"ભલામણ પત્ર."

"આમાં લખેલું સમજી શકાતું નથી."

"તારાથી અગર બીજા કોઇથી સમજી શકાશે નહિ. ફક્ત વિજયકુમારજ સમજશે."

કોટવાળે ચિઠ્ઠી ગજવામાં મૂકી અને પછી રાજાની વાત યાદ આવતાં કહ્યું, "બાપજી ! હું આપને એક વાત કહેવાનું ભૂલી ગયો."

"શું વાત છે ?" સાધુએ પૂછ્યું.

"આજે રાજાની મુલાકાત થઇ હતી."

"પછી ?"

"રાજાજીની ઇચ્છા આપનાં દર્શને આવવાની છે."

સાધુએ થોડીક વાર વિચારમાં રહી કહ્યું. "તેની ઇચ્છા હું સમજી ગયો, તેની ઇચ્છા સ્વાર્થી અને દુષ્ટતાથી ભરેલી છે. વળી આ નગરનો રાજા અક્કલ શૂન્ય છે. આવા પાપાત્માને મળવાની મારી બિલકુલ ઇચ્છા નથી."

કોટવાળ ચૂપ રહ્યો. તેનું મુખ ઉતરી ગયું. પુનઃ સાધુએ પૂછ્યું; "તું ઉદાસ કેમ થયો ?"

"બાપજી ! શું કહું ? રાજાને હું કહીશ કે મહારાજ આપને મળવા ઇચ્છતા નથી ત્યારે તે અક્કલવિહીન રાજા મારીપર ગુસ્સે થઇ જશે."

સાધુએ હશીને કહ્યું, "જા, તારી મરજી છે તો કાલે સાંજના તેને લઈ આવજે."

કોટવાળના મુખપર હર્ષ છવાયો. બીજી વાતો ચાલી. રાત્રિ ઘણી વીતી. કોટવાળ મહારાજની રજા લઇ રસ્તે પડયો.

બીજે દિવસ થયો. લોકોનાં ટોળેટોળાં સાધુની પાસે દર્શને આવવા લાગ્યાં. આખો દિવસ ધમાલ ચાલી. રાત્રિ પડતાં લોકોનો અવરજવર બંધ થયો દ્વિતીય પ્રહરનો આરંભ થયો. બે કાળા જબ્ભા-ધારી સાધુની પાસે આવ્યા અને સાધુને નમન કરી બાજુ પર બેઠા.

આ બંન્ને અન્ય કોઇ નહિ પણ રાજા વ્હેમસિંહ અને કોટ-વાળ હતા. સાધુએ વક્ર નેત્રે રાજા સામે જોઇ પૂછયું; "કેમ શું અ-ભિલાષા છે ?"

"મહારાજ ! મારી ફક્ત બેજ ઇચ્છા છે."

"તારી તે બે ઇચ્છાઓ હું સમજી ચૂકયો છું; પણ તારી તે ઇચ્છાઓ સફળ થનાર નથી."

"બાપજી ! કોઇપણ ઉપાયે મારી એ ઇચ્છાઓ સફળ કરો. હું આપના શરણમાં આવ્યો છું."

"તારી ઇચ્છાઓ દુષ્ટ છે. પરાઇ સ્ત્રીની અભીલાષ એ તારી ઇચ્છા ગેરવ્યાજબી છે."

"બાપજી! હું મોહાંધ બન્યો છું."

"એજ તારા દુર્દૈવની નીશાની છે."

"કોઇપણ ઉપાયે મારૂં કાર્ય થવું જોઇએ."

સાધુએ થોડીક વાર મૌન ધારણ કરી કહ્યું. " રાજા ! આ હઠમાં હાની છે. "

" ગમે એમ હોય; પણ મારી ઇચ્છા પૂર્ણ થવી જોઇએ. "

" તે હાલ ક્યાં છે ? "

રાજા ચૂપ રહ્યો. વિશ્વમોહિની જે સ્થળે છે તે સ્થળ તે કેવી રીતે બતાવી શકે ? રાજાના મનમાં શંકા હતી. આથી તે ચૂપ રહ્યો. સાધુએ તેનું મન પારખી કહ્યું: " તારૂં મન મેલું છે. તેં જે જગાએ તેને છૂપાવી છે તે સ્થળ મારી અજાણની બહાર નથી. તું જાણે છે પણ મારી પ્રત્યેની શંકાથી કહી શકતો નથી. કેમ ખરૂંને ? "

રાજા ગભરાયો. સાધુના ખરાપણાની ખાત્રી થઇ. તે બોલ્યો; " બાપજી ! મેં મોટો અપરાધ કર્યો. હું હવેથી એમ નહિ કરૂં. "

" રાજા ! હવે મારાથી કંઇ પણ બનનાર નથી. વખત વહી ગયો. જો તેં શંકા ન કરી હોત તો કદાચ તારૂં કામ સિદ્ધ થાત."

" મહારાજ ! મારી પર દયા કરો. "

" ત્યારે કહે કે તેં તેને ક્યાં છૂપાવી છે ? "

રાજાએ ધડકતા અંતઃકરણે ગૂપ્ત સ્થળની માહિતી સાધુને જણાવી. સાધુએ ધ્યાન પૂર્વક સાંભળી કહ્યું.

" રાજા ! લે આ ભષ્મ હું તને આપું છું. તેને એક કાગળમાં બાંધી માદળીયામાં નાખજે અને પછી તે માદળીયાને ધુપ દઇ તારા ગળામાં પહેરજે. "

" પછી ? " રાજાએ આતુરતાથી પૂછ્યું.

" તું તારી પ્રેમદેવી પાસે જજે. તે તરત તારૂં કહેવું કબુલ કરશે. "

" આપનો અત્યંત ઉપકાર થયો. " રાજાએ ભષ્મ કાગળમાં બાંધી ગજવામાં મૂકી.

" રાજા! હવે કંઇ પૂછવું છે?"

" એક ઇચ્છા બાકી રહી જાય છે."

" શી ?"

" દુષ્મનના વિનાશની."

" આ ઇચ્છા અધમ છે."

" બાપજી! પૂર્ણ કરો. હું તમારો દાસ છું."

" ઠીક છે; તેને માટે હું કાલે પ્રયોગ આરંભીશ."

" એમાં કંઇ સાહિત્યની જરૂર પડશે?"

" ના."

" આપના ભોજનની વ્યવસ્થા હવે રાજ તરફથીજ થશે."

" રાજન્! એટલી બધી તકલીફ ઉઠાવવાની જરૂર નથી. આ કોટવાળ મારી સારી સેવા કરે છે. તેને ત્યાંથી હમેશાં ભોજન આવે છે. એ પણ આપનુંજ ભોજન છે."

" મહારાજ! એક વારતો મારા આમંત્રણનો સ્વીકાર કરો?"

" જોઇશું."

" આપને કોઇ પણ પ્રકારની અગવડતા નડતી નથી ને?"

" સાધુને અગવડતા શી?"

" બીજી કંઇ આજ્ઞા?" રાજાએ પૂછ્યું.

" જાવ; ખુશ રહો."

રાજા પ્રણામ કરીને જવાને ઉભો થયો. આજે તેના મનમાં આનંદ સમાતો ન્હોતો. ક્યારે માદળીયું બનાવી પહેરૂં અને વિશ્વમોહિની પાસે જાઉં એમ તેના મનમાં થઇ રહ્યું હતું. રાજા અને કોટવાળ રાજમહેલે આવ્યા. રાજા મહેલમાં ગયો અને કોટવાળ સાધુની પાસે પાછો આવ્યો.

" રાજાની દુષ્ટતા નિહાળીને ? " સાધુએ કોટવાળને પૂછ્યું.

" તેની ઇચ્છામાં અધમતા સિવાય અન્ય કાંઇ નથી. આપે શા માટે તેને માદળીયું કરી આપ્યું ? "

" કોટવાળ ! શા માટે ગભરાય છે ? હું રાજાને જોતાંજ તેની તમામ વૃત્તિ જાણી ગયો છું. માદળીયું આપવાથી ભય નથી. એ માદળીયુંજ રાજાને માર ખવરાવશે. "

" શું ખરૂં કહો છો ? "

" હા, રાજા જે બાઇની ઇચ્છા કરે છે તે બાળા સતી છે. "

" હવેજ મને આનંદ થયો. "

" કોટવાળ ! મારી તને એક છેલ્લી સલાહ છે. " સાધુએ નવીન કહ્યું.

" આપની સલાહને જીવના જોખમે પણ માન્ય કરવાને આતુર છું. જણાવો ? "

" તું આજ સવાર પડતાંજ અત્રેથી વિદાય થઇ જા. "

" હેં ! શું કહો છો ? " કોટવાળે સ્તબ્ધ થતાં પૂછ્યું.

" હું ખરૂં કહું છું. તારી ઉપર આફત આવશે. "

" પણ એકાએક આ શું ? "

" પ્રભુની એવીજ મરજી છે. જા તૈયારી કર. "

" હું ક્યાં જાઉં ? "

" મેં કહ્યું છે ત્યાં. "

" વિજયકુમાર પાસે ? "

" હા. "

" હું હાલ એકલો જાઉં તો ? "

" ના, તારાં સઘળાં આપ્તજનોને સાથે લેતો જા. જો તેમને અહિં રાખીશ તો તેમને પણ ભયંકર આફતમાં ફસાવીશ. "

" અને મારા તાબાનાં માણસો ? "

" તેમને પણ આવવું હોય તો સાથે લેઇ જા. "

" આપ અહિં ક્યાં સૂધી રહેશો ? "

" હું સૂર્યોદય પહેલાંજ આ નગરનો ત્યાગ કરનાર છું. "

" આપનો મેળાપ ક્યાં થશે ? "

" તે હું હાલ ચોક્કસ કહી શકતો નથી. પણ હું તને ગમે ત્યારે મળીશ ખરો. "

" પ્રણામ. આ સેવકને ભૂલી જશો નહિ. " કોટવાળે ગમગીન વદને પ્રણામ કરતાં કહ્યું.

" તારૂં કલ્યાણ થાવ. "

" જાઉં છું. "

" હા, જતાં પહેલાં મને મળતો જજે. "

કોટવાળ ગયો. ઘેર જતાંજ તેણે પોતાનાં હાથ નીચેનાં માણસોને બોલાવી પોતાનો વિચાર જણાવ્યો. કોટવાળનાં આપ્તજનો અને સેવકો કોટવાળના વિચારને સંમત થયાં. સઘળાએ તેજ વખતે જવાની તૈયારી કરી. ઉંટ-ઘોડા પર સામાન નાખી સઘળા એક પછી એક ગૂપચૂપ નગર બહાર નીકળી ગયા. લગભગ બસો માણસોનો કાફલો વિજયકુમાર પાસે જવા તૈયાર થયો. કોટવાળે ઘરમાંથી તમામ દ્રવ્ય-વાસણ વગેરે લઇ લીધું. તેનાં માણસોએ પણ કંઇ ઘરમાં રાખ્યું નહિ. સઘળાંના નગર બહાર નીકળી ગયા પછી કોટવાળ સાધુની પાસે આવ્યો અને જવાની તૈયારી જણાવી. સાધુએ તેને આશિષ આપી અને દુઃખ વિદારક ભસ્મ ડબ્બીમાં આપી જણાવ્યું

કે જ્યારે તને એમ જણાય કે તું દુઃખમાં છે ત્યારે આ ડબ્બીમાંથી થોડીક ભષ્મ લઇ તારા કપાળે લગાવજે. કોટવાળે પૂર્ણ શ્રધ્ધાથી ડબ્બી લીધી. રાત્રિના પાછલા પહોરે કોટવાળ સાધુની રજા લઇ વિદાય થયો. કોટવાળના ગયા બાદ સાધુએ પણ જવાની તૈયારી કરવા માંડી. પણ એટલામાં એક આશ્ચર્યકારક ઘટના બની. એક બુરખાધારી વ્યક્તિ ધીમે કદમે સાધુની પાસે આવી. સાધુ તેની તરફ આશ્ચર્યતાથી જોઇ રહ્યો. તે આવનાર બુરખાધારીએ કહ્યું, "હું ન્હોતી ધારતી કે તમે આમ સાધુ—અબધૂત બનીને અહિં બેઠા હશો?"

" તું કોણ છે? " સાધુએ વિસ્મય પામી કંઇક કઠોર સ્વરે પૂછયું.

" હું બાઇ માણસ છું. "

" આહં કેમ આવી છે ? "

" તમને સઘળે શોધતી-શોધતી હું અહિં આવી છું. "

" મારૂં શું કામ છે ? "

" એક પરોપકારનું કામ કરવાનું છે. "

" શું ? "

" રાજકન્યા વિશ્વમોહિની અને તેની સખીને બંધન મૂક્ત કરવાં છે અને તેમાંજ તમારી મદદની જરૂર છે. "

" રાજકન્યા કઇ જગાએ છે ? "

" તેની માહિતી વનદેવીને છે. વળી રાજ્યમાતા પણ ત્યાં છે. "

" રાજ્યમાતા કોણ ? "

" વ્હેમસિંહનાં પત્ની સત્યમતી. "

" તે તમારાં મદદગાર ? " સાધુએ આશ્ચર્યતા દર્શાવતાં પૂછયું.

" હા, તમે હવે ચાલો. "

" તમે કોણ છો ? "

" જુઓ. " તે સ્ત્રીએ બુરખો અલગ કરી પોતાનું મુખ દેખાડયું અને સાધુના કાનમાં કંઇક ધીરેથી વાત કરી કે જેથી સાધુના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તેણે તેજ ક્ષણે ઝોળી ખભે ભરાવી–ચીપીયો હાથમાં પકડી તે બુરખાધારી સ્ત્રીની સાથે ચાલવા માંડયું. બન્ને જણાં જોતજોતામાં ગયેબ થઇ ગયાં.

પ્રાતઃકાળ થતાંજ સાધુના જતા રહેવાની ખબર પડી. લોકોની નીરાશાનો પાર રહ્યો નહિ. કોટવાળના અને તેની સાથેના માણસોના જવાની પણ ખબર થઇ. લોકોમાં અનેક વાતો ચર્ચાવા લાગી. રાજાના આશ્ચર્યની પણ સીમા રહી નહિ. સાધુ કોણ હશે ? કોઇ ભેદુતો નહિ હોય ? કોટવાળ અને તેનાં માણસો શું તેની સાથે ગયાં હશે ? આવા અનેક પ્રકારના વિચાર રાજાના મનમાં થવા લાગ્યા. બરાબર આ વખતેજ મોતીલાલબંકા બહાર ગામથી આવી રાજાની પાસે હાજર થયો અને બોલ્યો; " રાજન ! મને સઘળી બાબતની ખબર પડી ચૂકી છે. મેં પૂર્ણ તપાસ કરાવી ખાત્રી કરી છે. તમે ઠગાયા છો અને સાથે કોટવાળ પણ ફસાયો છે. તમે જે સાધુમાં વિશ્વાસ મૂકી સઘળી વાત કહી માદળીયું લીધું; તે ખરેખરો સાધુ અબધૂત નહિ, પણ મહા પરાક્રમશાળી વીર પ્રતાપસિંહ હતો.

ભેદ ખુલ્લો થતાંજ રાજાના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. સાધુને પકડવા સ્વારો દોડાવ્યા; પણ કશું વળ્યું નહિ.



# પ્રકરણ ૪ થું.

## ઘેલાનો ગભરાટ.

સાધુના જતા રહેવાથી અમલગઢમાં અનેક ચર્ચા ચાલી રહી. સાધુ રૂપે આવેલા પ્રતાપને પકડવા ઘણા પ્રયત્ન થયા. મોટાં ઇનામો જાહેર કર્યાં અને ઘણાં માણસોને દોડાવ્યાં; પણ પ્રતાપનો પત્તો લાગ્યો નહિ. વ્હેમસિંહના પસ્તાવાનો પાર રહ્યો નહિ. રાજકન્યા અને તેની સખીને જે સ્થળે પૂરવામાં આવ્યાં હતાં, તે ગુપ્તસ્થાનની માહિતી આપવાને માટે મોતીલાલે રાજાને સખ્ત ઠપકો આપ્યો; અને તે ગુપ્તસ્થળના રક્ષણને માટે બીજા પચાસ સૈનિકોને ત્યાં રવાના કર્યા. તે દરેકને આજ્ઞા આપી કે જો કોઇ અજાણ્યો ત્યાં આવે તેને મારી નાખવો. વળી પોતાનાં માણસો આવે તેને ઓળખવાને માટે કેટલાક છૂપા શબ્દો અને નિશાનીયો જણાવી. આ વ્યવસ્થામાં થોડા દિવસ નીકળી ગયા. આમ કરવાથી પણ બંકાને શાન્તિ વળી નહિ. તેને ભયનો ભાસ થવા લાગ્યો. તે અને રાજા ગુપ્ત સ્થાન પ્રતિ ગયા અને વિશ્વમોહિની તથા મણીકાન્તાને એક બીજા ગયબીસ્થાનમાં રાખ્યાં. તે સ્થળે પહેરાની જરૂર ન્હોતી. આથી પહેરેગીરો નગરમાં પાછા આવ્યા. બંકા અને રાજા નિશ્ચિંત થયા.

આ પછી રાજ્ય તરફથી નવા વેરાનો ઢંઢેરો બહાર પાડવામાં આવ્યો અને ભવિષ્યમાં લઢાઇનો સંભવ હોવાથી મૂડીવાળા પ્રજાજનોએ પોતાની મુડી રાજ્યને સ્વાધિન કરવી. લઢાઇ પૂરી થતાં

અને શાન્તિ સ્થપાતાં મૂડી પાછી મળશે. જ્યાં સુધી મૂડી રાજ્યને તાબે રહેશે ત્યાં સુધી સરકારી પંચ ઠરાવશે એ પ્રમાણે મુડીપર વ્યાજ મળશે. માટે પ્રજાનાં મુડીવાળા જનોને જણાવવામાં આવે છે કે આ જાહેરનામું બહાર પડયા પછી ચાર દિવસમાં પોતપોતાનાં નાણાં રાજ્યની તીજોરીમાં જમા કરાવી જવાં. જો આ મુજબ કરવામાં નહિ આવે તેને રાજ્યદ્રોહી ગણી સખતમાં સખ્ત સજા કરવામાં આવશે અને તેનાં ઘરબાર જપ્ત કરવામાં આવશે.

આ પ્રમાણેના જાહેરનામાં નગરની અંદર ચોઢવામાં આવ્યાં, કેટલાંક વ્હેંચવામાં આવ્યાં. નવા વેરા અને આ વિચિત્ર ભયંકર જાહેરનામું વાંચતાંજ ગરીબ અને પૈસા પાત્રોના હોશકોશ ઉડી ગયા. આખા નગરપર શોકનું વાદળ ફરી વળ્યું. પ્રજાની આંતરડી કકળવા લાગી. રાજા અને સત્તાધિકારીયોપર પ્રજાના શ્રાપ વરસવા લાગ્યા. નવા કરથી ગરીબોની ગભરામણનો પાર રહ્યો નહિ. ધરતીકંપની માફક સઘળે ગભરાટ વ્યાપી રહ્યો. પ્રજાએ સભાઓ ભરી અને ઠરાવ કરી રાજાને અરજીયો મોકલી; પણ તેથી કંઇ વળ્યું નહિ. પ્રજાનું કોણ સાંભળે. બે દિવસ થતાં તો તાકીદના હુકમ નીકળ્યા. અમલદારો પૈસાદારોના મકાને જઇ ધમકી આપવા લાગ્યા. પૈસાદારોનાં લીસ્ટ તૈયાર થવા લાગ્યાં. સઘળે આ સંબંધી જ વાતો થવા લાગી.

પ્રજાની નિરાશાનો પાર ન્હોતો. લોકો ખાનગી સ્થળે ભેગાં થઇ મનના ઉભરા કાઢતા હતા. કોઇ કહેતું કે રાજાની બુદ્ધિ ફરી છે. અમલદારોના કહેવાથીજ રાજાએ આ પગલું ભર્યું છે, પ્રજાની પાયમાલી થઇ જશે.

બીજો બોલતો હતો કે, આ સઘળાનું મૂળ પેલો મોતીલાલ

બંકા છે. પ્રજાનો તે હડહડતો શત્રુ છે. તેણેજ આ બધી પાયમાલી કરી છે. આવા વિચિત્ર વેરા કોઇ સ્થળે નથી, બીચારા દાતણ વેચનારા અને ભીખ માગનારાને શું ?"

ત્રીજો તરત બોલી ઉઠતો કે ભાઇ એ વાત ક્યાં કરો છો ? આપણા ખોરાક પર પણ વેરો છે. ઘરમાં દરરોજ કેટલું રંધાય છે તેની તપાસ થશે. ખરેખર આવો દુષ્ટ રાજા તો ક્યાંઇ થયો પણ નથી.

વળી કોઇ જતો આવતો કહેતો કે; ભાઇ ! એમાં રાજાનો શું દોષ ? આપણામાં જ સંપ ક્યાં છે ? આપણી ફાટફુટનો લાભ રાજા લેછે. જો આપણે સંપ કરીએ અને રાજ્ય તરફથી પડતાં સંકટો હિંમતથી સહન કરીએ તોજ કંઇ કરી શકીએ. ભાઇ ! આ કામ ભારે છે. આમાં તો જીવ પણ આપવા પડે. માટે અંદર-અંદરના ઝઘડા ભૂલી જઇ એક થાવ અને આ નવા કર નહિ આ-પવાની પ્રતિજ્ઞાઓ કરો.

જન સમાજમાં આ પ્રકારની વાતો થઈ રહી હતી. પૈસાપાત્રો મુડીવાળાઓની ગભરામણ વિશેષ હતી. મહાપ્રયાસે એકત્ર કરેલું ધન રાજા એકજ સપાટે લઇ લેશે એવો તેમને સ્વપ્ને પણ ખ્યાલ ન્હોતો.

શ્રીમાનો એકઠા થયા અને રાજાની પાસે જઇ આવું નહિ કરવાની વિનંતી કરી. રાજાએ ધ્યાનપૂર્વક તેમની વિનંતિ સાંભળી શેઠીયાઓના આગેવાનને કહ્યું; "તમારી વિનંતિ મેં સાંભળી છે. અમે વિચાર કરીનેજ આ હુકમ કાઢ્યો છે. તમારે તે હુકમને માન આપવું જ પડશે."

"અમે આપના હુકમને પાળવા બંધાએલા છીએ. પણ અમે

મહા મહેનતે એકઠા કરેલા દ્રવ્યને લઇ લેવું એ ન્યાય નથી." શેઠે જણાવ્યું.

"રાજ્ય આફતમાં આવે; તિજોરી ખાલી હોય અને રાજ્યનું રક્ષણ કરવાની જરૂર પડે ત્યારે તમારૂં ધન કામમાં ન આવે ત્યારે ક્યારે આવે ?" રાજાએ કહ્યું.

"આપનું કહેવું સત્ય છે; પણ આપે જે નવા કર જાહેર કર્યા છે તેથી સારી આવક થશે અને ટુંક સમયમાં રાજ્યની તીજોરી તર થશે."

"ધારો કે કદાચ કાલેજ લઢાઇ શરૂ થઇ તો ?"

"તે વખતે અમે અમારૂં સર્વસ્વ આપને ચરણે સમર્પણ કરીશું."

"પણ આમાં તમને નુકશાન શું છે ? તમે તમારી મુડીઓનાં વ્યાજ ઉપજાવવા લોકોને ધીરો છો અને તેમાં કેટલાંક નાણાં ડુબે છે એવું તો આ નથીને ? તમારાં નાણાં રાજ્યને આપવાથી સલામત રહેશે અને વધારામાં તમને વ્યાજ પણ મળશે. આ તમારા લાભની વાત છે છતાં તમે અહિં વાદવિવાદ કરવા આવ્યા છો તે રાજ્ય ભકત પ્રજાને યોગ્ય નથી. રાજ્યની પડતીમાં પ્રજાએ મદદ કરવી જોઇએ. તમે જાણોજ છો કે રાજ્ય અત્યારે કેવા ભયમાં છે. દુશ્મનના હલ્લાની પ્રતિપળે આશા રખાય છે. આવા સમયમાં તમે એક નિર્જીવ પૈસા આપવાને આનાકાની કરો છો તેથી અમે આશ્ચર્ય પામીએ છીએ. રાજ્યના પૈસાદારો તો રાજ્યના આધાર સ્થંભ ગણાય. તમને તારા રાજ્યની આબરૂ વ્હાલી છેને ? તમે તમારૂં રાજ્ય શત્રુના હાથમાં ન જાય એમ ઇચ્છો છોને ? માટે તમારે તમારૂં તમામ ધન રાજ્ય ખજાનામાં જમા કરવું જોઇએ. કદાચ

કોઇને શંકા થશે કે બધી મૂડી જમા કરવાથી ખર્ચ શી રીતે કરી શકાશે. આ શંકાના સમાધાન અર્થે મારે જણાવવું જોઇએ કે તમારાં લીસ્ટ તૈયાર થાય છે. તેમાં તમારી આવક અને ખર્ચ નોંધાશે. જો તમારી આવક ઓછી હશે અગર થશે તો તમારા ખર્ચ માટે તમે મૂકેલાં નાણાંમાંથી તમને મળશે. દરમહિને હિસાબ ચોકખો રહેશે, માટે તમારા મનની દરેક શંકાઓ દૂર કરી રાજ્ય આજ્ઞાને માન આપો.” મોતીલાલ બંકાએ ગૃહસ્થોના મનનું આવી રીતે સમાધાન કર્યું. શ્રીમાનોએ મોતીલાલ બંકાનું કહેવું ધ્યાન પૂર્વક સાંભળ્યું. તેમના પેટમાં તેલ રેડાયું. હવે તેમનાથી ના કહી શકાય એમ ન્હોતું. જો ના પાડે છે તો રાજ્ય દ્રોહિયો ગણાય છે અને હા પાડે છે તો તેમનું સઘળું જાય છે. સઘળાની કફોડી સ્થિતિ થઇ રહી. આ ગ્રહસ્થો મૂળથીજ રાજાને વફાદાર રહ્યા હતા. પ્રજા પર જુલ્મ ગુજારવામાં પણ રાજ્યને મદદગાર થયા હતા. પ્રજામાં શ્રીમાનો પ્રત્યે ધિક્કાર હતો. હવે આ લોકો ન રાજ્યના રહ્યા અને ન પ્રજાના રહ્યા. ચોરની મા કોઠીમાં મોં ઘાલી રડે એ ઘાટ તેમનો થઇ પડયો. સઘળાંનાં મુખ ઉતરી ગયાં. મનમાં શોકાનળ સળગી રહ્યો. સઘળા રાજાને નમન કરી પાછા ગયા. અમલગઢમાં આ પ્રમાણે ધમાલ ચાલી રહી. આખી પ્રજા ગભરામણમાં પડી. આ બધામાં જોવા જેવી ગભરામણ આપણા પરીચિત ઘેલા ગોરની જોવા જેવી થઇ રહી. આખી જીંદગી મજુરી કરી, ભીખ માગી, જુઠાં સાચાં કરી–પેટબાળી એકઠી કરેલી મુડીનો આવી રીતે અંજામ આવશે જાણી ઘેલાના મનમાં હોળી સળગી રહી. રાજાની પર ગાળોનો વરસાદ વરસાવવા લાગ્યો. જે મુડીને માટે તેના ઘરમાં સદા ક્લેશ કંકાસ થતો, બિચારી સ્ત્રી અને પુત્રને સારૂં ખાવાને માટે પણ આનાકાની કરતો અને તેને વધારવાની ધાંખ-

નામાં રાત્રે બરાબર ઉંઘ પણ લઇ શકતો ન્હોતો; તે ઘેલા ગોરને આવો પ્રસંગ આવતાં જાણે માથાપર વજ્રનો પ્હાડ તૂટી પડયો હોય એમ થયું.

આજે ઘેલો તેના ઘરમાં મહાન ચિંતામાં ગરકાવ થઇને બેઠો હતાં. દાટેલા ધનની શું વ્યવસ્થા કરવી? શું તેને રાજ્યની તીજોરીમાં જમા કરાવવું? ઘેલાના મનમાં મુખ્યત્વે આજ વિચાર થઇ રહ્યો હતો. તે વિચારતો હતો કે જો રાજયની તીજોરીમાં સઘળું મૂકી આવું તો જાણે સાચવવું ન પડે; પણ કદાચ ન કરે ને નારાયણ આ રાજ્ય ગયું તો? પછી કંઇ નવો રાજા મૂકેલું ધન પાછું આપશે? આપેજ નહિ. ધન દેખી મોટા મુનીવરો ચળે છે. લક્ષ્મીના કારણે તો આ બધી ઉથલપાથલ છે જગતમાં ધનવાનજ સુખી મનાય છે. પણ અફસોસ હું ભૂલું છું. ધનવાનને પણ સુખ નથી. જો મેં આ મુડી એકઠી ન કરી હોત તો મારે આ વખતે ચિંતા શા માટે કરવી પડત? હું એમ સમજતો હતો કે જગતમાં સાચુ સુખ પૈસામાંજ છે. અને તે ખરૂં છે. આ જમાનામાં પૈસો એજ પરમેશ્વર ગણાય છે. પૈસા હોવાથીજ પ્રજામાં માન મેળવાય છે. સગાં–વ્હાલાં પૈસાથીજ માન પૂર્વક બોલાવે છે. જો પાસે પૈસા ન હોય તો જગતમાં પૈસા વિનાનાની ગણના મૂર્ખમાં થાય છે. પૈસાદારનો દિકરો મૂર્ખ હોય પણ ડાહ્યામાં ખપે છે. પૈસા વિનાના માણસોનો દિકરો ડાહ્યો હોય પણ દિવાનો–અક્કલ શૂન્ય મનાય છે. ટુંકાણુમાં પૈસાવાળોજ આ દુનિયામાં સાચું સુખ ભોગવી શકે છે. પણ આવા રાજ્યમાં પૈસાવાળાને સુખ નથી. પાયમાલ થએલા બુદ્ધિહીન રાજાની નજર છેવટે પ્રજાના ધન પર પડી. ધિક્કાર છે આ રાજાને. ખરેખર તેને

અવળી મતી સુઝી છે. તેનો વિનાશકાળજ પાસે આવી પહોંચ્યો છે. ભગવાન કરે ને આજે ને આજેજ વિજયકુમાર ચઢી આવે અને આ દુષ્ટ રાજાને પાયમાલ કરે. જો એમ થાય તો આ ઉપાધી ટળે. પણ આમ બનેજ કેમ? અહા! કેવો દુર્ઘટ સમય આવ્યો. મારી આખી જીંદગી પૈસો એકઠો કરવામાં ગઇ. ધરાઇને ધાન પણ ખાધું નહિ. સારૂં કપડું પહેર્યું નહિ, તેમ સ્ત્રી–છોકરાને પહેરવા દીધું પણ નહિ. હાય! શું આ એકઠા કરેલા પૈસા આમ જતા રહેશે? ઓહ! આતે કેમ સહન થાય? મારાથી કેમ જીવાશે? ઓ રાજા તારૂં સત્યાનાશ જજો કે જેથી તેં પારકું ધન લઇ લેવાનો વિચાર કર્યો? તું જન્મતાંજ કેમ ન મૂઓ. તને કાળોતરો કેમ ના ડસ્યો. હાય–હાય શું મારૂં ધન જતું રહેશે? શું કરૂં? સંતાડ્યું છે તેની કોઇને ખબર પડી હશે? જો ના કહીશ તો આખું ઘર ખોદી જોશે અને જો જડ્યું તો ધન જશે અને સાથે જીવ પણ જશે. જે રાજા પ્રજાને પાયમાલ કરવા ઇચ્છે, તે રાજા બ્રહ્મહત્યા કરતાં પણ કેમ અચકે? અરેરે હું તેનો ગોર થાઉં? તેનાં સારાં–ખોટાં કામ કરાવનાર કહેવાઉ છું.તેના બાપદાદાને તારનાર ગણાઉં તેનુંજ ધન તે લેશે?" ઘેલો વિચારમાં રહી પુનઃ આત્મગત્ બોલ્યો; " જેને સારાસારનું જ્ઞાન નથી અને જે સદાય વિષયલંપટ અને પારકા ધનની ઇચ્છા રાખનાર છે તેને પોતાનું શું અને પારકું શું? હું તેનો ગોર થાઉં છું; પણ તેની મારાપર કેવી શ્રદ્ધા છે તે હું જાણું છું અને આખું ગામ જાણે છે. રાજા નાસ્તીક છે. તેને બ્રાહ્મણોના કર્મકાંડમાં શ્રદ્ધા નથી. જો તેને શ્રદ્ધા હોત તો મારે ભીખ શામાટે માગવી પડત. હું રાજગોર આજે તો સોનાની પાલખીમાં બેસતો હોત. પણ આ કર્મચંડાળ રાજાને બુદ્ધિજ ક્યાં છે. તેનો બગડવા કાળ આવ્યો છે. હાય શું થશે? મારા પૈસાને

હું ક્યાં છૂપાવું ? શું કરૂં ? હે ભગવાન હવે તો તું કરે એ ખરૂં. ભગવાન મને કાંઇ ગમ પડતી નથી. મને કોઇ નિર્ભય માર્ગ બતાવો બાપલા." આમ બોલતા ઘેલાએ ભગવાનને હાથ જોડયા. આખી જીંદગીમાં ભગવાનને યાદ નહિ કરનારે આજે ભગવાનને યાદ કર્યા. ઘેલાની આખી જીંદગી પૈસા એકત્ર કરવામાંજ ગઇ હતી. તેની પ્રબળ ઇચ્છા એજ હતી કે હું લક્ષાપતી ક્યારે થાઉં ? તેની ઇચ્છા થોડીક પૂરી પડી; પણ હવે ધન જવાનો વખત આવ્યો. ઘેલાથી આ કેમ સહન થાય ? તે શોક સંતાપના સાગરનો ડુબ્યો.

જગતમાં બહુધા આમજ બનેછે. મનુષ્યો સાચું સુખ સંપત્તિમાં જ સમજે છે. સંપત્તિ મેળવવાને મહાન-મહાન વિપત્તિયો સહન કરે છે. જુઠાં-લુચ્ચાઇનાં કામ કરે છે. પોતાનાં જાત ભાઇ ગરીબોનાં ગળાં રેસેંછે અને પેટે પાટા બાંધી ધન એકઠું કરે છે. પણ એતો નિયમ છે કે ધન જે માર્ગે આવ્યું હોય તે માર્ગે જાય છે. ધન એકત્ર કરવાના વિચારવાળો ધનનો ઉપયોગ કરી શકતો નથી. એનું સાચુ સુખતો પૈસામાં વધારો કરવામાંજ સમાએલું હોય છે. આ માણસ કેવળ ધનરક્ષક ગણાય છે. કંજુસે એકત્ર કરેલું ધનતો કોઇ બીજાનાજ ભાગ્યનું હોય છે. હરામનું ધન હરામે જાય છે. આગ લાગીને-ચોરાઇ જઇને યા એવી કોઇ બીજી રીતે તે ધન જાય છે. પૈસાદારના દિકરા દુષ્ટ થએલા અને પિતાની તમામ સંપત્તિ પાયમાલ કર્યાના; કોઇના ઘરમાં આગ લાગ્યાના-કોઇને ભયંકર વ્યાધી થવાના અને તેમાં ધન ખર્ચાઇ જવાના અનેક દ્રષ્ટાંત જગતમાં મળી આવે તેમ છે. આમ હોવા છતાં પણ મનુષ્યો સમજતાં નથી અને સાચુ જીવન ફક્ત પૈસા મેળવવામાંજ સમજે છે. આવાં મનુષ્યો આખરે પસ્તાય છે- પાયમાલ થાય છે અને તેમનું અમૂલ્ય માનવ જીવન વૃથા ગૂમાવે છે.

મનુષ્ય જગતમાં જન્મે છે, તેજ વખતે સારા—નરસા લેખ લખાવીનેજ આવે છે, તેને જગતમાં આવી સત્કર્મ કરવાનાં છે. સત્કર્મ કરનારને ધન આપો આપ આવી મળે છે; પણ ધનની ઇચ્છા કરનારથી ધન દૂરજ જાય છે અને કદાચ મળે છે તો તે ધન તેના ઉપયોગમાં આવી શકતું નથી. માટે મનુષ્ય માત્રે સંતોષમાંજ પરમ સુખ માની સત્કર્મ કરવાં જોઇએ. સંપતિની તૃષ્ણામાં જીવન વ્યતિત કરનાર વિપત્તિના સાગરમાં ડુબે છે. અને જીવતાં સુધી પશુ તુલ્ય જીવન ગુજારે છે. બિચારા ઘેલાની પણ જીંદગી આ પ્રમાણે ગઇ હતી. પોતે એકત્ર કરેલા પૈસાથી તે સુખ ભોગવી શક્યો નહિ. તેની પાસે જેમ ધન વધતું ગયું તેમ તેની ચિંતા અને તૃષ્ણા વધતી ગઇ. ઘેલો તેના આખા જીવનમાં શાંત સંતોષ મેળવી શક્યો નહિ.

પૈસાનું રક્ષણ કેમ કરવું? રાજાથી શા રીતે છૂપાવવું વગેરે વિચાર તેના મનમાં સવારથી ઉઠ્યો ત્યારથી થતા હતા. બપોર થવા આવ્યા પણ ઘેલો હજી તેજ વિચારમાં હતો. હજી તેણે સ્નાન દેવ પૂજા પણ કરી ન્હોતી. તેની પત્ની રસોઇ તૈયાર કરીને ક્યારનીએ બેસી રહી હતી. બીચારીએ બે ત્રણ વખત રસોઇ તૈયાર થવાનું જણાવ્યું; પણ વિચાર વમળે ચઢેલા ઘેલાએ તેનું કહેવું સાંભળ્યું ન સાંભળ્યું કરી તેને ધમકાવી કાઢી હતી. ઘેલાનો છોકરો મથુર પણ હજી બહારથી ઘરમાં આવ્યો ન્હોતો. જેનો બાપ કંજુસ અને અતીલોભી હોય છે તેનો દિકરો જરૂર બદમાસ પાકે છે. મથુરે ભણવાનું નેવે મૂક્યું હતું. નિરંતર રખડવું ચોરી કરવી અને બાપ મુવાના વાયદે બમણાં વ્યાજે પૈસા ઉપાડી મોજ ભોગવવી એજ તેનું નિશદિનનું કાર્ય હતું. બાપ દિકરાની વચ્ચે રોજ તકરાર થતી. મથુર બાપની સામે થઇ જતો અને કોઇ વખતે બાપને હાથનો સ્વાદ

પણ ચખાડતો. ઘેલો છોકરાથી પૂરે પૂરો કંટાળ્યો હતો. પણ શું કરે ?

મધ્યાન્હ કાળ થયો. સૂર્યભગવાન માથે આવ્યા. ઘેલો આજે ભૂખ તરસ ભૂલ્યો હતો. તેની રગેરગમાં પૈસાનાજ વિચાર ઉત્પન્ન થઇ રહ્યા હતા. શું કરવું ? શો ઉપાય કરવો કે જેથી રાજાના ખજાનામાં ધન જાય નહિ. બસ આ વિચારજ તેની જીભનો જાપ થઇ પડયો હતો.

એવામાં મથુર બહારથી ઘરમાં આવ્યો. આડુ અવળું જોતો રસોડા તરફ ગયો. છબીલી રસોઇ તૈયાર કરી બેસી રહી હતી. તેને ભૂખ કકડીને લાગી હતી, પણ શું કરે ? પતિને જમાડયા વિના પત્નિએ જમવું નહિ એ આપણા દેશનો અનાદિથી રીવાજ છે. છબીલી ગમે એવી હતી; પણ આ રીવાજને બરાબર વળગી રહી હતી. મથુરે માતા પ્રત્યે પૂછયું; "ખાવાની કેટલી વાર છે ?"

"ખાવાનું તો કયારનુંએ તૈયાર થઇ ગયું છે."

"મારા બાપા કયાં છે ?"

"એ મેડાપર ટળ્યા."

"ત્યાં શું કરે છે ?"

"પેલું સરકારી જાહેરનામું જયારથી નીકળ્યું છે ત્યારથી તેમનો સ્વભાવજ બદલાઇ ગયો છે અને આખો દિવસ અને રાત વિચાર જ કર્યા કરે છે."

"બુઢ્ઢો એજ મતાનો છે. તેણે આપણને સુખેથી ધાન પણ ખાવા દીધું નથી. કંજુસની કમાણી આવી રીતે ધુળ મળે છે. જે થાય છે તે સારૂં થાય છે. બુઢ્ઢાને પણ ખબર પડશે કે ધનને કેવી રીતે પગ આવે છે."

મથુરે માની આગળ ઉભરો ઢાઢયો.

છબીલીએ તેને કહ્યું; "બળી જવાદે એ વાત. ઉપરથી ક્યાંક સાંભળશે તો નાહક કલેશ થશે."

"એટલે શું હું કાંઇ તેમનાથી ડરી જાઉં છું?" મધુરે પુછ્યું.

"ભાઇ! આકળો શાને થાય છે. ખાવા પહેલાં કલેશ કરવો તે સારૂં કે?"

"હું કયાં કલેશ કરૂં છું?"

"ત્યારે આવું શા માટે બોલે છે?"

"મારા મનનો ઉભરો તારી આગળ ઠાલવું છું."

"ભાઇ! તેથી શું? એથી કંઇ તારા બાપનો સ્વભાવ બદલાવાનો છે?"

"હવે બદલાશે."

"શી રીતે!"

"ભીખારી થવાથી."

"શું બધું ધન જતું રહેશે?"

"હા, હવે તેમનાથી રાખી શકાશે નહિ."

"આપણી પાસે ધન છે એવી કયાં કોઇને ખબર છે?"

"મારા બાપની પાસે સારૂં ધન છે એ આખું ગામ જાણે છે."

"પણ જોવા કોણ આવ્યું છે?"

"સમય આવે ધનને પણ પગ આવે છે અને જમીનમાં દાટેલું પણ બોલે છે. સરકારી માણસો જે વખતે ઘરમાં તપાસ કરવા આવશે અને બહાર કંઇ નહિ જડે તો જમીન ખોદશે એટલે આપોઆપ જણાશે."

"ત્યારે હવે ઉપાય?"

"બીલકુલ નથી."

"તારા બાપતો ગાંડા થઇ જશે."

"એતો કર્યાં કર્મ ભોગવશે. તેમાં આપણે શું કરી શકીશું?"

"પણ આપણી દશા?"

"આપણે રામ ભરોસે."

"તારા બાપની દશા શી થશે?"

"ગાંડા થશે તો અંધારી કોટડીમાં પૂરાશે અને જીંદગી પૂરી કરશે."

"મથુર! મૂક્ય એ વાત અને હવે તારા બાપને ખાવા બોલાવ."

"મને ધાંટો કાઢશે તો?"

"તું જાતો ખરો."

મથુર મેડા પર ગયો. પિતાની મૂર્તિ નજરે પડી. વિચારવશ ઘેલાની દશા મથુર ઘડી ભર જોઇ રહ્યો.

## પ્રકરણ ૫ મું.

### બાપ અને દિકરો.

જેમ દેવની પ્રતિમા આગળ ધ્યાન ધરનાર ધ્યાનસ્થ થાય છે, એ પ્રમાણે ઘેલો તેના વિચારમાં તદ્રુપ બન્યો હતો. તેને ભૂખ તરસનું ભાન ન્હોતું. મથુરના આવવાની પણ તેને ખબર પડી નહિ. મથુર તેના પિતાની આ દશા જોતાં આશ્ચર્ય પામ્યો અને વિસ્મયતાથી પિતાની તરફ જોઇ રહ્યો.

ઘેલાના મુખપર અવનવા ભાવ પ્રકટ થતા હતા. મથુર વિચારવા લાગ્યો કે; "બુઢ્ઢો પૈસાના વિચારમાંજ ડુબ્યો છે. પૈસાની ચિંતા કેવી ભયંકર હોય છે. જો આ બુઢ્ઢાએ પૈસો એકઠો ન કર્યો હોત તો તેની આ દશા આવત જ નહિ. જેવું તેણે આ વખતે પૈસાના વિચારનું ધ્યાન ધર્યું છે એવું જો ભગવાનનું ધર્યું હોત તો જરૂર એનો ઉદ્ધાર થઇ ગયો હોત. પણ કંજુસના કમનશીબમાં એવું ક્યાંથી હોય. સારૂં થયું કે રાજાએ પૈસા લઇ લેવાનું જાહેરનામું કાઢ્યું. સાલ્લા કંજુસો આજ દાવના છે." આમ વિચારતા-બોલતા મથુરે ઘેલાની નજીક જઇ કહ્યું; "કેમ કાંઇ સાંભળતા નથી ?"

ઘેલાના વિચારનો ભંગ થયો. તેણે ચમકીને મથુર સામે જોઈ પૂછ્યું; "કોણ મથુર ?"

"હા."

"ક્યારનો આવ્યો છે ?"

"લગભગ એક કલાક થયો. તમને ક્યારનો બોલાવું છું, પણ તમે તો સાંભળતાજ નથી. આ શું ?" મથુરે ગપ ઠોકી.

"હું આજ એક વિચારમાં પડયો છું; એટલે કદાચ તારૂં કહેવું સાંભળવામાં નહિ આવ્યું હોય."

"ઠીક; હવે ચાલો."

"કયાં જવું છે ?" ઘેલાએ પૂછ્યું.

"કેમ આમ બોલો છો ? ભાનમાં છો કે નહિ ? બપોર થયા છે. ભૂખ લાગી છે કે નહિ ?"

"હું તો આજે ભુખ તરસનું ભાન ભુલી ગયો છું. શું બાર વાગ્યા ? ખાવાનું થઇ ગયું છે ?"

"હા, ક્યારનુંએ. મારી મા રાહ જોઇ રહી છે."

" તું બહારથી ક્યારનો આવ્યો છે ? "

" બે કલાક થયા. "

" કંઈ નવાજુની સાંભળવામાં આવ્યું છે ? "

મથુરે માથું ખંજવાળતાં કહેવા માંડયું; " નવા કર નાખવાથી ગરીબો ગભરાયા છે. "

" એતો જાણે ઠીક. પણ બીજુ કંઇ ? "

" પૈસાવાળાઓ પાયમાલ થવાની અણી પર હવે પૂરેપૂરા આવી પહોંચ્યાં છે. "

" શું ? "

" પેલા નવા જાહેરનામાનો અમલ ધૂમધડાકે શરૂ થઇ ચૂકયો છે."

" કોઇ પૈસાવાળા ધન આપી આવ્યા ? "

" હા, તેમનાં નામ બહાર પડી ચૂક્યાં છે. "

" કેટલાં નામ છે ? "

" મેં ગણ્યાં નથી; પણ લગભગ ઘણા માણસો આપી આવ્યા છે. "

" હજી બાકી ઘણા રહ્યા હશે ? " ઘેલાએ વિચારવશ વદને પૂછયું.

" હા, કદાચ ગણ્યા-ગાંઠયા લોભીયા-કંજુસ રહ્યા હશે; તેમનો પણ હવે આપી આવ્યા વિના છૂટકો નથી. "

" કેમ વારૂ ? "

" છેલ્લી નોટીશ નીકળી ગઇ છે. "

" શું ? "

" આજ બપોરના બાર વાગ્યાથી તમામનાં ઘરની ઝડતીયો લેવામાં આવશે. "

" એમકે ? " ઘેલો ધ્રુજ્યો અને બોલ્યો, " તેથી શું ફાયદો ? "

"કદાચ કોઇ કંજુસે ધન છૂપાવી રાખ્યું હોય."

"પણ તે છૂપાવેલું શોધી કાઢશે શી રીતે?"

"શું તમને ખબર નથી કે રાજાનો મુખ્ય સલાહકાર મોતીલાલ બંકા રંગવિદ્યામાં નીપુણ છે?"

"તે હું જાણું છું. તેનાજ પાપે આ પાયમાલી શરૂ થઇ છે."

"તે બંકાએ એક અજબ જાતનું યંત્ર બનાવ્યું છે. આ યંત્રમાં એવો ગુણ રહેલો છે કે છૂપાવેલું ધન તે ખોળી કાઢે છે. દરેક અમલદારની પાસે આવાં યંત્રો છે. તે લઇનેજ સઘળે તપાસ કરશે. કોઇ કંજુસે કદાચ જમીનમાં દાટયું હશે તો તે યંત્ર તેજ જગાએ ઉભું રહેશે."

"હાય, ગજબ થઇ ગયો." ઘેલાએ છાતી પર હાથ અફાળ્યા.

"કેમ શું થયું?"

"તારૂં અને મારૂં નશીબ ફુટી ગયું?"

"પણ શાથી?" મથુરે ગભરાટનો દેખાવ કરી પૂછયું.

"આપણું ધન જતું રહેશે."

"આપણી પાસે ધન છેજ કયાં?"

"અરે એ બળ્યું."

"પણ કયાં?"

"જમીનમાં."

"ભલે રહ્યું, તેમાં શી ફીકર છે?"

"પણ તે સરકારમાં જશેને?"

"ભલેને જાય. આપણે શું?"

"અલ્યા! આમ કેમ બોલે છે?"

"હું શું ખોટું બોલું છું. ધન જવાથી શું નુકશાન છે અને રહેવાથી લાભ પણ શું છે?"

" ઓ હરામખોર ! આમ શટયું-શટયું શું બોલે છે ? "

" હું ખરૂંજ કહું છું. તમે દાટી રાખેલું ધન આજ સૂધી શું ઉપયોગમાં આવ્યું છે ? શું આપણે ધરાઇને ખાધું છે ? મન પસંદ કપડાં પહેર્યાં છે ? આવું નિરૂપયોગી ધન જાય તેજ સારૂં. તમારી પાસેથી ધન જવાથી પ્રથમ એક ફાયદોતો એ થશે કે તેમાં વધારો કરવાની તૃષ્ણા અને આશાનો તમારો અત્યાર સૂધીનો અભેદ્ય કિલ્લો ટૂટશે અને બીજો ફાયદો એ થશે કે તમે સંતોષથી પેટપૂર જમશો. જ્યારથી તમે ધન જમીનમાં દાટયું છે ત્યારથી આ ઘરમાંથી સુખ સંપનો નાશ થયો છે. ધનના જવાથી આ સઘળી પીડા પતી જશે. "

મથુરનું આવું બોલવું સાંભળતાં ઘેલો ચૂપ બની ગયો. તેને દાઝયા પર ડામ જેવું થયું. મનમાં ક્રોધતો ઘણો ચઢયો પણ ગુસ્સાના ઘુંટને તે બળાત્કારે ગળી ગયો. તેણે નમ્ર અવાજે કહ્યું, " મથુર ! તું આવું શા માટે બોલે છે ? મેં એકઠું કરેલું ધન તારાજ ઉપયોગ માં આવવાનું હતું. "

" એતો આવવાનું હોત ત્યારે આવત. ભવિષ્ય જાણનાર ભગવાન છે. કાલની કોને ખબરછે ? તમેજ જાણતા હતા કે મહા મહેનતે દાટી મૂકેલું ધન એકાએક કાઢવું પડશે? માટે એતો ખાધું-પીધું એજ બાપનું. "

" મથુર ! મારો જીવ ગભરાય છે. મને કંઇકનું કંઇક થઇ જાય છે. "

" એમાં મારો શું ઉપાય ? ધીરજ ધરો. બળ્યું ધન, જવા દયો."

" અરે જવાતે કેમ દેવાય ? પેટે પાટા બાંધ્યા છે. "

" ત્યારે શું કરશો ? "

" જો ધન જશે તો બ્રહ્મહત્યા આપીશ. "

" તેથી શું ? રાજાના દિલમાં ક્યાં દયા છે ? રાજા તો મ્લેચ્છ છે. તેણે અનેક બ્રહ્મણોને માર્યા છે તો તમે એક વધારે. જીવથી જશોતો તમે; તેમાં તેના બાપનું શું જવાનું છે ? "

"મથુર ! કોઇપણ ઉપાયે આપણું ધન નહિ બચે ? "

" મને તો નથી લાગતું; પણ હજી એક ઉપાય છે. "

" શું ? " ઘેલાએ આશાતુર વદને પૂછયું.

" ધન લઇ આપણે પસાર થઇ જવું. "

" બેટા ! તેમ કેવી રીતે બને ? આપણી પાસે રોકડ નાણું છે. જો સોનું અગર હિરા–માણેક હોત તો સ્હેલાઇથી લઇ જઇ શકાત, પણ રોકડ નાણાંની થેલીયો કેવી રીતે લઇ જવાય ? "

" હું એક ઉપાય બતાવું. "

" બતાવને બેટા. "

" તમે મને મૂર્ખો માનો છો તે ? "

" મૂર્ખાની અક્કલ પણ કોઇ વખતે ઉપયોગમાં આવે છે. "

" ત્યારે બતાવું ? "

" હા. "

" બરાબર સાંભળજો અને તમને ઠીક લાગે તોજ તેમ કરજો. "

" સારૂં. "

" આપણાં રોકડ નાણાં આપી મોતી–સોનું ખરીદી લ્યો. "

" પણ કોની પાસેથી ? "

" કેમ ભૂલો છો ? તમારા પેલા શેઠ શું કામના છે ? "

" હા, હા, બરાબર યાદ આવ્યું ? બીચારી શેઠાણી અને શેઠ મને કેટલાએ દિવસથી કહે–કહે કરે છે કે મહારાજ રોકડનાણાંને

બદલે સોનાની પાટો લઇ લ્યો, નહિતો પસ્તાશો. તે તેમનું કહેવું બરાબર થયું. ”

“ તેમણે તમને એવી સલાહ આપી હતી ? ” મથુરે પૂછ્યું.

“ હા, જે વખતે નવા રાજાને ચઢી આવવાની અફવા ઉડી હતી; તે વખતેજ શેઠ શેઠાણીએ મને સલાહ આપી હતી કે રોકડ રૂપિયાનું સોનું ખરીદી લ્યો. મેં કારણ પૂછ્યું ત્યારે જણાવ્યું કે કાગળનું નાણું ચાલવાનો સંભવ છે. આ વાત હું ભૂલી ગયો. દિકરા! આજે તેં ઠીક યાદ દેવરાવ્યું; પણ......” ઘેલો બોલતાં અટક્યો.

“ કેમ પણ કહીને અટકી ગયા ? ”

“ જમીનમાં દાટેલું બહાર કાઢવું ક્યારે ? ”

“ ચાલો હમણાંજ. ”

“ ના, અત્યારે નહિ. કોઇ જોઇ જાય. આપણે રાત્રેજ બહાર કાઢીશું. ”

“ અને લઇ જશો ક્યારે ? ”

“ તે ગોઠવણ હું કરી આવું છું. ”

“ તે બિચારાં પણ ઉપાધીમાં આવી પડયા હશે ? ” મથુરે કહ્યું,

“ હાસ્તો; પણ શેઠ ચાલાક છે; તેમનું ધન ક્યારનુંએ જાવા તરફ રવાના થયું હશે. ”

“ તો તમે પણ સોનાની પાટો જાવા તરફ રવાના કરો. ”

“ ના, કાલનો કોને ભરોસો છે ? આપણે સોનું-હિરા ખરીદી અહિંથી જતા રહીશું. ”

“ ક્યાં જઇશું ? ”

“ વિજયકુમારના રાજ્યમાં. ”

“ રાજાના જાણવામાં આવશે તો ? ”

" અરે રાત લઇ નાશી જઇશું. "

" ઠીક ત્યારે હવે ચાલો નીચે અને સ્નાન કરી લ્યો. "

" હા, પછી હું શેઠને ઘેર જઇ આવું. "

બાપ દિકરો નીચે આવ્યા. છબીલીએ પાણી કાઢી આપ્યું. ઘેલાએ સ્નાન કરી સૂર્યને નમસ્કાર કર્યાં; અને પછી રસોડા આગળ જઇ બેઠો.

ઘણા દિવસે બાપ દિકરો સાથે બેસી સંતોષથી જમ્યા. બાદ વસ્ત્ર બદલી ઘેલો જવાને તૈયાર થયો કે તરત છબીલીએ પૂછ્યું; " કયાં જાવ છો ? "

ઘેલાના ગુસ્સાનો પાર રહ્યો નહિ. તેણે મોટા અવાજથી કહ્યું, " છાની મરી રહે. આટલી મોટી થઇ પણ બોલતાંજ ન શીખી. "

છબીલી ગભરાઇ અને બોલી; " મેં એવું શું કહ્યું કે જેથી તમે ગુસ્સે થઇ ગયા ? "

" એ અક્કલની ભરેલી; તુંજ વિચારને કે તેં શું કહ્યું ? વળ કવળ જોતીજ નથી. બહાર જતી વખતે કયાં શબ્દ બોલા તેં અપ શુકન કર્યાં. હવે કામ થવું મુશ્કેલ છે. "

" તમે સારા કામને માટે જતા હશો તેની મને શી ખબર ?"

" હવે તો ખબર પડીને ? જો હવેથી કયાં શબ્દ બોલીને તો તારૂં માથું ભાગી નાખીશ. "

" પિતાજી ! આપ શું કાર્યાર્થે સિધાવો છો ? " મથુરે પૂછ્યું.

" પેલુંસ્તો. " ઘેલાએ કહ્યું.

" અત્યારે શેઠ મળસે ? "

" શેઠ નહિ હોય તો શેઠાણી તો હશેને ? "

" આ કામમાં શેઠાણી શું સમજે ? "

"અરે શેઠ કરતાં શેઠાણી ઘણી અક્કલવાન છે. તે આ તારી મા જેવી મોભાગ્ર બુદ્ધિની નથી. આખા ઘરનો ભાર ઉપાડે છે અને વેપારમાં પણ શેઠને સલાહ આપે છે."

"મને એક દિવસ તો ત્યાં લઇ જાવ." મથુરે કહ્યું.

"લઇ જઇશ; પણ ત્યાં જુદા વેશથી આવવું પડશે."

"કેવા વેશથી ?"

"ઢીંચણ દેખાય એવું ટુંકું-ફાટેલું પંચીયું પહેરવું પડશે; ટુંકી થીગડાં મારેલી બંડી અને માથે કાન ટોપી ધારણ કરવી પડશે. વળી કપાળમાં ભસ્મનો ભરપૂર કટેવાળો અને તેની પર મોટું ત્રીપુંડ તાણવું પડશે."

"આમ કરવાનું કારણ ?"

"આપણી ગરીબાઇ જણાય અને સાથે બ્રહ્મતેજ પણ દેખાય."

"તેથી શું લાભ ?"

"ઘણો, ગરીબ ધારી સારી દક્ષણા આપે."

"આતો ધૂતવાનો ધંધો ?"

"ગાંડા ! આખા જગતમાં આવુંજ થાય છે."

"દાન-દક્ષણા મેળવવાને માટે શું ઢોંગ કરવો ? છતાં કપડે અને પૈસે શું ભીખારી બનવું ?"

"અરે મૂર્ખા ! આમાં ક્યાં ભીખારી બનવાનું છે, આતો દોઢીયાં પેદા કરવાની કળા છે કળા."

"બળી એ કળા. મારે તો તમારી સાથે આવવુંજ નથી."

"તે હું તને ક્યાં કહું છું ? વળી આટલા દિવસ સૂધી ક્યાં તને લઇ ગયો છું."

"પિતાજી ! એવા ઢોંગ કરી ધન ધૂતવું એ બ્રાહ્મણ નામને કલંક રૂપ છે."

"ભલેને કલંક રહ્યું. બ્રાહ્મણતો અગ્નિ સ્વરૂપ છે. અગ્નિને કલંક સ્પર્શ કરેજ નહિ. જ્યારે બ્રાહ્મણ આડંબર કરે; ટીલાં ટપકાં તાણે ત્યારેજ અન્યને આકર્ષી શકે. આ તારો બાપ કંઇ ભણ્યો-ગણ્યો નથી પણ બહાર મોટો વિદ્વાન્ ગણાય છે. એ સઘળો પ્રતાપ આડંબરનોજ."

"ઠીક, પધારો."

"હા, પણ હું તને કહેવાનું ભૂલી ગયો."

"શું ? કહી નાખો."

"તું આજે પાઠ કરવા જઇશ ?"

"શાનો ?"

"ચંડીનો."

"ક્યાં જવાનું છે ?"

"વચલી શેરીમાં હવન છે ત્યાં."

"તમે નહિ જાવ ?"

"ના, કારણકે મારે આ અગત્યનું કામ આજે પાર ઉતારવું છે."

"પણ મને કંઇ આવડતું નથી તેનું કેમ ?"

"પાનાં ઉથલાવજેને ?"

"પણ નાળીએર હોમતી વખતે બધા બ્રાહ્મણો મોટા અવાજથી મંત્રોચ્ચાર કરશે તે વખતે મારે શું બોલવું ?"

"તારે હોઠ ફફડાવવા. બીજા બ્રાહ્મણો બોલશે એટલે ચાલશે. ક્યાં તારે એકલાને બોલવાનું છે ? તારે તો બીજાઓને જણાવવા હોઠ ફફડાવવા. સમજ્યોને ?"

"આવી રીતે મારાથી નહિ બની શકે."

"એતો હું પહેલેથી જ જાણતો હતો."

"ત્યારે શું કરવા કહ્યું?"

"અર્ધો રૂપીયો અને જમવાનું જાય નહિ તેથી."

"તમે તમારે સવડ કરી લ્યો. આવું ગોટાળા ભરેલું કામ આપણાથી થઇ શકશે નહિ. કેટલી લાંબી જીંદગીને માટે એવાં ખોટાં કામ કરવાં. અર્ધો રૂપિયો અને જમવાનું નહિ મળે તો જહન્નમમાં ગયું."

"ઠીક છે; બચ્ચા લાલ! એ તો અમારા મુઆ પછી તમને બરાબર ખબર પડશે."

"જોઇ લેવાશે; પણ તમે તો પ્રત્યક્ષ જોયું ને કે તમે ધૂતી આડંબર કરી એકઠું કરેલું ધન જવાનો વખત આવ્યો? ખરેખર કંજુસની કમાણી આખરે થાય છે ધૂળ ધાણી આ કહેવત બરાબર છે." ઘેલો કકળ્યો; પણ ગમ ખાઇ ગયો. બ્રાહ્મણીયો પોષાક પરીધાન કરી તેણે બહાર નીકળવાની તૈયારી કરી. વેશ વિચિત્ર બનાવ્યો.

દીંચણ ભાગ્યે ઢંકાય એવું મેલું ધોતીયું અને બદન પર ટુંકી બાંહ્યોની ફાટેલી બંડી ધારણ કરી. માથા પર લાલ રંગની બનાતની કાનટોપી પહેરી. બન્ને હાથના કાંડે રૂદ્રાક્ષના મણકાના બેરખા બાંધ્યા. ગળામાં મોટા–મોટા મણકાની બે માળાઓ પહેરી. આવો વિચિત્ર વેશ જોઇ મથુર હસવા લાગ્યો. યુવાનીમાં મદમસ્ત થએલી છબીલી આવા વિરૂપ પતિરાજને જોઇ મનમાં બળવા લાગી; પણ શું કરે. તેને ઘણોએ કંટાળો આવતો. તેનો કંટાળો છબીલદાસ આગળ ઠાલવતી. છબીલદાસ તેનું શાન્તવન કરતો. ઘેલો સાંજે આવીશ કહી જવા લાગ્યો; પણ એવામાં બહારથી કોઇ બોલતું સંભળાયું કે, "ગોર મહારાજ ઘરમાં છે કે?"

"મથુર! કમાડ ઉઘાડીને જોતો; એ કોણ છે?" ઘેલાએ વ્યાકુળતાથી જમીન પર બેસી પુત્ર પ્રત્યે કહ્યું.

મથુરે કમાડ ઉઘાડયું. બે માણસોએ ઘરમાં પ્રવેશ કર્યો. એક સરકારી કારકુન હતો અને બીજો પટાવાળો સિપાહી હતો. કારકુનની પાસે મોટું દફતર હતું. આ બન્નેને જોતાંજ ઘેલાના મોતીયાં મરી ગયાં.

કારકુને ઘરમાં આવી ગોરને જોતાંજ કહ્યું; " નમસ્કાર ગોર મહારાજ. "

" આવો ભાઇ. " ઘેલાએ મનમાં બળતાં આવકાર આપ્યો.

કારકુને ઘેલાની સામે સ્થાન લેતાં કહ્યું; " આ આપનું માલકીનું ઘર છે નહિ વારૂ ? "

" હા, મહામુશીબતે લીધેલું છે. હજી તેનું દેવું પણ પૂરૂં ભરી રહ્યો નથી. " ઘેલાએ સમજીને જ જવાબ આપવા માંડયા.

કારકુને ઘેલાનું બોલવું લખી લીધું.

ઘેલાએ પૂછ્યું; " આપનું આવવું કેમ થયું છે ? "

" નવા વેરાને માટે કેટલીક નોંધ કરવાની છે અને તમને એક ખબર ચેતવણી-આપવાની છે. "

" એમકે ? બોલો ત્યારે આપને શાની નોધ કરવાની છે ? "

" તમારા ઘરમાં કેટલાં માણસો છે ? "

" બધાં મળીને ત્રણ. "

કારકુને સઘળાનાં નામ લખી પૂછ્યું; " હમેશાં કેટલું અનાજ વપરાય છે ? "

" એક શેર. "

" શું ત્રણ માણસોમાં એક જ શેર ? " કારકુને આશ્ચર્ય પામી પૂછ્યું.

" હા, જાણે કે હું તો એકજવાર જમું ના જમું કરૂં છું. કારણકે મને જન્મારાથી પ્રબળ વાયુનો પ્રકોપ છે. ખાઉં નહિ તોજ સારો રહી શકું. એટલે પાણી પીવા પૂરતુંજ ખાઉં. બાકી ઘરમાં બાઇ અને છોકરો છે તે સવારમાંજ એકજ ખોરાક ખાય છે. હમેશાં ખીચડી અને રોટલા. અમને બહાર જમવાનું મળે એટલે ઘરમાં આવુંજ રાંધીએ. "

કારકુને લખી લઇ કહ્યું; " ત્યારેતો આ કર તમારે નહિ આપવો પડે. "

" કેટલા ઉપર કર છે ? "

" બશેર અનાજથી શરૂ છે. "

" નારે ભાઇ; અમારા ઘરમાં બશેરતો કોઇ દિવસે રંધાયુંજ નથી. અમે બ્રાહ્મણ ઘી ખાઇને ધરાએલા. એટલે વધારે ખોરાક પચે પણ ક્યાંથી ? "

" વારૂ હવે છેલ્લી ચેતવણી સાંભળી લ્યો."

" શું ? " ઘેલાએ ધડકતા અંતઃકરણે પૂછ્યું.

" તમારા ઘરમાં રોકડ મીલ્કત કેટલી છે ? "

ઘેલો ખડખડાટ હસી પડી બોલ્યો; " રામનું નામ લ્યો ભાઇ. અમારા બ્રાહ્મણના ઘરમાં તે મિલ્કત શી ? અમારી મિલ્કતમાં પંચ પાત્ર-આચમની અને આસનીયું. બીજું શું હોય ? "

" અરે મહારાજ ! તમે આ શું બોલો છો ? તમારી પાસેતો ઘણી સારી મીલ્કત છે. "

" આપ ગણવા આવ્યા હતા ? " ઘેલાએ સફાઇથી કહ્યું.

" ના, પણ બહાર લોક વાયકા છે કે રાજગોર પાસે પચાસ હજારની રોકડ છે. "

"ઓયબાપ ! એ કારકુન સાબ ! લોકોતો રાંડના અદેખા છે અદેખા. તમેજ વિચારી જુઓ ને કે આપણા દેશનાં લોકો કોઇનું સારૂં જોઇ ખુશી થાય એવા છે ? વળી સાંભળો. જો મારી પાસે પચાસ હજારની રોકડ હોય તો હું આ મેલું ટુંકું પંચીયું—ફાટેલી બંડી શા માટે પહેરૂં ? અને મહારી બઇરી તથા છોકરા સામી નજર કરો, જુઓ કેવાં ભૂખડી બારસ જેવાં દેખાય છે ? પચાસ હજારની મીલ્કત વાળાના આવા દેદાર હોય કે ! તમેજ વિચારી જુઓ." ઘેલાએ મથુરને અને તેની માને કારકુન સામે ઉભાં રાખ્યાં.

બિચારો કારકુન સ્તબ્ધ બન્યો. ઘેલાનાં પુત્ર સ્ત્રી અને ઘરનો દેદાર જોઇ કારકુને સાક્ષાત દારિદ્રય નારાયણ અહિંજ વસે છે એમ જાણી લીધું. તેણે દફતરમાં જોયું, મીલ્કતવાળાના નામમાં ઘેલાનું નામ લખેલું હતું. આ નામ કોણે લખાવ્યું હશે ? એવામાંજ ઘેલાએ પૂછ્યું; " દફતરમાં મારૂં નામ કોણે લખાવ્યું છે ? "

" એતો મને શી ખબર પડે ? પણ કોઇક અદેખા માણસે લખાવ્યું હશે. "

" એમજ. અદેખાઓની ખોટ અહિં ક્યાં છે ? " ઘેલો બબડ્યો.

" ત્યારે હવે શું કરવું ? મને તાકીદનો હુકમ મળ્યો છે. "

" મારૂં નામ કાઢી નાખો. "

" મારાથી કઢાયજ નહિ. તે સત્તા ખુદ રાજાજીની છે. "

" ત્યારે તમારી સત્તા ? "

" તપાસ કરવાની અને ચેતવણી આપવાની. "

" તમે તપાસ કરી, હવે જે ચેતવણી આપવાની હોય તે આપી દયો ? "

"મહારાજ ! તમે જણાવ્યા મુજબ હું મારા ઉપરીને જાહેર કરીશ. પણ તમને ચેતવણી આપવાની કે આજથી ચોથા દિવસે તમારા ઘરમાં બરાબર તપાસ થશે. જો રોકડ નીકળશે તો સરકારમાં જપ્ત થશે અને તમને રાજદ્રોહિ તરીકે સખત સજા થશે."

"સારૂં. ભાઇ ! મારી પાસે કંઇ નથી. નીકળશેતોજ સજા થશે ને ?"

"હા, લ્યો હું રજા લઉં છું."

"હા, પધારો. તમારૂં સારૂં થાવ." ઘેલાએ આશિષ આપી.

કારકુન સાહેબ ચાલતા થયા. ઘેલાને નાણાંની ચિંતા થઇ. નાણાંનાં ઠેકાણાં કરવાં તે પણ કારકુનની પાછળ નીકળી શેઠના મકાન તરફ વળ્યો.

## પ્રકરણ ૬ ઠું.

### સફેત શાહુકારના મકાને.

ઘેલો પેલા ઉજળા સહુકારોને ત્યાં જવા ઉતાવળે પગે ચાલ્યો. મથુરીયો પણ બાપના ગયા પછી બહાર નીકળી પડ્યો. છબીલી એકલી પડી. મનમાં થતી વેદનાના કારણે રડી પડી. તેનું હૃદય હલકું થયું. તેણે છબીલદાસ સાથે નાશી જવાનો દૃઢ સંકલ્પ કર્યો; અને તે નિશ્ચય જણાવવા છબીલદાસને ત્યાં જવા નીકળી. ઘેલાના ઘરને ખંભાતી તાળું વસાયું.

વાંચકો ! ચાલો આપણે ઘેલાની અગાઉ પેલા ગઠીઆઓના મકાને પહોંચી જઇએ અને ત્યાંની ઘટના અવલોકીએ.

ડંકા–વંકાના આલીશાન મકાનમાં લાલન શેઠાણી હિંચકાપર હિંચી રહી હતી. બાલ છૂટા મૂકવાથી તેના દેખાવ સ્વર્ગની રંભા સમાન બની રહ્યો હતો. બાલમાં નાખેલા અત્તરની સુવાસ ચારે તરફ પથરાઇ રહી હતી. ડંકા તેની સાથેજ બેઠો હતો મકાનમાં રાચ રચીલું આડું અવળું પડયું હતું. સોના જેવી જણાતી ગીલી-ટવાળી પીતળની પાટો ગાદીપર ગોઠવેલી હતી. બહાર ગામ જવાની તૈયારી જેવો દેખાવ થઇ રહ્યો હતો. વ્હેમસિંહનો રાજ્ય અમલ થયો, પણ રાજ્યની તીજોરી ખાલી તેથી જોઇએ તેવો લાભ મળ્યો નહિ હોવાથી ડંકા–વંકા મોટી ધાપ મારવાના વિચારમાં હતા. છેવટે ઘેલાગોરને ફસાવવાનો તેમનો ચોક્કસ ઇરાદો થઇ ચૂક્યો હતો. ઘેલાની દેખરેખનું કામ વંકાને માથે હતું.

હિંચકાપર લાલનની સાથે હિંચતો ડંકા બોલ્યો, " લાલન! હવે આપણો સુખી સૂર્ય નજદીકમાં છેહાં ?"

" એટલે ? " લાલને હોઠમાં હશી પૂછ્યું.

" આ થોડા દિવસમાં તારા પગ આગળ ધનનો ઢગલો થશે."

" શી રીતે ?"

" પેલા ઘેલાગોરનાં નાણાં આપણાં થશે."

" પણ તે તેની મીલ્કત લાવશે ત્યારે ને ?"

" અરે લાવ્યો સમજને ? ધન રાજ્યની તીજોરીમાં જમા કરાવવાના જાહેરનામાથી તેને સખત જુલાબ લાગ્યો છે. તે આ-પણી પાસે આવ્યો જાણને. "

" પણ તેની પાસે ધન છે એવું કોણ જાણે છે ? તેનો દેખા-વજ વાઘરી જેવો છે ને ?"

" એવા વાઘરી જેવા જણાતા લોકોની પાસે સારૂં ધન હોય

છે. આ વાત અમે સારી રીતે જાણીએ છીએ. વળી ઘેલાનું નામ પણ ધનવાનોના લીસ્ટમાં નોંધવામાં આવ્યું છે."

"કોણે નોંધાવ્યું ?"

"સેવકે પોતેજ."

"ત્યારે તો એનું ધન સરકારમાં જશે."

"ઘેલો કાચો નથી કે પોતાની પાસે ધન છે એમ જણાવે.

"તેના ઘરમાં તપાસ થશે."

"અરે તે પહેલાંજ એ ધન અહિં આવશે."

"તે કેવી રીતે ?"

"ઘેલો પોતેજ લાવશે. મેં તને કહ્યું છે તે ધ્યાનમાં છે ને તારે એ પ્રમાણેજ કરવાનું છે. જો ગફલત થઇ તો બાજી હાથથ ગઇ સમજજે."

"અરે હું તો તેને પાણી પાણી કરી નાખીશ. આ લાલન કં કાચી નથી."

"એની તો મને પૂરેપૂરી ખાત્રી છે મારી પ્રાણેશ્વરી." ડંકારે લાલનના કંઠમાં કર આરોપણ કરતાં કહ્યું.

"તમે કયાં ઓછા છો ? તમે આખા ગામના ઉતાર છો.

"આપણે સરખે સરખાંજ મળ્યાં છીએ."

"પેલા વંકાને કયાં મોકલ્યો છે ?"

"ઘેલાની તપાસ કરવા."

"ત્યારે તો તે ઘેલાનો જાસુસ બન્યો હશે ?"

"હાસ્તો. અમારે તેની હરપળે ખબર રાખવી પડે છે."

"ઘેલો ઘણો ભોળો છે."

"હા, અને તેથીજ તે તને શેઠાણી અને મને શેઠ સમજે છે લાલન ! આજ સુધી તે કેટલો માલ આપણી પાસેથી લઇ ગયો હશે ?

" રોકડ દક્ષણા અને સીધું સામાન વગેરે મળી લગભગ પાંચસો–છસો રૂપીઆ ગયા હશે."

" ફિકર નહિ. હવે એ બામણાનું આવી બન્યું છે."

" બ્રાહ્મણને ધૂતતાં પાપ નહિ લાગે ?"

" અરે ગાંડી! આ વિચારજ તને ક્યાંથી થયો ? આપણને તે પાપ લાગતું હશે ? આપણે તો પાપના પિત્રાઇ થઇએ. તું ગણીકા અને અમે ધાપ મારૂ. આપણે તો ભગવાનનાં ભાણેજ. પાપ આપણને અડકેજ નહિ. વળી કંજુસની કમાણી આપણા જેવા નહિ ખાય તો કોણ ખાશે ? શું ખબર કે તેણે તે મિલ્કત આપણેજ માટે એકઠી નહિ કરી હોય ? મને તો ચોક્કસ ખાત્રી છે કે તેની મિલ્કત આપણીજ છે."

" બિચારાની આખરે શી દશા થશે ?"

" તે વિચાર કરવાની આપણે શા માટે તસ્દી લેવી જોઇએ ? આપણી જે વખતે બુરી દશા હતી તે વખતે આપણી દશાનો વિચાર કોણ કરતું હશે ? દુનિયાંમાં એમજ ચાલે છે. દુનિયાં ઝુકતી હૈ ઝુકાને વાલા ચાહીએ. જો નીતિ પ્રમાણે ચાલીએ તો ક્યાંય ફના થઇ જઇએ. માટે જો એશઆરામ–સુખ સાહ્યબી ભોગવવાની ઇચ્છા હોય તો નીતિને ગજવામાં ઘાલ્યેજ છૂટકો. જગતમાં સઘળું તુતેતુત છે."

" અરે વાહરે અઠંગ ઉઠાઉગીર."

બન્ને વચ્ચે આ પ્રમાણે વાતચિત ચાલી રહી હતી. બન્ને વંકાની રાહ જોઇ રહ્યાં હતાં. થોડીવારેજ વંકાએ ત્યાં પ્રવેશ કર્યો.

વાંચકો ! આ વંકાજ ઘેલાને ત્યાં કારકુનના વેશમાં ગયો હતો અને તેજ વેશથી અહિં આવ્યો. લાલન અને ડંકા તેનો

વેશ જોતાંજ ખડખડાટ હશી પડયાં. વંકાએ પણ હસવામાં ભાગ લઇ હાથમાંનું દફતર નીચે મૂકી હિંચકાપર સ્થાન લીધું. બન્ને આસપાસ અને વચ્ચે લાલન. બેસવાથી દેખાવ અદ્ભુત થઇ રહ્યો. કોઇ ચિત્રકાર ચિત્ર ચિતરે તો જોવા લાયક બને. વંકાએ તમામ હકીકત ડંકાને જણાવી. ડંકા અને લાલનના આનંદનો પાર રહ્યો નાહ. ડંકાએ વંકા પ્રત્યે કહ્યું: “ કામનો બરાબર કરી આવ્યો છે. તને શાબાશી ઘટે છે. પણ હવે તે આવશે ક્યારે ? ”

“ આ તરફ આવવા નીકળી ચૂક્યો છે. ” વંકાએ જણાવ્યું.

“ ત્યારે તો હમણાંજ આવી ચઢશે ? ”

“ હા. ”

“ ચાલો ત્યારે આપણે પણ નાટક ભજવવું શરૂ કરીએ. દેખાવ એવો કરવો કે જેથી દિકરો બરાબર અંજાઇ જાય. વળી આપણે જીભમાં તો દરિદ્રતા રાખવીજ નહિ. ”

“ લાલનને સઘળું શીખવાડી મૂક્યું છેને ? ”

“ બરાબર. ”

બન્ને ઉઠયા અને ગાદીપર બેઠા. ડંકાએ મોટો ચોપડો હાથમાં લીધો અને જાણે કંઇક હિસાબ મેળવતો હોય એમ દેખાવ આરંભ્યો. વંકાએ પાટા અને ખોટા દાગીનાનો ઢગલો બાજુએ કરવા માંડયો. લાલન શેઠાણી પાસે બેસીને પાન બનાવવા લાગ્યાં. ત્રિપુટીએ આ પ્રમાણે દેખાવ શરૂ કર્યો.

થોડીવાર થતાંજ નીચેથી દ્વાર ઉઘડવાનો અવાજ સંભળાયો. શેઠાણીએ કોમળ અવાજે પૂછયું; “ કોણ હશે ? ”

ઘેલાએ શેઠાણીનો અવાજ ઓળખી કહ્યું, “ એતો હું બ્હેનબા.”

“ પધારો મહારાજ. ” શેઠાણીએ આવકાર આપ્યો. ઘેલો



બન્ને આસપાસ અને વચ્ચે લાલન બેસવાથી દેખાવ અદ્ભુત થઈ રહ્યો.

પૃષ્ઠ ૧૨.

ઉપર આવ્યો. શેઠ અને મુનીમ જાણે ઘણાજ કામમાં ગુંથાયા હોય એવો બન્નેએ આડંબર કર્યો. આજે ઘેલાનું મુખ ઉતરી ગયું હતું. શેઠાણીએ તેના મુખ સામે નજર કરી કહ્યું, "કાં મહારાજ! આજે ગમગીન જણાવ છો ?"

"જાણોજ છોને બ્હેનબા. કંઇ કહેવાનીજ વાત નથી. હવે બગડવા કાળ આવ્યો છે. પ્રલયકાળ નજીક છે." ઘેલાએ મનનો ઉભરો ઠાલવ્યો. શેઠાણીએ વિસ્મયતાનો ડોળ કરી પૂછ્યું, "કાં શું આફત આવી છે ?"

"બા સાહેબ શું કહું ? આ ગામના રાજાનો દહાડો ઉઠ્યો છે. તેની બુદ્ધિ બગડી છે."

"આ નવા વેરા જાહેર કર્યા તેથી એમ કહો છો ?"

"બળ્યા વેરાથી તો કંઇએ લાગતું નથી; પણ મીલ્કત આપી દેવાનું જાહેરનામું સાંભળી મારો જીવ નીકળી જાય એમ થાય છે. બ્હેનબાને કહું કે, તમારા જેવાંના પરતાપે બે પૈસા એકઠા કર્યા અને હવે આમ એક પલક વારમાં આપવા પડે એ તે કેમ સહન થાય ?"

"ત્યારે શું કરશો ? રાજાની આજ્ઞા માન્યા વિના ચાલશે કે ?"

"હું તો આપને શરણે આવ્યો છું."

"મહારાજ ! મોટાંને ઉપાધી વધારે. તમે તમારી ટુંકી મૂડીને રૂવો છો પણ અમારે તો લાખ્ખો રૂપીઆનો વિચાર કરવાનો છે."

"ખરૂં છે. મોટાને મોટી ઉપાધી. બા સાહેબ મારે શું કરવું ?"

"મારી તો તમને સલાહ છે કે તમારે તમારી રોકડ મીલ્કતનું સોનું ખરીદવું અને તે લઇ આ ગામમાંથી ઉપડી જવું. અમે પણ તેમજ કરનાર છીએ. અમે ઉઘરાણી આટોપવા માંડી છે.

રોકડા રૂપીઆની આ પાટો ખરીદી છે અને તે ધીમે ધીમે બીજા નગર તરફ રવાના પણ કરવા માંડી છે."

"ત્યારે મને થોડીક પાટો ન આપો ?"

"શેઠને પૂછો. શેઠ તમને વ્યાજબી સલાહ આપશે."

શેઠે ચોપડામાંથી માથું બહાર કાઢી પૂછ્યું; "કાં ભુદેવ ! શું છે ?"

ઘેલાએ મનની ઇચ્છા વિદિત કરી. શેઠે ઘણી આનાકાનીના અંતે હા પાડી અને જણાવ્યું કે તમે તમારા તમામ રોકડા રૂપીઆ લઇ આજથી ચોથા દિવસે સાંજના સમયે આવજો."

"ઘેલો ખુશ–ખુશ થઇ ગયો. તેણે શેઠ પર આશિષ વચનોનો વરસાદ વરસાવ્યો. તેના મનની ચિંતા મટી. લાલને તેને સીધું પૂરી આપ્યું. પાંચ રૂપીઆ દક્ષણાના આપ્યા. લગભગ એક કલાક વ્યતિત કરી ઘેલો ત્યાંથી નીકળી મકાને આવ્યો.

છબીલી ક્યારનીએ ઘેર આવી હતી. તેણે પણ છબીલદાસને મળી ચોથા દિવસે ઉપડી જવાનો નિશ્ચય કર્યો હતો. તેથી તેના મનમાં પણ ખુશાલી વ્યાપી રહી હતી. ઘેલાએ ઘરમાં આવતાંજ પૂછ્યું, "કાં શું કરે છે ?"

"ઘરનું કામ, બીજું શું ?"

"આપણે અહિંથી ઉપડી જવાનું છે."

"ક્યાં જવાનું છે ?"

"બીજા ગામમાં."

"આ ઘરનું શું કરીશું ?"

"દેવતા મૂકતા જઇશું."

"ક્યારે જવાનો વિચાર રાખ્યો છે ?"

"આજથી ચોથા દિવસની મધ્યરાત્રિએ."

" ઠીક. " છબીલી અન્ય કાર્યમાં પ્રવર્ત થઇ.

રાત્રિ પડી. મથુર ઘેર આવ્યો. બાપ દિકરાએ વાળુ કરી લીધું. બાદ બન્ને ઓરડામાં બેઠા. મથુરે પૂછ્યું, " આજે શું કરી આવ્યા બાપા? "

" કામ સફળ થયું છે. પરગજુ દિલના શેઠે હા પાડી છે. આપણને રૂપીઆને બદલે સોનું આપશે. તે સોનું લઇ આપણે ચોથા દિવસની મધ્યરાત્રિએ અહિંથી નીકળી જઇશું. "

" આપણા ઘરની શી વ્યવસ્થા કરશું ? " મથુરે પૂછ્યું.

" ઘરને ખંભાતી તાળું વાસીશું. જીવતા હોઇશું તો આવીશું અને રહીશું. મુઆ તો બધું ગયું. "

" આપણે પ્રથમ ક્યાં જઇશું ? "

" હું તેજ વિચાર કરૂં છું કે આપણે જવું ક્યાં ? વળી રાતનો વખત, પાસે સોનું; કોઇ હરામખોરો મળ્યા તો ? "

" ભગવાને ધાર્યું હશે તે થશે. "

" હાસ્તો. "

બાપ દિકરાએ મોડા સુધી વાતો કરી. છબીલી પથારીમાં પડી-પડી બાપ દિકરાની વાતો સાંભળતી હતી અને મનમાં પોતાને છબીલદાસ સાથે નીકળી જવાના ઘાટ ઘડતી હતી. અંતે મોડી રાત્રિ થતાં આ અજબ-અદ્દભુત માણસોને નિદ્રાદેવીએ તેના શરણમાં લઈ લીધાં.



# પ્રકરણ ૭ મું.

## જંગલમાં રંગીઓ.

અમલગઢથી લગભગ એક માઇલ દૂર ઝાડ પાનથી ભરપૂર એક જંગલ આવેલું હતું. આ જંગલમાં એક પત્થરનો કિલ્લો આવેલો હતો. આ કિલ્લાની આસપાસ મજબુત કોટ બાંધેલો હતો. કિલ્લામાં પ્રવેશવાને માટે ફક્ત એકજ દરવાજો હતો. દરવાજાનાં કમાડ લોઢાનાં હતાં. કમાડ પર લાંબા ભાલા જેવા અસંખ્ય ખીલા જડેલા હતા. આ કિલ્લામાં એક મોટું મકાન આવેલું હતું. આ મકાનનો ઉપયોગ ભયંકર–રાજ્યદ્રોહી કેદીઓને પૂરવામાં થતો. મકાન તલેસ્માતી હતું. જો કોઇ અજાણ્યો માણસ અંદર પ્રવેશે તો જીવતો બહાર નીકળી શકે નહિ. મકાનની આગળ પાછળ પુષ્કળ ઝાડ આવેલાં હતાં. નિર્જન સ્થાનમાં આવેલો આ કિલ્લો જોનારને ભયાનક ભાસતો. આ કિલ્લામાંજ રામનાથ અને નવલને લાવીને રાખવામાં આવ્યા હતા. રાજસભામાં મોતીલાલની ચાલાકીથી નવલ સુરંગમાં ઉતરી પડયો. રામનાથની પણ એજ ગતી થઇ. બન્ને નીચે પડયા. નીચેની જમીન પોચી હતી એટલે વિશેષ વાગ્યું નહિ. બન્ને જણા છેક સાંજ સૂધી અંદર રહ્યા. બાદ બે માણસો તેમની પાસે આવ્યા અને તેમની આંખ્યોપર પાટા બાંધી ત્યાંથી લઇ જવામાં આવ્યા. સિપાહીયો બન્નેને આ ભેદી કિલ્લામાં લઇ આવ્યા. આ કિલ્લામાં એક ગુપ્ત સુરંગ આવેલી હતી. આ સુરંગ ઠેઠ રાજમહેલ સૂધી હતી. આ સુરંગવાટેજ નવલ તથા રામનાથને આ સ્થળે લાવીને રાખવામાં આવ્યા હતા. આ

કેદખાના આગળ વિશેષ ચોકી–પહેરો ન્હોતો. કિલ્લાના તમામ ઓરડા તલેસ્માતી હતા. આથી કિલ્લાના મુખ્ય દરવાજે બે સિપાહીઓજ રહેતા. કોઇ પણ માણસને અંદર જવાની સખ્ત મનાઇ હતી. ચોકીદારો રાત્રિ દિવસ ત્યાં રહેતા. વળી આ સ્થળ જંગલમાં આવેલું હોવાથી, તેમજ આ સ્થળે બીજો કોઈ રસ્તો પણ નહિ આવેલો હોવાથી માણસોનો અવરજવર બીલકુલ ન્હોતો. આ ભયાનક કિલ્લામાં ઘણાં પાપ કર્મ થયાં હતાં. અનેક નિરપરાધી જનોને આ સ્થળે પૂરી મારી નાખવામાં આવ્યા હતા.

રામનાથ અને નવલે આ સ્થળે પૂરાયા પછી તપાસ કરી પણ છૂટવાની આશા વ્યર્થ નીવડી. તેમને જે સ્થળે પૂરવામાં આવ્યા હતા તે ઓરડો નાનો હતો. ઓરડાની આગળ એક જાળી આવી હતી. જાળીની આગળ બારણાં હતાં અને તે બારણાને તાળું વાસવામાં આવેલું હતું. ઓરડામાં અંધકાર રહેતો. હવા અને થોડાક અજવાળાને માટે ઉપરની બાજુએ એક નાનું જાળીયું આવેલું હતું. નવલ અને રામનાથને હમેશાં એક વખતેજ ખાવાનું મળતું. ખાવાનું આપવા આવનાર માણસ ખાવાનું ચોકીદારોને સોંપી ચાલ્યો જતો. બાદ બે ચોકીદારોમાંથી એક જણ ખાવાનું પહોંચાડી આવતો.

નવલ અને રામનાથના દુઃખનો પાર ન્હોતો. આ સ્થળેથી કદાપિ મુક્ત થઇ શકાશે નહિ એવો તેમનો નિશ્ચય થઇ ચૂક્યો હતો.

મધ્યાન્હ કાળનો સમય હતો, તાપ સખત પડ્યો હતો. જમીનમાંથી ઉન્હી વરાળો નીકળતી હતી. સઘળું શાન્ત હતું. પશુ–પંખી પણ નજરે પડતાં નહોતાં.જંગલ બીહામણું અને ખાવાધાય એવું જણાતું હતું. આ વખતે કિલ્લાથી કેટલેક દુર એક વડના ઝાડ નીચે બે માણસો બેસી રહ્યા હતા, આ બન્નેનો દેખાવ મુસાફર જેવો હતો.

બન્ને જાણે લાંબી મુસાફરી કરી થાક્યા હોય એમ તેમની મુખ મુદ્રાપરથી જણાતું હતું. બન્ને જણા વારંવાર માર્ગ તરફ નજર કરતા હતા.

પ્રિય પાઠકો ! તમે આ બન્ને માણસોને ઓળખ્યા હશે ? આ બન્નેમાં એકતો આપણા પરીચિત અને વિજયકુમારના સ્હાયક સોમેશ્વર જોશી હતા. અને તેમની સાથેનો બીજો રંગી હતો. નવલની શોધમાં ચાર જણા નીકળ્યા હતા. જોશીએ બે માણસોને નગરમાં મોકલ્યા હતા અને પોતે અને બીજાએ આ જંગલમાં મુકામ નાખ્યો હતો. આ સ્થળે કિલ્લો છે એવું જોશીના જાણવામાં હજી આવ્યું ન્હોતું. નવલની તપાસને માટે બે રંગીયો નગરમાં ગયા હતા. જોશીએ તેમને આ જગાએ આવવાનું જણાવ્યું હતું. તે માણસો સવારના ગયા હતા. બપોર થયા પણ આવ્યા નહિ. આથી પ્રતિપળે જોશીજીની ચિંતા વધતી હતી. છેવટે સાંજ પડવા આવી. જોશીની ચિંતાનો પાર રહ્યો નહિ. તેમણે તેમની પાસે બેઠેલા પોતાના સાથી પ્રત્યે કહ્યું: "હજી એ લોકો કેમ નહિ આવ્યા હોય ?"

"શું ખબર પડે ? મને પણ ચિંતા થયા કરે છે."

"તેઓ સપડાયાતો નહિ હોયને ?"

"કદાચ એમ પણ બને. મોતીલાલ ચાલાક છે."

"આપણે ક્યાં સુધી રાહ જોઇશું ?"

"રાત્રિ સૂધી આપણે અહિંજ રોકાવું જોઇએ."

"એ લોકો હવે જલ્દી આવે તો ઠીક. આપણે આપણું કામ પૂરૂં કરીને જલ્દી કુમારની પાસે પહોંચી જવું જોઇએ- નવલની શોધમાં આપણને ઘણા દિવસ થયા. આખો દિવસ નગરમાં ફરીએ છીએ અને જુદા–જુદા વેશ ધારણ કરી તપાસ કરીએ છીએ પણ

સઘળું ફોગટ. પેલા હરામખોરે આપણને જુઠું જણાવ્યું. તે દુષ્ટના અસત્ય કહેવાથીજ આપણે આજે આઠ–દસ ગાઉની મુસાફરી કરવી પડી છે. "

" હા, તે શઠનાએ આપણને ઠગ્યા છે. મને ખબર નહિ કે તે આવો તાલીમબાજ હશે. મેં તો તેને સારો માણસ ધારીનેજ પૂછયું હતું. "

" તેં શું પૂછયું હતું ? " જોશીએ પૂછયું.

" મેં તેને પૂછયું કે કેદીયોને કયે સ્થળે રાખવામાં આવે છે. ત્યારે તેણે મને કહ્યું કે અહિંથી દસ ગાઉ ઉપર એક ગામ આવેલું છે. તે ગામનું નામ જુનાપર છે. આથીજ આપણે ત્યાં ગયા અને નિરાશ થઈ પાછા આવ્યા. "

" મને તો તે કોઇક દિવાનો લાગ્યો. જોને જતાંજતાં કેવું હસતો હતો ? "

" મને પણ પછીથી વ્હેમ પડયો હતો. "

" હશે હવે પેલા આવેતો ઠીક. "

" રાત પડતાં પહેલાં આવેતો કંઇક ગોઠવણ પણ કરી શકાય."

બન્ને આ પ્રમાણે વાતો કરી રહ્યા હતા. વખત પાણીના પૂરની માફક વિતતો હતો. છેવટે છેક સાંજ પડતાં દૂરથી બે માણસો આવતા જોશીની નજરે પડયા. એ બન્ને માણસો અતી ઝડપથી ચાલ્યા આવતા હતા. તેમનાં મુખ લાલચોળ જણાતાં હતાં. બન્નેનો વેશ મુસલમાન ફકીરોના જેવો હતો. થોડેક આવતાં જોશીએ તેઓને ઓળખ્યા. તે પોતાનાજ માણસો હતા, કે જેઓ નગરમાં ગયા હતા અને જોશી તેમની રાહ જોઇ રહ્યો હતો. બન્ને પાસે આવ્યા અને એક બીજાને મળ્યા. જોશીએ પૂછયું; " કાં સિંહ કે શિયાળ ?"

"અરે જરા થાક તો ખાવા દ્યો. " એકે કહ્યું.

"આપણને તે થાક લાગતો હશે ?" જોશીએ મજાકમાં પૂછ્યું.

"કેમ ? આપણે માણસ છીએ કે ઢોર ?"

આવનારા બન્ને જણા થોડીકવાર શાન્તિથી બેઠા. જોશીની ઉત્કંઠા વધી. પુનઃ તેમણે પૂછ્યું; "હવે થાક ઉતર્યો ?"

રંગીએ કહ્યું: "હા, પણ આજે અમને બહુ રખડ પહોંચી છે. ફરી ફરીને અમારા ટાંટીયા પણ દુઃખી આવ્યા."

"પણ પરીણામ શું આવ્યું ?" જોશીએ આતુરતાથી પૂછ્યું.

"પરીણામ સારૂં આવ્યું છે."

"પત્તો લાગ્યો ?"

"હા."

"ક્યાં ?"

"આ જંગલમાંજ જેલખાનું આવેલું છે."

"શું આટલામાંજ ?"

"હા."

"ભવાનસંગ ! ઉઠ અને તપાસ તો કર."

ભવાનસંગ રંગીનું નામ હતું. તે ઉઠ્યો અને એક સીધા રસ્તે ચાલતો થયો. તેના ગયા પછી જોશીએ પૂછ્યું; ગણપત ! કહે હવે શી રીતે બન્યું ?"

"અમે બન્ને તમારી પાસેથી ગયા અને પછી ફકીરો બન્યા. નગરમાં આમ તેમ ખૂબ ઘૂમ્યા. ઘણા માણસોને મળ્યા પણ નવલસિંહ વિશે કંઇ જાણી શકયા નહિ. પણ અમને એક બીજો લાભ તત્કાળ મળ્યો. એક નવી વાત જાણવામાં આવી. તે એકે અમલગઢમાં એક સાધુ આવ્યો હતો. તે સાધુ ચમત્કારી હતો. ગામના લોકો તેની આગળ એકઠાં થતાં. નગરના કોટવાળે તે સાધુને ત્યાંથી ચાલ્યા જવાનું કહ્યું, પણ સાધુએ તેની પરવાહ કરી નહિ. આથી

કોટવાળ સાહેબનો મીજાજ હાથથી ગયો અને તેમણે સાધુને મારવા ચાબુક ઉંચકયો. બસ પછી પૂછવુંજ શું? સાધુનું ત્રીલોચન ઉઘડયું, રામભગવાનનો જાણે કોપ થયા ન હોય એ પ્રમાણે સાધુના કોપથી એ કોટવાળ સાહેબ તરતજ આંધળાભીંત બની ગયા.

" અરે! આતો અજબ થવા જેવું. વારૂ પછી ? " જોશીએ વચમાં પૂછ્યુ.

" પછી કોટવાળ સાહેબ શું કરે ? આંધળા ભીંત બની ત્યાંજ બેસી ગયા અને પોકે પોક મૂકી રડવા લાગ્યા. એક દીન માણસની માફક સાધુને કરગરવા લાગ્યો. સાધુજનોનાં હૃદય સદા દયાળુ રહે છે. તેમના દિલમાં ઝાઝો સમય ક્રોધ રહેતો નથી. તેમણે તરતજ એક ડબ્બીમાંથી કંઇક દવા કાઢી કોટવાળની આંખ્યોમાં આંજી. કોટવાળ સાહેબ જોત જોતામાં દેખતા થઇ ગયા અને બસ પછી સાધુના ચેલા બની સાધુની આજ્ઞા પાળવા લાગ્યા. "

" સાધુ ચમત્કારીતો ખરો."

" અરે આગળ સાંભળોતો ખરા ? સાધુએ તો ભારે કરી છે. "

" વળી શું કર્યું છે ? "

" રાજા વ્હેમસિંહને પણ ઠગ્યો. "

" તે કેવી રીતે ? "

" વ્હેમસિંહ સાધુના ચમત્કાર સાંભળી સાધુની પાસે આવ્યો, અને પોતાના મનની ઇચ્છા પુરી કરવાની વિનંતિ કરવા લાગ્યો. સાધુએ તેના મનની ઇચ્છા જાણી. રાજાની મનેચ્છા દુષ્ટ હતી. એક તો આપણા કુમારના નાશની અને બીજી વિશ્વમોહિનીનો પ્રેમ મેળવવાની. "

"પાપાત્માની કેવી દુષ્ટ બુદ્ધિ? વારૂં પછી?"

"સાધુએ ગુસ્સો કરી રાજાને ઠપકો આપ્યો અને પછી વિ
મોહિની કયાં છે એમ પૂછ્યું. રાજાએ ગુપ્ત સ્થળની માહિતી આ
સાધુએ થોડીક ભસ્મ આપી તેને માદળીયામાં રાખવાનું કહીને મા
ળીયું હાથે બાંધવાથી ઇચ્છા પૂર્ણ થશે એમ જણાવ્યું. રાજા હરખા
ઘેર આવ્યો. તેજ રાત્રે પેલા સાધુએ કોટવાળને બોલાવી નોક
છોડી વિજયકુમારના આશ્રયે જઇ રહેવાની સલાહ આપી. કોટવા
અને તેની સાથેનાં લગભગ બસો ઉપરાંત માણસો તેજ રાત્રે ત્યાં
ચાલી નીકળ્યાં. સાધુ પણ તરત ત્યાંથી ચાલ્યો ગયો. સવાર થ
સાધુની શોધખોળ ચાલી. બંકો બહાર ગામ ગયો હતો તે આ
અને રાજાને મળ્યો. રાજાએ સઘળી વાત કહી. બંકાએ સાધુનો
ફોડી ગુપ્ત સ્થળની માહિતી આપવાને માટે રાજાને સખ્ત ઠ
આપ્યો. પણ તેથી શું? રાંડયા પછીનું ડહાપણ કામનું શું?"

"ગણપત! તે સાધુ શું ભેદી હતો?"

"હા, તે સિવાય ચમત્કાર બતાવવાનું બીજાનું શું ગજું?

"તે કોણ હતો?"

"આપણો સંબંધી."

"શું કહે છે? મશ્કરીએ તો ચઢયો નથી ને?"

"અરે! હું કોઇ દિવસ મશ્કરી કરૂં છું?"

"ત્યારે આ શું?"

"હું ખરૂંજ કહું છું."

"શું ધૂળ ખરૂં કહે છે?"

"તમારા સમ, હું ખરૂં કહું છું." ગણુપતે કહ્યું.

"મનુભા! આ શું કહે છે?" જોશીએ બીજાને પૂછ્યું.

"હા, તેમની વાત સાચી છે. તે સાધુ આપણો સરદાર હતો."

"શું પ્રતાપસિંહ ?" જોશીએ શંકાશીલ થતાં પૃછયું.

"હા, તેઓશ્રી પોતેજ."

"તેમણે અજબ કામ કર્યું ?"

"ત્યારે આપણે પણ કયાં ઓછું ગજબનું કામ કરવા આવ્યા છીએ ?"

"વારૂં પછી તમે શું કર્યું ? મારા કહેવા પ્રમાણે પેલાઓને મળ્યા કે નહિ ?"

"મળ્યા હતા અને તેમની પાસેથીજ બધી બાતમી મેળવી લાવ્યા ?"

"તેઓ ઘેર મળ્યા હતા ?"

"નારે ના, લાલા લોકો તો ઘેર રહેતા હશે કે ? ઘરમાં તો પેલી ખૂબસૂરત લાલન હતી. મેં તેને પૂછયું કે પોતેશ્રી કયાં પધાર્યા છે. ત્યારે લાલને પણ અજાણપણું બતાવ્યું. અમે ફકીરના વેશથી ગામ ગપાટા સાંભળતા અને નવનવા રંગ જોતા આમતેમ ફરવા લાગ્યા. રાજા વ્હેમસિંહની બુદ્ધિ ભ્રષ્ટ થઇ છે. નવનવા હસવા લાયક કર પ્રજા પર નાખ્યા છે. તીજોરીનું તળીયું સાફ દેખાય છે. આવી બાતમી મેળવી અમે એક ચંડુલખાનામાં ગયા. ત્યાં અનેક માણસો ગાંજો-ચરસ પી રહ્યા હતા. ત્યાંનું મકાન ધુમાડાથી ભરપૂર હતું. ચરસની દુર્ગંધથી માથું ફરી જતું હતું. ત્યાં આપણા નામવર ડંકા અને વંકા બીરાજ્યા હતા અને ચરસના ઉપરાસાપરી દમ લગાવતા હતા. અમે તેમને મળ્યા. તેમના હાથમાં થોડાક રૂપીઆ મૂકયા અને પછી તમારૂં નામ દઇ જણાવ્યું કે અમને તેમણે મોકલ્યા છે."

"પછી ?" જોશીએ હસતાં હસતાં પૂછયું.

"ધોળા રૂપીઆ જોઇ ડંકાએ આનંદ પામી અમને માનપૂ-

ર્વક બોલાવ્યા અને ચરસનો હુક્કો અમારી આગળ ધરી તેનો લાભ લેવાનું અમને સૂચવ્યું; પણ અમે સાફ ના પાડી. આ પછી ડંકાએ અમારા આગમનનું કારણ પૂછ્યું. મેં મુખ બગાડી કહેવા માંડયું, "શું કરીએ ભાઇ! અમારે ન છૂટકેજ આટલે લાંબે ચાલીને આવવું પડ્યું છે. અને તમારા જેવા ખાનદાન નબીરાને તકલીફ આપવી પડે છે." મારા આવા વિનયી બોલવાથી ડંકા ખુશ ખુશ થઇ ગયો અને તરતજ બોલ્યો કે; આ સેવક સરખું જે કાંઇ કામ હોય તે બેલાશક ફરમાવો. પછી મેં તેને કહ્યું. ભાઇ એક માણસનો પત્તો લગાડવો છે. તે માણસ અમારા રૂપીઆ ઘાલી અહિં આવ્યો છે. જો તેનો પત્તો લાગશે તો તરત રૂપીઆ મળશે અને તમને પણ તમારી મહેનત જોગ મળશે. ડંકાએ તેનું નામ પુછ્યું. મેં તરતજ કહ્યું કે તે રંગી છે અને નવલના નામથી ઓળખાય છે. મારા સાંભળવામાં આવ્યું છે કે તે રંગીના વેશથી મહારાજાના દરબારમાં આવ્યો હતો; પણ પછી તેનું શું થયું એ ભગવાન જાણે.

મારૂં કહેવું પૂર્ણ થતાંજ ડંકા બોલી ઉઠયો, "ઓળખ્યો, બરાબર ઓળખ્યો. ઘણોજ બેઅદબ. તેની બેઅદબી મેં નજરોનજર જોઇ છે."

"શું તમે તેને નજરે જોયો છે?" મેં પૂછ્યું.

"બરાબર, હું તે વખતે દરબારમાં હાજર હતો." ડંકાએ જણાવ્યું.

"પણ પછી તે ક્યાં ગૂમ થઇ ગયો?"

"તેણે રાજાજીને ન સંભળાવાય એવાં વચનો સંભળાવ્યાં. વળી રંગવિદ્યાના ચમત્કારો પણ થોડાક કરી બતાવ્યા. પણ અમારા

માનવંતા સરદાર બંકા સાહેબ આગળ તેનું શું ચાલે ? તે તરતજ સપડાઇ ગયો અને પરીણામે કેદખાનામાં પૂરાયો. "

" હરામખોર–ચોર. કેવો બેઅદબ." વચમાં મેં આટલા શબ્દો ઉચ્ચારી પૂછયું; " તેને કયાં રાખવામાં આવ્યો છે ? "

" નગરની ઉતર દિશાએ જંગલ આવ્યું છે. ત્યાં એક જુનો કિલ્લો આવેલો છે. તે કિલ્લામાં મ્હોતની સજાવાળા કેદીયોને રાખવામાં આવે છે. ત્યાં એને લઇ જઇ રાખવામાં આવ્યો છે. "

આ પછી અમે તેની સાથે આડી અવળી ઘણી વાતો કરી. અને પછી તેને રામરામ કરી તેનાથી છૂટા પડયા. બજારમાં ગયા અને ખાવાનું ખરીદી અહિં તમારી પાસે આવ્યા. "

" ચાલો સારૂં થયું કે તમે જલ્દીથી આવી પહોંચ્યા. હવે આપણને કિલ્લાનો પત્તો મળી જાય એટલે પછી પ્રયત્ન આરંભીએ."

આમ વાતો ચાલી રહી હતી એવામાંજ કિલ્લાની તપાસને અર્થે ગએલો માણુસ અતી ઉતાવળથી આવી પહોંચ્યો. તેને શ્વાસ ચઢયો હતો.

જોશીએ તેના સામે જોઇ પૂછયું, " અલ્યા આટલો બધો શ્વાસ કેમ ચઢયો છે ? "

" દોડતો અહિં આવ્યો છું. "

" શું કરવા દોડતો આવ્યો ? "

" સમાચાર જણાવવા કે રખેને રાત પડી જાય. "

" કહે હવે શું ખબર લાવ્યો ? "

" અહિં નજીકમાંજ એક કિલ્લો આવેલો છે. " તે માણુસે એક દિશા તરફ હાથ લંબાવી કહ્યું.

જોશીએ તે તરફ જોઇ પૂછયું, " કિલ્લો મોટો છે ? "

" ના, દેખાવપરથી તો નાનો જણાય છે."

" ત્યાં કેટલા સિપાહી છે ?"

" હું નજીક ગયો નથી. મુખ્ય દરવાજે બે સિપાહી બેઠેલા જણાયા. બાકી બીજા અંદર હોય તો રામ જાણે."

" ઠીક."

સઘળા વિચારમાં પડયા. શું રસ્તો કરવો. કેવી રીતે અંદર જવું વગેરેના તર્ક કરવા લાગ્યા. આ અરસ્સામાં ગણપતની નજર રસ્તાપર પડી. દૂરથી એક માણસ ચાલી આવતો જણાયો. સઘળા સાવધ થઇ ઝાડની ઓથે છૂપાયા અને તે આવનારની તરફ જોઇ રહ્યા.

---

## પ્રકરણ ૮ મું.

### સપડાયા અને છૂટયા.

તે આવનાર માણસ દરબારી હતો. આ માણસ દરરોજ આ વખતે કેદીઓને ખાવાનું આપવા આવતો હતો. તેણે ખભાપર દરબારી નિશાનવાળો પટો પહેરેલો હતો. કમ્મરે તલ્વાર લટકતી હતી. હાથમાં ખાવાનો ડબ્બો હતો. તેને ખાવાનું આપી પાછું જવાનું હોવાથી ઉતાવળે ચાલતો હતો. થોડી વારમાં તો તે નજીક આવી પહોંચ્યો અને વડ આગળ થઇને આગળ વધ્યો. પણ એવામાંજ વરૂ જેમ બકરાપર તલપે એ પ્રમાણે ગણપતે તેને ગરદનમાંથી પકડયો. મનુભાએ તેનું મોં દાબ્યું. બાકી નાએ તેને જમીનપર દબાવ્યો. બિચારો પટાવાળો એકાએક આવી

પડેલી આફતથી ગભરાયો. તે આખા શરીરે ટાઢ ચઢી હોય તે પ્રમાણે ધ્રૂજવા લાગ્યો. તેણે દીનવદને કહ્યું, " બાપજી મારી પાસે કંઇ નથી. મને શા માટે મારી નાખો છો ? "

" ચૂપ થા. ધીમેથી બોલ. જો ઉતાવળથી બોલ્યો તો જીવથી જઇશ. " ભવાનીએ કહ્યું.

" તું કોણ છે ? " જોશીએ પૂછયું.

" બાપજી ! દરબારી પટાવાળો છું. ગરીબ-બચરવાળ માણસ છું. મારીપર દયા કરો. " પટાવાળાએ કહ્યું.

" આમ કયાં જતો હતો ? "

" અહિં નજીકમાં એક કિલ્લો આવ્યો છે ત્યાં હું જતો હતો. "

" શું કરવા ? "

" અંદરના કેદીયોને ખાવાનું પહોંચાડવા. "

" અંદર કેટલા કેદીયો છે ? "

" બે. "

" ત્યાં કંઇ માલ-બાલ છે કે ? "

" નાજી. "

" ત્યાં ચોકીદારો કેટલા રહે છે ? "

" ફક્ત બે. "

" તું પાછો ક્યારે ફરે છે ? "

" તરત જ. "

" કેમ વારૂ ? કેદીયો ખાઈ રહે ત્યાં સૂધી તું રોકાતો નથી ?"

" ના, કેદીયોને ખાવાનું આપવા દરવાજાનો એક સિપાહી જાય છે. હું તો આ ખાવાનો ડબ્બો સિપાઇને સોંપી મારી ફરજથી છૂટો થાઉં છું."

"સિપાહીઓનાં નામ શું છે?"

"જમાલ-કમાલ."

"ઠીક; બોલ હવે તારે જીવવું છે કે મરવું છે?"

"બાપા! જીવવાની આશા કોને ન હોય?"

"ત્યારે તારી પાસે જે હોય તે અમને આપી દે."

"મારી પાસે એક રાતી પાઇ પણ નથી."

"તારાં કપડાં ઉતારી આપ."

"બાપજી! મારાં ગરીબનાં કપડાં તમારે શું ઉપયોગનાં?"

"છાનો મરી રહે. વધારે બોલ્યો તો અધમૂઓ થઇશ. ચાલ ઉભો થા અને આ ચાદર પહેરી તારાં તમામ કપડાં ઉતારી આપ."

પટાવાળો ઉભો થયો અને ચાદર પહેરી પહેરેલાં તમામ કપડાં કાઢી આપ્યાં.

તેનાં કપડાંની ગાંસડી બાંધી મનુભાએ કહ્યું; "જા ચાલ્યો જા, અને જો લુંટાયાની વાત કોઇને કરી તો યાદ રાખજે કે તું જ્યાં હોઇશ ત્યાં આવીને અમે તારી ખબર લઇશું."

"નહિ કહું બાપજી, એક અક્ષર પણ કોઇને નહિ કહું." આમ બોલતો પટાવાળો ભયભીત થતો આવ્યો હતો તે રસ્તે પાછો વળ્યો અને ભયથી વારે ઘડીએ પાછળ નજર કરતો વિજળી વેગે જવા લાગ્યો. સાંજની પૂર્ણાહુતી થવા આવી હતી. સૂર્ય ભગવાન અસ્તાચળ તરફ ગમન કરી રહ્યા હતા. તડકામાંથી ઉષ્ણુતા ઓછી થઇ હતી. જોશીએ કહ્યું; "આજે આપણે લુંટ કરી એક ગરીબ માણસને લુંટયો."

"તેમાં લુંટ શાની? પાપી રાજાના પાપી નોકરોને આવી શીક્ષા થવી જોઇએ."

" બોલો, હવે તેનો વેશ કોણ ધારણ કરે છે ? " જોશીએ પૂછયું.

" આપની મરજી હોય તો હું તૈયાર છું. " ગણપતે કહ્યું.

" એમ! ત્યારે કર તૈયારી. "

" ગણપતે પટાવાળાનો વેશ ધારણ કર્યો. મુખની પણ એવીજ નકલ બનાવી. જોશીની ખાત્રી થઇ કે પટાવાળો બરાબર બન્યો. ગણપતે કહ્યુ, " કેમ હવે જાઉં ? "

" ના, ઉભો રહે અને મારૂં કહેવું સાંભળી લે."

" સંભળાવી દયો. " ગણપતે ટોળમાં કહ્યું.

" સિપાહીઓની પાસે તું થોડીકવાર રોકાજે અને તેમને વાતોમાં વાળી આ સોપારી ખવરાવજે અને પછી જ્યારે તેઓ બેશુદ્ધ બને ત્યારે ઝીણી સીસોટી વગાડજે એટલે અમે તરત ત્યાં આવીશું. "

" કદાચ તે મીયાંભાઇ સોપારી નહિ ખાતા હોય તો ? "

" ગજવામાં ઇલાયચી તો છે ને ?"

" હા એતો હું ભૂલીજ ગયો. ઠીક, લ્યો રજા લઉં છું." ગણપત પટાવાળાની ચાલે ચાલતો કિલ્લા તરફ જવા લાગ્યો. ગણપતનો સ્વભાવ આનંદી અને હસમુખો હતો આથી તે બધાને ગમતો. જતાં-જતાં પણ ચિત્ર વિચિત્ર ચાળાઓ કરતો જવા લાગ્યો. જોશી હસ્તે વદને તેને જતો જોઇ રહ્યા. આસપાસની રચના અવલોકતો અને પટાવાળાની ચાલ ચાલતો ગણપત કિલ્લાના મુખ્ય દરવાજે આવી ઉભો. જમાલ-કમાલ ત્યાં બેઠા હતા. પટાવાળાને જોતાંજ કહ્યું, " અલ્યા! આજ કેમ મોડું થયું ? "

" જમાદાર સાહેબ ! શું કહું ? કંઇ કહેવાની વાતજ નથી. "

" કેમ વળી શું છે ? કંઇ નવાજુની થઇ છે ? "

" હા, એક સાધુ આવ્યો હતો. તે ચમત્કાર ઉપર ચમત્કાર બતાવી મહારાજાને ઠગી ગયો છે. "

" એ વાત અમે જાણી છે. વારૂ પેલા કોટવાળનું અને તેની સાથેના માણસોનું શું થયું ? " કમાલે પૂછ્યું.

" એવી ખબર આવી છે કે તેઓ વિજયકુમારને ત્યાં રહ્યા છે. "

" એમ ? વારૂ બીજું કાંઇ ? "

" પેલા છૂટી ગએલા બધા રાજ્યદ્રોહી કેદીયોએ ખાનગી સભા ભરી હતી. " આટલું કહી આ વેશધારી પટાવાળાએ ગજવામાંથી સૂડી સોપારી કાઢી સોપારી કાતરવા માંડી.

" રાજ્યદ્રોહીઓની છૂપી સભામાં શું ઠરાવ થયો ? " જમાલે પૂછ્યું.

" એતો ભગવાન જાણે; પણ કંઇક થયું ખરૂં. " પટાવાળાએ કાતરેલી સોપારીમાંથી થોડીક પોતાના મુખમાં મૂકી અને બીજી જમાદારને આપવા હાથ લાંબો કર્યો.

જમાલ-કમાલે સફેત દુધ જેવી કાતરેલી સોપારી પટાવાળાના હાથમાંથી લઇ મુખમાં મૂકી; અને પછી જમાલે પુછ્યું; " એ લોકોએ સભા ક્યાં ભરી હતી ? "

" પેલા ગૂપ્ત ખંડીએરમાં. "

" ત્યાં આપણું કોઇ માણસ ગયું હતું કે ? "

" ના, સભા થઇ રહ્યા પછીજ ખબર પડી. "

" તે ગૂપ્ત ખડેરમાં હવે ચમત્કારી મકાનો અને દરવાજા નથી રહ્યા ને ? "

" ના, બધું સપાચટ થઇ ગયું છે. પેલું ગરૂડ પક્ષી અને

માણસનું પુતળું પણ હવે નથી. દારૂથી સુરંગ ઉડાવતાં બધું બરા-
બર થઇ ગયું."

"હજી એક ભોંયરૂં બાકી રહ્યું છે."

"હા, પણ તે નકામું છે."

"રાજ્યદ્રોહીયોની સરદારી એક સ્ત્રીએ લીધી છે એ શું
ખરી વાત છે ?"

"હા, તેજ સ્ત્રીએ બધાને છોડાવ્યા અને રાજાને છેલ્લી
ચેતવણી પણ તેણેજ આપી છે."

"યા અલ્લા ! કેવી જબરી બલા. કહે ભલા કે તે ચેતવણીમાં
શું લખ્યું હતું ?"

"એક મહીનામાં સારો રાજ્ય અમલ સ્થાપવો. પકડેલા
તમામ કેદીયોને માફી આપવી અને જેમને નુકશાન વેઠવું પડયું
છે તેમને બદલો આપવો."

"રાજાજી આ બધું કબુલ કરશે ?"

"નારે ના; રાજાએ તો ચોકખો જવાબ આપી દીધો છે
આમાંનું કંઇ પણ બનશે નહિ."

"વા પછી ?"

"પછી શું ? બીજી ચેતવણી મળી અને તે ખુબસુરત બલા-
એ જણાવ્યું કે "જ્યારે તમે માનતા નથી ત્યારે અમે નીરૂપાય
છીએ. અમે થોડા દિવસમાં તમારી ખબર લઇશું અને તમારા
રાજ્ય અમલને જમીનદોસ્ત કરીશું. આફતને ભેટવા તૈયાર થજો.
આ છેલ્લી ચેતવણી છે."

"સુભાનઅલ્લા કેવી આફત ?" જમાલે દાઢી પર હાથ
ફેરવતાં પૂછ્યું; "એ બલા કોણ હશે ?" આટલું કહેતાં જમાદારને

ગળે કાંટા પડવા લાગ્યા. કમાલ ઘેનમાં ઝુકતો હતો. પટાવાળાએ ચ બરાબર જોયું અને સોપારીની અસર થવા માંડી છે જાણી ખુ થતાં બોલ્યો; "એ ચૂડેલ કોણ છે તેની કોઇને ખબર નથી. પ તે કોઇક જબરી બલા છે. વળી અધુરામાં પુરૂં બહારવટીયા લુંટારાઓ પણ લુંટફાટ કરવા માંડી છે. પ્રજા પણ તૈયાર થઇ છે અને વિજ યકુમાર પણ હલ્લો કરવાને તત્પર બન્યો છે. પરીણામે શું થા છે એ જોવાનું છે."

"અલ્લા તાલ્લાની મરજી હશે તેમ થશે. પ–પ." મીયાં અ ગળ બોલતાં અચક્યા. તેમની આંખે લીલાં પીળાં થવા લાગ્યાં. માલતો ક્યારનોએ પૃથ્વીને નમસ્કાર કરી ચૂક્યો હતો.

આવી દશા જોઇ પટાવાળાએ મુખ ગંભીર રાખી પૂછ્ "ખાં સાહેબ ? શું છે ? કમાલભાઇ કેમ સૂઇ ગયા અને આ ઢરી ગયા ? તમારી જીભ કેમ તોતડાય છે ? તમે ગલ્લાંતલ્લાં કે કરો છો ? શું કંઇ થાય છે ?"

"યાર ! ક્યાં કહું ?" જમાલ વધુ બોલી ન શક્યો.

"તમને શું થાય છે ?" પટાવાળાએ પૂછ્યું.

જમાદારે આકાશ તરફ આંગળી કરી.

"શું કંઇ ગભરામણ થાય છે ?" ગણપતે પૂછ્યું.

જમાદારે ડોકું ધુણાવ્યું.

"પાણી પીવું છે ?"

જમાલે માથુ હલાવી હા પાડી.

ગણપત ઉભો થયો અને બાજુપર જઇ ઉભો. પાણી કો લાવે ? ગણપતને આ સમયની ખાસ જરૂર હતી. જમાલ ઝે ચઢયો અને પછી તરતજ ચત્તોપાટ પડયો. ગણપતે તરત સીસો

વગાડી. જોશી વગેરે દોડી આવ્યા. જોશીએ પોતાની સાથેના બે માણસોને જમાલ–કમાલનાં કપડાં પહેરી લેવાનું સૂચવ્યું. મનુભા અને ભવાનસંગે જમાલ–કમાલનાં કપડાં પહેરી લીધાં, નકલી દાઢીઓ પણ લટકાવી. જોશીએ બન્નેને પહેરાપર રહેવાનું સૂચવ્યું. આ પછી જોશીએ અને ગણપતે બેશુદ્ધ સિપાહીઓને ત્યાંથી ઉપાડી દૂર ઝાડી વચ્ચે સુવાર્યા.

આ સઘળું કામ થઇ રહ્યા પછી પેલા નવા પહેરેદારોને બરાબર ધ્યાન રાખવાનું કહી ગણપત અને જોશીજી અંદર ચાલ્યા. અંદરની રમ્ય રચના અવલોકતા કેદખાનાના મકાન આગળ આવ્યા. બારણાં પર મોટું તાળું લગાવેલું હતું. છૂપાં હથીઆરોથી તાળું ખોલવા માંડયું; પણ તાળું ઉઘડયું નહિ. ગણપતે તાળાને તપાસવા માંડયું. તેની કળ ઉપર આંગળી મૂકતાંજ ગણપત તમ્મર ખાઇ નીચે પડયો. તેના મુખમાંથી એક ધીમી ચીસ નીકળી પડી, જોશી ગભરાગો. અચાનક આ શું થયું ? નક્કી આ તાળાની કળમાંજ કંઇક કરામત છે. આમ વિચારતા જોશીએ ઝોળીમાંથી કંઇક દવા કાઢી ગણપતને સુંઘાડી. બે મીનીટમાંજ ગણપતને ઉપરાસાપરી છીંકો આવવા માંડી. તે થોડીવારમાં સાવધ થયો.

જોશીએ તેને પૂછ્યું; " એકાએક તને શું થયું ? "

" અરે તે વાતજ ન પૂછો. કળને અડકતાંજ મારા હાથમાં જાણે દેવતા મૂકયો હોય એમ થયું અને તે સાથેજ મને વિજળીના જેવો આંચકો લાગ્યો. મારી નસો ખેંચાઇ અને હું બેફામ બન્યો.

" ખરેખર ! આ બધી મોતીલાલનીજ ચાલાકી. "

" એમજ. હવે શું કરશું ? "

" ગભરાય છે શાને ? તાળામાં વિજળીનો પ્રયોગ છે તે હવે

સમજાયું. આપણે પણ વિજળી પ્રયોગથી તાળાને ઓગાળી નાખ

જોશીએ ઝોળીમાંથી એક યંત્ર કાઢયું. આ યંત્ર ગોળ
શીશીના આકારનું હતું. તેના મો પર ઢાંકણુ હતું. નીચેના ભાગમાં ચ
જેવી કળ હતી. જોશીએ કળના આંટા ફેરવવા માંડયા. કેટ
આંટા ફેરવ્યા પછી જોશીએ આગળનું ઢાંકણુ ઉઘાડી નાખ્યું. ઢાં
અલગ થતાંજ અગ્નીની જવાળા નીકળી. અગ્નીના તનખા
લાગ્યા. અવાજ થવા લાગ્યો. જોશીએ તે યંત્ર તાળા આગળ
ગણુપત વિસ્મયતાથી એ પ્રકાર અવલોકી રહ્યો. તાળું મોટું
જોતજોતામાં તાળું ઓગળવા માંડયું અને છેવટે રસરૂપ બ
તાળું અલગ થતાંજ બંધ બારણાં તેની મેળેજ ખુલ્લાં થઇ ગયાં

જોશીએ પ્રયોગ બંધ કર્યો અને યંત્રને ઝોળીમાં પાછું મૂ
દ્વાર ઉઘડયાં હતાં પણ અંદર અંધારૂં હતું. જોશીએ ફાનસ
સળગાવ્યું. અંદર જાળી જણાઇ પણ માણસના મુખનાં દર્શન
નહિ. જાળી લોખંડની હતી. ગળા સુધી ઉંચી હતી. જાળીની
ગળ એક ઉંચું પગથીયું આવેલું હતું. આ પગથીયું લાકડાનું બ
વેલું હતું. બહારથી આવનારને આ પગથીઆ ઉપરજ પગ મૂ
જાળી પાસે આવવું પડે એવી રીતે પગથીઆની ગોઠવણ
અંદર કોઇ માણસ નહિ જોતાં જોશીએ બૂમ પાડી. "
કોણુ છે ?"

તરતજ અંદરથી એક મનુષ્યાકૃતી ઉભી થએલી જણાઇ.
જાળી પાસે આવી પૂછયું; "કેમ ભાઇ ?"

જોશીએ ફાનસના પ્રકાશમાં જોયું તો જણાયું કે આ બે
નાર નવલ છે. પણ વિશેષ ખાત્રીને માટે પૂછયું.

"તમે કોણુ છો ?"

"અમે કેદી છીએ. તમે કોઇ અજાણ્યા માણસ હો એમ જણાય છે ?"

"હા, અમે અજાણ્યા છીએ."

"અહિં કેમ આવ્યા છો ?" નવલે દુઃખપૂર્ણ અવાજે પૂછયું.

"તમને છોડાવવા."

"શું અમને છોડાવવા ? અરે તે આશાજ ક્યાં છે ?" નવલે નિરાશા સૂચક જવાબ વાળ્યો.

"નવલસિંહ ! ગભરાવ છો શામાટે ? પ્રભુ દયાળુ છે. તેણેજ અમને અહિં મોકલ્યા છે."

"તમે કોણ છો ?"

"હું સોમેશ્વર."

"કોણ જોશીજી ?" નવલને હિંમત આવી અને તેણે પૂછયું.

"હા."

"તમને આ સ્થળની ખબર શી રીતે પડી ?"

"એ બધું પછીથી કહીશ."

"તમે એકલાજ છો કે સાથે બીજું કોઇ છે ?"

"અહિંતો ગણપત મારી સાથે છે. ઠીક હવે એ તો જણાવો કે અંદર આવવાનો રસ્તો ક્યાં છે ?"

"તેની અમને ખબર નથી."

"ત્યારે તમે અહિં પૂરાયા શી રીતે ?"

"અમને આંખ્યોએ પાટા બાંધીને અહિં લાવવામાં આવ્યા હતા."

"તમે એકલા છો ?"

"ના, એક બીજા સર્જન પણ મારી સાથે છે."

" તે કોણ છે ? "

" પ્રજાનું ભલું કરનાર છે. નામ રામનાથ છે. રાજદ્રોહના ગૂન્હા માટે તે મારી સાથે અહિં પૂરાયા છે. "

" તમે અહિં કેટલા દિવસથી છો ? "

"અહિં અજવાળું પડતું નથી. અમે રાત્રિ-દિવસ પણ જાણતા નથી. આશરે અઠવાડીયું થયું હશે. "

" તમે અહિંથી નીકળવાનો કંઇ પણ પ્રયત્ન ન કર્યો ? "

" પ્રયત્ન ઘણા કર્યા, પણ રસ્તો જડયોજ નહિ. "

" અંદરજ કોઇ છૂપો રસ્તો આવેલો હશે. કદાચ આ જાળીમાં પણ ગૂપ્ત દરવાજો હોય. ગભરાશો નહિ હું આ પળેજ રસ્તો શોધી કાઢું છું. "

જોશીએ ગણપતને પાસે બોલાવી ફાનસ પકડવાનું સૂચવ્યું. ગણપતે ફાનસ પકડયું. જોશી બારીક નજરે આસપાસ જોવા લાગ્યો. ઘણી તપાસ કરી પણ રસ્તો જણાયોજ નહિ. સામે લાઇનબંધ લોખંડી જાળી આવી રહી હતી. જોશી ઝડપથી તપાસ કરતા હતા. કોઇના આવી ચઢવાની તેમને પ્રતિપળે બીતી લાગતી હતી. રાત્રિ પડી ચૂકી હતી. અંધકારે અવનીને ઢાંકી દીધી હતી. ફાનસનો પ્રકાશ આસપાસ પથરાઇ રહ્યો હતો.

છેવટે ગણપત અને જોશી જાળી નજીક ગયા. બન્ને પગથીઆ પર ચઢયા. બસ આ સમયેજ એક મોટો અવાજ થયો. ગણપત અને જોશીના મુખમાંથી એક સાથેજ ચીસ નીકળી. પગથીઆ પરથી બન્ને અદ્ધર ઉછળ્યા અને જાળીની અંદર જયાં નવલ અને રામનાથ હતા ત્યાં જઈ પડયા-પછડાયા. શરીર જમીન પર અફળાયું. હત તારૂં સત્યાનાશ જજો બેકા. જોશીના મુખમાંથી શોકપૂર્ણ ઉદ્ગાર નીકળ્યા.

નવલ અને રામનાથ આવો અદ્‌ભુત ચમત્કાર જોતાંજ સ્તબ્ધ બન્યા. પગથીઆમાં આવો ચમત્કાર હશે એવું તે જાણતા ન્હોતા. તેઓ ફક્ત એટલુંજ જાણતા હતા કે આ કેદખાનું અને કિલ્લો તલેસ્માતી છે. જોશી અને ગણપત થોડીકવારે સ્વસ્થ થયા. જમીન પર પછડાવાથી તેમને કળ ચઢી હતી. જોશીએ બંકાને તેની આ કારીગરીને માટે મનથી હજારો ગાળો દીધી. જોશી અને ગણપતના સપડાવાથી નવલના સંતાપનો પાર રહ્યો નહિ. તેનો નિશ્ચય થઇ ચૂકયો હતો કે આ જેલખાનામાંથી કોટી ઉપાયે મૂક્ત થઇ શકાય એમ નથી. તેમાં વળી જોશી અને ગણપતના સપડાવાથી તેની ગભરામણ વધવા લાગી. હમણાં ખાવાનું આવશે. આ નવા કેદીઓને સિપાહીઓ જોશે અને શત્રુને ખબર આપશે. અમારી તો જે દશા થવાની હતી તે થઇ, પણ બિચારા આ બન્ને જણા મ્હોતના મ્હેમાન થશે.

નવલ આવી રીતે વિચાર કરી રહ્યો હતો. રામનાથના મનમાં પણ આવાજ વિચારો થઇ રહ્યા હતા. જોશીએ પૂછયું, "નવલસિંહ! શું વિચાર કરો છો?"

"તમારા."

"હવે વિચાર કરે શું વળવાનું છે? એતો જે બનવાનું હતું તે બન્યું."

"તમે પણ દુઃખના ભોક્તા થયા."

"નશીબના લેખ કેમ ફરે?"

નવલે નિઃશ્વાસ નાખી કહ્યું, "જોશીજી! તમારા ફસાવાથી મને ઘણું લાગી આવે છે. હમણાંજ સિપાહી ખાવાનું લઇને આવશે. ખાવાનું બે માણસનું આવે છે. તમારે ભુખે મરવું પડશે."

"આજે ખાવાનું આવશે નહિ." ગણુપતે જણાવ્યું.

"તમને શું ખબર?" રામનાથે પૂછ્યું.

જોશીએ બનેલી બીના નવલને જણાવી. નવલ વિસ્મય પામ્યો. સઘળા ઘણીવાર શાન્તિથી બેસી રહ્યા. કોઇને કાંઇ સુજતું નહોતું. રાત્રિ વિતતી હતી. બહાર નિઃસ્તબ્ધતા વ્યાપેલી હતી. ઘણીવાર થઇ અને જોશી તથા ગણુપત બહાર નહિ આવવાથી દરવાજે પહેરાપર રહેલા મનુભા અને ભવાનસિંહ અંદર આવ્યા. તેમની પાસે ફાનસો સળગતાં હતાં. બન્નેએ કેદખાના પાસે આવી જોશીના નામની બૂમો પાડવા લાગી.

જોશીએ જવાબ આપ્યો. ભવાનીએ પૂછ્યું; "મહારાજ ક્યાં છો?"

"અમે અંદર પૂરાયા છીએ." જોશીએ અંદરથી જવાબ આપ્યો.

"તમે ક્યાં બોલો છો?"

"આ જાળીની અંદર."

બન્નેએ જાળી જોઇ અને તે તરફ ચાલ્યા, કે તરત જોશીએ કહ્યું, "આગળ આવશો નહિ. એટલેજ ઉભા રહેો. ત્યાં દરામતી પગથીયું આવેલું છે. તેની પર પગ મૂકશો નહિ."

બન્નેએ ચમકીને પગથીઆ તરફ જોયું. પગથીયું બરાબર ગોઠવેલું હતું. મનુભાએ પૂછ્યું, "તમે શી રીતે સપડાયા?"

"એ પગથીઆ ઉપર પગ દેતાંજ પગથીયું હાલ્યું અને અમને ઉંચે ઉછાળી અંદર ફેંક્યા."

"ત્યારે હવે શું કરવું?"

"હું પણ એજ વિચાર કરૂં છું. આનું રહસ્ય પ્રતાપસિંહ અને બકા સિવાય કોઇ જાણતું નથી."

"તમે તાળું કેવી રીતે ઉઘાડયું ?" મનુભાને વિચાર આવતાં પૂછયું.

"તે તાળું પણ તલેસ્માતી હતું; તેથી છેવટે તેને વિજળીથી ઓગાળવું પડયું."

"ત્યારે આ લોખંડી જાળીને ઓગાળી નાખોને."

જોશી આ સ્મૃત્તિ ભૂલ્યો હતો. તેને તરતજ યાદ આવ્યું. નિરાશાને ઠેકાણે ઉત્સાહ આવ્યો. તેણે નવલ પ્રત્યે કહ્યું,

"આપણે બચ્યા છીએ."

"શી રીતે ?" નવલે આશામય મુખે પૂછયું.

"મારી પાસે લોખંડ ઓગાળવાનું યંત્ર છે."

"ત્યારે અત્યાર સુધી કેમ વિચારમાં બેસી રહ્યા ?"

"હું આ બનેલાં બનાવથી સ્તબ્ધ બન્યો અને ભાન ભૂલ્યો. તાળું અમે યંત્રથીજ ઓગાળ્યું હતું. આ વખતે મનુભાએ યાદ કરવાથીજ યાદ આવ્યું."

જોશીએ તરતજ યંત્ર કાઢયું અને કળ ફેરવી જાળીના એક ભાગ તરફ ધર્યું. અવાજની સાથે વિજળીની ઝાળ નીકળી. લોખંડી જાળી તપી અને ઝડપથી ઓગળવા લાગી. મધ્યરાત્રિ થતા સુધીમાં તો એક માણસ સ્હેલાઇથી નીકળી શકે એટલી જગા જાળીની ઓગળી ગઇ. જોશીએ વિજળીની ગતી અટકાવી અને યંત્રને ઝોળીમાં મૂકી દીધું.

રામનાથ અને નવલના આનંદનો પાર રહ્યો નહિ. તેમને જાણે નવું જીવન મળ્યું હોય એમ થયું. બન્નેએ પ્રભુનો ઉપકાર

માન્યો. નવલે આભારની નજરે જોશી સામે જોઇ કહ્યું, "તમારી કૃપાથીજ અમે આ મ્હોતની જગાએથી છૂટયા છીએ. તમે ન આવ્યા હોત તો અમારી શું દશા થાત એ પ્રભુ જાણે."

"આપણો અંત આ કેદખાનામાં જ આવત." રામનાથે જણાવ્યું.

"પ્રભુ દયાળુ છે. તે કોઈનું અકલ્યાણ કરે જ નહિ. આતો બધા નશીબના રંગ છે. નશીબના લેખ ભલભલાને પણ ભોગવવા પડે છે."

"અમને શોધતાં તમને ઘણી મહેનત પડી હશે નહિ વારૂ ?" નવલે પૂછ્યું.

જોશીએ તમામ વાત નવલને વિદિત કરી. નવલે ઉપકારની નજરથી સઘળા તરફ જોયું. આ પછી વિજયકુમાર–પ્રતાપ વગેરેની ખબર પૂછી. જોશીએ જે જાણતો હતો તે બીના–ખબર નવલને જણાવી. સઘળાએ રાત્રિ કિલ્લાના મયદાનમાંજ પૂરી કરી. પ્રાતઃકાળ થતાંજ બધા રાજકુમારની છાવણી તરફ જવા રવાના થયા.



## પ્રકરણ ૯ મું.



### રાત્રિએ ચમત્કાર.



મધ્યરાત્રિનો સમય વીતી ચૂક્યો હતો. ભિષણ અંધકારે જગતને કાળા ઓળા તળે છૂપાવ્યું હતું. શ્વાનના અને શીયાળવાંના અવાજ નિઃસ્તબ્ધતાને વિખેરતાં હતાં. તમરાં–કસારીના પણ તીણાસ્વર સ્પષ્ટ સંભળાતા હતા. નિશા-



"તે આકૃતિએ જમૈયો અને તલવાર લઇ પોતાના શરીરપર
સજી લીધાં અને પછી રાજાના મુખ તરફ નજર કરી.

પૃષ્ઠ ૧૦૧.

ચરોનું સામ્રાજ્ય સ્થાપિત થઇ ચૂક્યું હતું. રાત્રિનાં અવનવાં કૌતક થતાં હતાં. રજનીદેવીનો વિરૂપ ભયપ્રદ પ્રભાવ સઘળે વિસ્તરી રહ્યો હતો. અમલગઢમાં થએલા અત્યાચારથી જાણે ભૂત–પ્રેતો રમતાં હોય એમ જણાતું હતું. પહેરેગીરોનું તો નામ નિશાનજ ન્હોતું. રાજ્યપ્રપંચી અને કાળાં ધોળાં કરનારા પણ અત્યારે મોહ નિદ્રામાં મશગુલ થઇને પડેલા હતા.

રાજા વ્હેમસિંહના રાજમહેલમાં પણ શાન્તિ વ્યાપી રહી હતી. પહેરેગીરો પણ નિદ્રાધિન થએલા હતા. આ વખતે એક કૃષ્ણાકૃતી ધીમે કદમે ચાલી રાજમહેલમાં પ્રવેશી અને નિદ્રાધિન સિપાહીયો પર ધારણ વિદ્યા અજમાવી આગળ ચાલી. થોડેક દૂર જતાં એક દાદર આવ્યો. તે દાદર વાટે ઉપર જવાતું હતું. રાજા વ્હેમસિંહનું શયનગૃહ ઉપર આવેલું હતું. આ કૃષ્ણાકૃત્તિનો વિચાર રાજાના શયન સ્થાનમાં જવાનો હોય એમ જણાતું હતું. મંદમંદ પગલાં ભરતી અને આસપાસ જોતી તે વ્યક્તિ ઉપર આવી. અહિં પણ ચારેક સિપાહીઓ પથારીયોમાં નિદ્રાધિન થયા હતા, તેમને પણ ધારણમાં ઘેરી વ્યક્તિ આગળ ચાલી; અને રાજાના શયન સ્થાન સમિપ આવી ઉભી. શયનગૃહનાં દ્વાર બંધ હતાં. તે આકૃત્તિએ બારણાંને ધીમેથી ઉઘાડયાં. અંદર ઝીણો દીવો બળતો હતો. વ્હેમસિંહ એક પર્યંકમાં પોઢયો હતો. પાસે નાનું ટેબલ પડેલું હતું. તેનીપર તલ્વાર અને જમૈયો પડેલાં હતાં. તે આકૃત્તિએ જમૈયો અને તલ્વાર લઇ પોતાના શરીરપર સજી લીધાં અને પછી રાજાના મુખ તરફ નજર કરી.

રાજા નિદ્રામાં હતો; પણ તે શાન્ત ન્હોતો. તે કંઇક બરબડતો હતો. વ્યક્તિ તેના સામે જોઇ આત્મગત્ બોલી, " પાપાત્મા!

નિદ્રામાં કંઇક બરબડે છે. નિદ્રામાં પણ તેને શાન્તિ નથી. ક્યાંથી હોય ? શું તેના હાથે ઓછાં જાલીમ કામ થયાં છે ? હજારો નિરપરાધી જનો મરણને મળી ચૂક્યા છે. તે સઘળા આત્મા આ નિષ્ઠુર નૃપતિને સુખે કેમ સૂવા દે. અહા ! કેવો ગફલતમાં સૂતો છે ? અધર્મીનું જીવન આ વખતે મારા હાથમાં છે. તેને મારી નાખવા હું આ વખતે શક્તિવાન છું. આવો અન્યાયી રાજા પૃથ્વીપર વધુ વખત જીવવાને લાયક નથી. ત્યારે શું તેને મારી નાખું ? આના મરવાથી બધે શાન્તિ થશે. ઉપાધીનું મૂળ આજ છે. આનો અંત આવતાં હજારોને આનંદ થશે. પણ એકને દુઃખ થશે. જે એકને દુઃખ થશે, તેના હજારો ઉપકાર મારી પર થયા છે. આના જીવનથીજ તે સૌભાગ્યવતી છે. જો હું આને મારૂં તો તેને કેટલું દુઃખ થાય ? ના, ના; એમ તો ન કરવું. પાપી ભલે જીવે. થોડા વખતમાં તે જરૂર મરશે. મારા હાથથી બચશે; કદાચ શત્રુથી જીવશે; પણ કુદરત તેને કેમ છોડશે ? બસ મારે તેને હવે જગાડવો અને જાલીમને છેલ્લી વારને સમજાવવો. ચાલ ત્યારે એમ કરૂં. ”

વ્યક્તિએ રાજાના પર્યંક નજીક ગમન કર્યું. પણ એટલામાંજ રાજા નિદ્રામાં બોલી ઉઠ્યો; “ હું મારો નિશ્ચય છોડનાર નથી. મારૂં ગમે એમ થાવ. હું મ્હોતથી બીતો નથી. વિજયસિંહથી ડરતો નથી. મને કોણ છે મારનાર ? ” પુનઃ થોડીકવાર શાન્ત થઇ આગળ બોલ્યો; “ વિશ્વમોહિની હું તને છોડનાર નથી. તારે માનવુંજ પડશે. ત્યારે આજેજ માની જાવને ? શામાટે નાહકનો હયરાન કરે છે. ” પાપી શાન્ત થયો. આવનાર વ્યક્તિનું મુખ ગંભીર બન્યું. તે બોલી, “ પાપી નિદ્રામાં લવે છે. ઉંઘમાં પણ વિશ્વમોહિનીને ઝંખે છે. અહા કેવી નીચ બુદ્ધિ ? મરણને કાંઠે પહોંચવા આવેલો શયતાન

વિશ્વમોહિનીના વિચાર કરે છે. કેવી દુર્બુદ્ધિ. તેને સતી સુંદરી છે; છતાં વિષયાંધ શ્વાનવૃત્તિ ધરાવે છે. પ્રભુ ! તું આવા દુષ્ટને શામાટે અવતાર આપતો હોઇશ ?"

થોડીવાર શાન્તિ પથરાઇ રહી. એવામાંજ વળી પાછો હેમસિંહ એકાએક મોટી બૂમ પાડી બોલી ઉઠયો, " આ શું ! આ કોણ ? શું જમદૂતો ? ના, ના, જમદૂતોતો ભયંકર હોયછે, તેમનાં દાંત મોટા હોય. શીશોળીયા જેવા વાળ હોય, ત્યારે આ કોણ ? અરે હા ! આતો મરી ગએલા માણસો પ્રેત બનીઅત્યારે ફરીયાદ કરવા આવ્યા હોય એમ જણાય છે. પણ જાવ; તમારૂં કંઇ નહિ વળે. તમે રાજદ્રોહી થયા તેથીજ તમે મુઆ. તેમાં મારે શું. " આવી રીતે રાજા સ્વપ્ન જોઇ રહ્યો હતો. પ્રેત તેની છાતીપર હાથમાં કુહાડી પકડીને ઉભું હોય તેમ તે દેખતો હતો. રાજાના મુખપર ભયનો ભાસ વ્યાપી રહ્યો હતો. એવામાંજ રાજા એકાએક જાગી ઉઠયો અને બેબાકળો બની ચારે તરફ જોવા લાગ્યો. મનની અસ્વસ્થતા જણાઇ. તે મનમાં હસ્યો અને બોલ્યો;"કેવી નિદ્રા ? કેવા દેખાવ ? આ શી ભ્રમણા ? મને શાન્તિ કેમ મળતી નથી ? મારી શાન્તિ ક્યાં ગઈ ? હું સ્વપ્નમાં ભયંકર દેખાવ જોઉં છું. અફસોસ ! મને શાન્તિ સુખ ક્યારે મળશે. " રાજા ઉભો થયો અને શાલ ઓઢી જરૂખામાં આવી રાત્રિનો દેખાવ અવલોકી રહ્યો. સઘળે અંધકાર ફરી વળ્યો હતો. આકાશ સ્વચ્છ હતું. તારાઓ ઝળકી રહ્યા હતા. દૂર ખેતરોમાં તાપણું સળગતાં હતાં. પવન પ્રબળતાથી વાતો હતો. ઝાડની ડાળીયો પરસ્પરમાં અથડાતી હતી. સૂકાં પાંદડાં ઉડવાથી ખખડાટ થતો હતો. રાજા માર્ગપ્રતિ દૃષ્ટિ કરી રહ્યો હતો. એવામાં એક ચમત્કાર જણાયો. દૂર માણસોનું ટોળું ભેગું થએલું જણાયું. તે સ્થળે વિકટ ઝાડી

આવેલી હતી. સઘળા માણસો કાળા રંગનાં જણાતાં હતાં. મશાલો સળગતી હતી; અને જાણે ત્યાં કંઇ રમત થવાની હોય એવો દેખાવ થઇ રહ્યો હતો. રાજા વિસ્મયતાથી એ તરફ જોઇ રહ્યો અને આત્મગત્ બોલ્યો; “ અરે ! પેલાં માણસો કોણ હશે ? તે શામાટે ત્યાં ટોળે વળ્યાં હશે ? શું રૈયતનાં માણસો ખાનગી ગોઠવણ કરવાને મળ્યાં હશે ? પણ તેમ જણાતું નથી. સઘળાં કાળા રંગનાં જણાય છે. દેખાવ ડરામણો લાગે છે. ત્યારે શું તેઓ ભૂત-પ્રેત હશે ? ” રાજા એ તરફ જોઇ રહ્યો.

પેલી છૂપાઇ ઉભેલી વ્યક્તિએ ગંભીર અવાજે કહ્યું; “ હા, એ ભૂત–પ્રેતછે. તારા પ્રતાપેજ તેમને ભૂત થવું પડયું છે. ”

એકાએક અવાજ સાંભળી રાજા ચમકયો. ભયભીત બન્યો. તેનુંસર્વાંગ પસીનાથી ભીંજાયું. તેણે ભયથી ચારે તરફ જોયું. કોઇ જણાયું નહિ. ભૂતની માન્યતા પ્રબળ થઇ. રાજા ગભરાવા લાગ્યો. તેનું મન ધડકવા લાગ્યું દૂર ભૂતનું ટોળું અને મહેલમાં પોતાની પાસે પણ ભૂતકયાં જવું ? શું કરવું ? ઓ–હાય શું થશે ? કેવી રીતે જીવાશે ? ભૂત હમણાંજ મને વળગશે. લાવ સિપાહીને બોલાવું. ” રાજાએ સિપાહીને બૂમ મારી પણ સિપાહી જાગતો હોયતો જવાબ આપે ને ? રાજાની ગભરામણ વધી. તેને ભયનો ભાસ થવા લાગ્યો. ત્યાંની જમીન ભારે લાગી. એવામાં પુનઃ પેલી છૂપાએલી વ્યક્તિએ અટ્ટહાસ્ય કર્યું. રાજાએ અવાજ સ્પષ્ટ સાંભળ્યો, કંપ્યો અને પાંદડાની માફક ધ્રુજ્યો. થોડાદિવસથી તે ઉપરા ઉપરી ચમત્કાર જોતો. ભય–ત્રાસથી રાજાનું હૃદય હચમચી રહ્યું. એવામાં વળી પાછો ખડખડ હસવાનો અવાજ આવ્યો. રાજા વિકળ બની બોલ્યો, “ કોણ છે ? અને મને ડરાવવાનું શું કારણ છે ? ”

" તું ક્યાં ડરે એવો છે ? " પુનઃ ગંભીર અવાજ સંભળાયો. અવાજ એવો હતો કે જાણે હવામાંથી સંભળાતો હોય. પુનઃ રાજાએ પૂછ્યું, " તું કોણ છે ? "

" તું શું માને છે ? પ્રત્યુત્તર મળ્યો.

" ભૂત–પ્રેત. "

" એજ, હવે સમજ્યો ? " આકૃત્તિએ હાસ્ય કરી પૂછ્યું.

" તું શા માટે અહિં આવેલ છે ? "

" તે તારા મનને પૂછીજો. મને શા માટે પૂછે છે ? "

" મારા મનને તો મેં પૂછીજ મૂકેલું છે. "

" તે શું કહે છે ? "

" એજકે તું મને નાહક હયરાન કરવા આવેલ છે. "

" તું ક્યાં હયરાન થાય એવો છે ? તેંતો અનેકને હયરાન કર્યા છે અને કરે છે. "

રાજા મનમાં બીતો હતો, પણ ઉપરથી હિંમત રાખતો હતો. તેણે કહ્યું, " તારો શું વિચાર છે ? "

" તને ચુસી ખાઇ નર્કકુંડમાં મોકલવાનો. "

" શું આ ઇચ્છાથીજ તું અહિં આવેલ છે ? "

" હા મહેરબાન. " કહી પુનઃ તેણે અટ્ટહાસ્ય કર્યું.

" મારે અને તારે શું વેર છે ? "

" ઘણું, તું આખી દુનિયાંનો ગૂન્હેગાર છે. "

" પણ મારે અને તારે શું ? મેં તારૂં શું બગાડ્યું છે ? "

" એતો મારા મનને સારી રીતે ખબર છે. તારા પ્રતાપેજ મારી આ દશા થઇ છે. "

" મને માફ કર. હું તારી ક્ષમા માગું છું. "

" તારા ગુન્હા ક્ષમાને યોગ્ય નથી. તું ઘણો ભયાનક માણસ છે. આજે બોલી કાલે ફરી જનાર છે. તારો વિશ્વાસ શું ? "

" હું હવે નેક રસ્તે ચાલીશ. કોઇના પર જુલ્મ ગુજારીશ નહિ. "

" જુઠું બોલનાર કદાચ સાચું બોલે પણ તે સાચું માનતાં ।ત્ચાર થઇ પડે. "

" હું તમારી ખાત્રી કેવી રીતે કરી આપું ? "

" રાજા હું તને થોડા દિવસની મુદ્દત આપું છું. તે અરસ્સામાં તું મારા કહેવા પ્રમાણે નહિ વર્તે તો જરૂર તારી ખબર લઇશ. જો તારી આવી દશા થશે. " કહી તે આકૃત્તિએ કંઇક પ્રયોગ કર્યો કે જેથી તેની આગળથી વિજળીના જેવા ચમકારા થવા લાગ્યા. આ પ્રકાશમાં રાજાએ જોયું તો જણાયું કે કાળો બુરખો ઓઢીને એક ભયંકર ભુત ઉભેલું છે. તેની આગળ એક લોખંડનો ગોળો પડયો છે. વિજળીના પ્રકાશથી ગોળો ઓગળે છે. રાજા આવો ચમત્કાર જોતાંજ સ્તબ્ધ બન્યો. તેનું હૃદય ચિરાઇ જવા લાગ્યું. તેના મુખમાંથી ચીસ નીકળી ગઇ. કાષ્ટના પુતળાની માફક સ્થિર નજરે વ્હેમસિંહ ભૂતના ઓળા સામે જોઇ રહ્યો. તે વ્યક્તિએ વિકટ હાસ્ય ધ્વની કરી રાજાને કહેવા માંડયું. " જો; આ કેવો જીવલેણ પ્રકાશ છે ? આ લોઢાનો ગોળો કેવી રીતે ઓગળી રહ્યો છે ? ધ્યાનથી જો. તારી પણ આવીજ દશા હું કરીશ. "

" ના, ના; મને બચાવો. "

" મારૂં કહેવું કબુલ કર. "

" બોલો ? "

" વિશ્વમોહિની અને મણીકાન્તાને મૂક્ત કરી વિજયસિંહને

સ્વાધીન કર. કુમારની સાથે સલાહ કર અને તારા રાજ્યમાં શાન્તિ ફેલાવ. ”

“ હું જરૂર એમ કરીશ. ”

“ ક્યારે ? ”

“ થોડા દિવસમાં. ”

“ ઠીક; સંભાળજે. ”

આવનાર વ્યકિતએ પ્રયોગ ખેંચી લીધો અને ધીમે કદમે ત્યાંથી પ્રયાણ કર્યું. રાજા બેશુદ્ધ જેવો બની રહ્યો હતો. થોડીવારે જોયું તો તેને કંઇ જણાયું નહિ. ન ભૂત કે ન ગોળો. આ શું ? ભૂત ક્યાં ગયું ? મારા મનની આ શી અવસ્થા ? મેં શું સાચેજ ભૂત જોયું હશે ? ભૂતે લોખંડનો ગોળો ઓગાળ્યો. ખરેખર તે ભૂતજ. મારે શું કરવું ? જો ભૂતના કહેવા પ્રમાણે નહિ કરૂં તો પેલા ગોળાની દશા થઇ એવી મારી થશે. ત્યારે શું મારે વિશ્વમોહિની અને તેની સખીને વિજયકુમારને સોંપી દેવી ? ” રાજા વિચારમાં પડ્યો. શયનગૃહમાં આવી એનાએજ વિચાર કરવા લાગ્યો. કંઇ સૂઝ પડી નહિ. રાજા મુંઝાયો. ભયથી તેનું હૃદય હજી પણ ધડકતું હતું. સવાર સુધી રાજા જાગતોજ બેસી રહ્યો. તેણે સવાર થતાં મોતીલાલને બોલાવવા સિપાહીને મોકલ્યો. રાતના પહેરેગીરોને બોલાવી ખુબ ધમકાવ્યા. મોતીલાલબંકા આવ્યો. રાજાએ રાતની બીના જણાવી શું કરવું એમ પુછ્યું. મોતીલાલબંકાએ રાજાને હિંમત આપી અને તે ભૂત નહિ પણ કોઇક રંગીજ હોવો જોઇએ એમ જણાવ્યું. રાજાએ ભૂતે કરેલી આજ્ઞા સંભળાવી બંકાએ તેમ કરવાની સ્પષ્ટ ના પાડી અને તે દિવસથી તેણે પોતાનો મુકામ રાજમહેલમાંજ રાખ્યો કે જેથી રાજાને કોઇ હયરાન કરી

શકે નહિ. બંકાના રાજમહેલમાં રહેવાના વિચારથી રાજાને પણ આનંદ થયો. બન્નેએ પ્રભાતના પ્રહરમાંજ મદિરાનું પાન કર્યું. રાજા ભુતને ભૂલ્યો અને હિંમતવાન બન્યો. બંકાએ મહેલની આસપાસ રંગવિદ્યાના પ્રયોગથી એક લોખંડની વાડ ઉભી કરી કે જેથી કોઇ પાસે આવેતો ખેંચાઇ મરે. આ પ્રયોગ ફકત રાત્રિને માટેજ હતો. દિવસે આ પ્રયોગ ચાલતો નહિ. રાજા આનંદ પામ્યો અને મનથી બંકાની પ્રશંસા કરવા લાગ્યો. આ પછી રાજા અને બંકા બહાર નીકળી લશ્કરી છાવણી તરફ ગયા.

## પ્રકરણ ૧૦ મું.

### કોટવાળ અને ચારણીનો મેળાપ

પ્રાતઃકાળના રમણીય સમયે વિજયકુમારની છાવણીમાં લશ્કરીયો કવાયદ કરી રહ્યા છે. વિજયસિંહ-સુલોચના અને જગન્નાથ પંડિત આનંદથી સૈનિકોની તાલીમ જોઇ રહ્યા છે. લશ્કરીયોમાં કેટલાક કસરત કરતા હતા. કેટલાક પટા ખેલતા હતા. કેટલાક તીર-બંદુકથી નીશાન ઉડાવતા હતા. સૈનિકોની રમત નિહાળતો કુમાર છાવણીમા ફરતો હતો. સૈનિકો કુમારને નિહાળી અતિ ઉલ્લાસથી કામ કરી બતાવતા હતા. એવામાં એક ઘોડેસ્વાર શ્વાસભર કુમારના તંબુ આગળ આવ્યો અને ત્યાંના પહેરેગીરને કુમારશ્રી ક્યાં છે એમ પૂછ્યું. પહેરેગીરો કુમાર જ્યાં ફરતા હતા તે સ્થળ બતાવ્યું. ઘોડેસ્વાર પગે ચાલતો ત્યાં ગયો અને નમન કરી કુમાર સામે ઉભો. કુમારે તેના સામે જોઇ

ઓળખી કહ્યું; " કાં તમે સરહદપર છો ને ?"

" હા નામવર."

" તમારૂં નામ માનસીંગ નહિ વારૂં ? " કુમારે હસતા વદને પૂછ્યું.

" હાજી."

" કહો કેમ આવ્યા છો ?"

" હું અગત્યના સમાચાર લાવ્યો છું."

" જાહેર કરો."

" ઘણા ઘોડેસ્વાર એક છૂપા રસ્તે થઇને આપણી છાવણી તરફ આવે છે."

" શું ઘણા ઘોડેસ્વાર ?" કુમારે આશ્ચર્યચકિત થઈ પંડિતના સામે જોયું.

" તેઓ કોણ છે એની તમે તપાસ કરી ?"

" ના, કારણ કે એ લોકોને દૂરથીજ અમે જોયા છે અને તેઓ અહિં આવી પહોંચે તે અગાઉ હું આપની પાસે આવ્યો છું."

" સરહદપર આપણાં કેટલાં માણસો છે ?"

" વીસ માણસો છીએ."

" તમે ઉપરી હશો ?" સુલોચનાએ પૂછ્યું.

" હા."

આમ વાતચીત ચાલતી હતી એવામાંજ દૂરથી ઘોડેસ્વારો આવતા જણાયા. સઘળા સૈનિક પોશાકમાં શસ્ત્ર અસ્ત્રથી વિભુષિત થએલા હતા. સજ્જનસિંહ સેનાપતિ કુમારની પાસેજ ઉભો હતો. તેણે સૈનિકોને તૈયાર થવાના સુચન રૂપ રણશીંગું ફુક્યું. પાંચસો લશ્કરીયો સજ્જ થઇ ઉભા. સેનાપતિએ તરત કુચ કરવાની

ઈચ્છા જાહેર કરી. કુમાર આવનારાઓ તરફ ધ્યાન પૂર્વક જોઇ રહ્યો હતો. એવામાં તેની નજર આગળ ચાલતા એક ઘોડેસ્વાર પર પડી. આગળ ચાલનારના હાથમાં લાલ વાવટો હતો. લાલ વાવટો મિત્રતાનું સૂચન કરતો હતો. કુમારે લાલ વાવટો સેનાપતિને બતાવ્યો. સેનાપતિની ખાત્રી થઇ કે આવનારા મિત્રભાવે આવે છે. પણ કદાચ દગો ન થાય તેને માટે તેણે પોતાના દરેક સેનાનીયોને સાવધ રહેવાની ખાનગી સૂચના આપી દીધી.

ઘોડેસ્વારો છાવણીથી થોડેક દૂર આવી અટક્યા. સજ્જનસિંહ તેમની સામે ગયો; અને પૂછ્યું, " તમે ક્યાંથી આવો છો? "

" અમલગઢથી. " લાલ વાવટો પકડનારે કહ્યું.

" તમે કોણ છો ? " સેનાપતિએ પૂછ્યું.

" હું અમલગઢનો કોટવાળ છું. "

" રાજાના હુકમથી આવ્યા છો ? "

" નાહ; મારી મરજીથીજ હું આવેલો છું. "

" ત્યારે આટલા બધા સૈનિકો સાથે કેમ છે ? "

" તે મારી હાથ નીચેના માણસો છે. "

" કહો કેમ આવવું થયું છે ? "

" મારે કુમારને મળવું છે અને તેમની સાથે કેટલીક અગત્યની વાતચીત કરવી છે. "

"તમે થોડીકવાર અહિં રોકાવ. હું કુમારની આજ્ઞા પૂછી આવું."

સેનાપતિ કુમાર પાસે આવ્યો અને કોટવાળની વાત જાહેર કરી. કુમારે તેને તંબુમાં લઇ આવવાની આજ્ઞા કરી. સેનાપતિ ગયો. કુમાર–સુલોચના અને પંડિત તંબુમાં આવ્યાં. થોડીવારે સેના-

પતિની સાથે કોટવાળે રાજકુમારના તંબુમાં પ્રવેશ કર્યો અને દરબારી રીત પ્રમાણે નમન કરી કુમારની સામે બેઠો. કુમારના મુખ દર્શન કરતાંજ કોટવાળના મનમાં આનંદ થયો. કુમાર પ્રત્યે પૂજ્ય ભાવ પ્રગટ થયો. કુમારે મધુર અવાજે પૂછયું, "અમલગઢથી આવ્યા છો?"

"હા નામદાર."

"શું કંઇ રાજઆજ્ઞા છે ?"

"ના."

"ત્યારે ?"

પ્રથમ આ પત્ર વાંચો અને પછી મારે જે વિનંતિ કરવાની છે તે કરીશ."

કોટવાળે કુમારના હાથમાં એક પત્ર આપ્યો. આ તેજ પત્ર હતો કે સાધુરૂપી પ્રતાપે કોટવાળને લખી આપ્યો હતો. ભાષા વિચિત્ર હતી. આ ભાષા કુમાર અને પ્રતાપજ સમજતા હતા. કુમારે પ્રતાપના અક્ષર ઓળખ્યા. ઘણા દિવસે મિત્રના અક્ષરનો પરીચય થતાંજ કુમારના હૃદયમાં આનંદોદધી ઉછળ્યો. તેણે પ્રફુલ્લવદને પત્ર વાંચવા માંડયો. તેમાં આ પ્રમાણે લખેલું હતું.

"સર્વમાન્ય કુમારશ્રી વિજયસિંહજીની પૂજ્ય સેવામાં.

જતા હું અમલગઢમાં થોડા દિવસ રહ્યો અને ત્યાં શું ચમત્કાર કર્યા તે આ પત્ર લાવનારને પૂછતાં જણાશે. ચમત્કારના યોગેજ આ આવનાર કોટવાળ આપણા પક્ષમાં મળ્યો છે અને તે તેના તાબાનાં તમામ માણસો સાથે આપના આશ્રયમાં રહેવાને આવ્યો છે. તેના માણુસોને સૈન્યમાં દાખલ કરશો અને ઉપરી તરીકે તેનેજ નીમજો. માણુસ લાયક છે. પૂરી પરીક્ષા કરીનેજ તેને મોકલ્યો છે. વિશેષમાં રાજકન્યા અને મણીકાન્તા જે ગુપ્ત સ્થળે પૂરાયાં છે

તેનો પત્તો બરાબર મળ્યો છે અને તેથી હું તે તરફ ઉપડી જાઉં છું. પ્રભુ કૃપા હશે તો થોડા દિવસમાં તમને આવી મળીશ, એજ.

લી.

તમે ઓળખો છો તે.

આ પત્ર વાંચતાંજ કુમારના મનમાં કેટલો આનંદ ઉદ્દ્ભવ્યો હશે તેની કલ્પના વાચકોએજ કરી લેવી. કુમારે આવેલા સૈનિકોની વ્યવસ્થાનું કામ સેનાપતિને સોંપ્યું. સેનાપતિ ચાલતો થયો. જગન્નાથ અને સુલોચના કુમારની સામે જોઇ રહ્યાં. કુમારે કોટવાળને કહ્યું, " તમારા આગમનથી અમે ઘણા ખુશી થયા છીએ. તમે સુખેથી રહો અને અમારા મદદગાર બનો. "

" હું એ ઇચ્છાથીજ આપની સેવામાં આવ્યો છું. "

" તમને આ પત્ર આપનારનો મેળાપ ક્યાં અને શી રીતે થયો ? "

કોટવાળે સાધુ વિશેની તમામ વાત કુમારને વિદિત કરી. વિજયને ઘણું હસવું આવ્યું. આ પછી શાન્ત થતાં પૂછયું; " ત્યાં કેદ થએલા પ્રજાજનો છૂટયા ? "

" એક દેવી સ્વરૂપ બાઇએ સઘળાને છોડાવ્યા છે. "

" તે બાઇ કોણ છે ? "

" તેને કોઇ ઓળખતું નથી પણ તે વનદેવી તરીકે ઓળખાય છે. "

" તેણે શી રીતે સઘળાને છોડાવ્યા ? "

" તેની પાસે ઘણા માણસો છે. વળી પ્રજામાંથી પણ ઘણા માણસો તેની સાથે છે. આ બધાને લઇ તેણે રાત્રિના વખતે કેદખાના પર હલ્લો કર્યો અને ત્યાંના દરેક પહેરેગીરોને બંધિવાન બનાવી સઘળાને મૂકત કર્યા. આ પછી તે બધા પેલા ગૂમ ખંડીએ.

રમાં મળ્યા અને સાંભળવામાં આવ્યું છે કે એક દિવસ બંડ કરવાનો સઘળાઓએ ઠરાવ કર્યો છે."

"અમારા વિશે પ્રજાનો શું મત્ત છે?" કુમારે પૂછ્યું.

"દરેક દરેક પ્રજાજન આપને ચાહે છે અને આપનો રાજ્ય અમલ જલ્દી સ્થપાય એમ ઇચ્છે છે. હેમસિંહના અમલથી પ્રજા કંટાળી ત્રાસી ગઇ છે."

"રાજાનો સલાહકાર હાલ કોણ છે?"

"સલાહકાર ગણો કે કરતા કારવતા ગણો; બધામાં મોતીલાલ બંકા છે અને તેજ રાજ્યનું નિકંદન કાઢે છે."

"આપણે થોડાક વખતમાંજ તેની ખબર લઇશું."

"સમય ઉત્તમ આવ્યો છે. પ્રજા બંડની તૈયારી કરી રહી છે. આપે પણ હવે કુચ કરવી જોઇએ."

"મારા કેટલાક મિત્રોની હું રાહ જોઉં છું. તેઓ થોડા દિવસમાં આવી મળવાનો સંભવ છે."

સેનાપતિએ આવીને જણાવ્યું કે નવા માણસોને દસ નંબરની ઘોડેસ્વાર ટુકડીમાં દાખલ કર્યા છે અને તે તમામ સ્વારોના સરદાર તરીકે આ સાહેબની નીમણુક કરવામાં આપી છે."

કોટવાળે કુમાર અને સેનાપતિનો ઉપકાર માન્યો અને પછી નમન કરી પોતાના માટે તૈયાર થએલા નવા તંબુમાં ગયો.

જગન્નાથ અને સુલોચના અત્યાર સુધી શાન્ત બેસી રહ્યાં હતાં. કોટવાળના ગયા પછી પંડિતે પૂછ્યું; "આપે કોનો પત્ર વાંચ્યો?"

"કોટવાળના મુખેથી આપે જે સાધુની વાત સાંભળી એ સાધુએ જ આ ભલામણ પત્ર લખી આપ્યો છે. લ્યો આપને વાંચવો હોય તો?" કુમારે પંડિતના હાથમાં પત્ર મૂક્યો.

પંડિતે પત્ર વાંચવાને ઘણાંએ ફાંફાં માર્યાં પણ એક અક્ષરે વાંચી શકયા નહિ. છેવટે કંટાળીને તેમણે પૂછયું; "આ કઇ ભાષા છે?"

"સંસ્કારી."

"શું સંસ્કૃત ?"

"ના, સંસ્કારી." કુમારે હસીને કહ્યું.

"મને કંઇ સમજ પડતી નથી. આ ભાષા કયાં ચાલે છે ?"

"મનોરાજ્યમાં."

"કુમાર ! આજે તમે ગમ્મતે ચઢયા હો એમ જણાય છે. મને સમજાવો તો ખરા કે આ કઇ ભાષા છે ?"

"આ ભાષા ભેદી છે. હું અને પ્રતાપ સિવાય આ ભાષા કોઇ જાણતું નથી."

"આવી ભાષા જાણનાર સાધુ સાથે તમારે ઓળખાણ ક્યાંથી ?"

"એવા અલૌકિક પુરૂષો ભાગ્યવશાત્ આવી મળે છે." કુમારે મોટેથી હશી દીધું.

જગન્નાથને કંઇ ભેદ ભાસ્યો. તેણે પૂછયું; "આપના હસવામાં કંઇક ભેદ છૂપાએલો છે."

"તમને શું ખબર ?"

"તમારા હસવાપરથી."

"કુમાર ઘણા પક્કા છે." સુલોચનાએ કહ્યું.

"સાધુની ખરી ઓળખાણ જણાવોને ?" સેનાપતિ સજ્જનસિંહે પૂછયું.

"હું શું જણાવું ? તમે બધા તેને ઓળખો છો." કુમારે કહ્યું.

"શું અમે તે સાધુને ઓળખીએ છીએ?" સઘળાએ વિસ્મયતાથી કુમારની સામે જોઇ પૂછ્યું.

"હા, હું સોગન ખાઇને કહું છું કે તમે તેને બરાબર ઓળખો છો."

સઘળા નિરૂત્તર રહ્યા અને આશ્ચર્યતાથી કુમારના સામે નિહાળી રહ્યા. કુમાર ખડખડાટ હશી પડયો અને પછી બોલ્યો: "શું તમે પ્રતાપસિંહને નથી ઓળખતા?"

"શું એ પ્રતાપસિંહ હતા?" પંડિત પૂછ્યું.

"હાજી. તેના સિવાય આવો રંગ કોણ જમાવે."

સઘળાએ પ્રતાપની પ્રશંસા કરી. ઘણી વાર સુધી પ્રતાપની વાતો ચાલી. બાદ કુમારે સુલોચનાને ઉદ્દેશી કહ્યું, "બ્હેન! આજે મારો વિચાર પેલા સ્થળે જવાનો છે."

"ક્યાં?" સુલોચનાએ પૂછ્યું.

"પેલી ચારણીની માતા પાસે."

"ત્યાં શું કામ છે?"

"ભવિષ્ય જોવરાવવું છે."

"કુમાર! એવા વ્હેમને શા માટે મનમાં સ્થાન આપો છો? જે પળે જે થવાનું હોય છે તે અવસ્ય થએ જાય છે. એમાં ચારણી માતા શું કહેવાનાં છે?"

"મારૂં મન કહે છે કે આપણે એકવાર ત્યાં જઇએ અને તેમની મુલાકાત લઇએ."

"ભલે; તમારી મરજી હોય તો તેમ કરો."

"તમે સાથે આવશો ને?"

"ઘણી ખુશીથી."

"ત્યારે ચાલો આપણે આ સમયેજ ત્યાં જઇએ."

" જેવી મરજી. "

કુમાર અને સુલોચના જવાને ઉભાં થયાં. બે અશ્વો તૈયાર કરાવ્યા. કુમાર અને સુલોચના અશ્વારૂઢ થયાં અને ચારણીદેવીના નિવાસસ્થાન તરફ ચાલ્યાં. ચારણીદેવીનું નિવાસ સ્થાન છાવણીથી લગભગ બે માઇલના અંતર પર આવેલું હતું. રસ્તામાં એક નાનો ડુંગર આવતો હતો, તે ઓળગીને ત્યાં જવાતું હતું. માર્ગ ખાડા ટેકરાવાળો કંઇક વિકટ હતો. ઘોડા આ પ્રદેશથી ટેવાએલા હોવાથી કુમાર અને સુલોચના ખાડા–ટેકરાં ઓળંગતાં ગમન કરી રહ્યાં હતાં.

મધ્યાન્હ કાળ થતાં બન્ને જણાં ડુંગર ઉતરી એક નાનકડા મેદાનમાં આવ્યાં. અહિં એક નાની નદી વહેતી હતી. ઝાડ પાન પણ પુશ્કળ હતાં. વનપક્ષીઓ કલ્લોલ કરી રહ્યાં હતાં. દેખાવ આનંદ જનક હતો. મધ્યાન્હ કાળે સૂર્યનાં કિરણો સખ્ત તપતાં હતાં પણ અહિં ગરમીની અસર જણાતી ન્હોતી. ખરા બપોરે શીતળ પવન શરીરને સુખ ઉપજાવી રહ્યો હતો. આ સરિતા કિનારે થોડેક દૂર આવેલા એક વૃક્ષ નીચે ચારણીદેવીની પર્ણકૂટી આવેલી હતી. પર્ણકુટિનાં દ્વાર આ વખતે બંધ હતાં. બહાર એક પોપટનું પિંજરૂં લટકાવેલું હતું. પોપટ રૂપાળો અને આનંદજનક હતો. પિંજરામાં તે એક ફળ ખાઇ રહ્યો હતો.

સુલોચના અને કુમાર કુટિર સમિપ આવી ઘોડેથી નીચે ઉતર્યાં. નવાં માણસોને જોઇ પિંજરમાંનો પોપટ ખાવાનું બંધ કરી બોલ્યો; " તમે કોણ છો અને કેમ આવ્યા છો ? "

" અમારે ચારણીમાતાનું કામ છે. અમે તેમને મળવા આવ્યાં છીએ. " સુલોચનાએ હસ્તાવદને પોપટને કહ્યું.

" તમારાં નામ ? " પોપટે પૂછ્યું.

" સૂલોચના અને વિજયસિંહ. "

" બારણું ઉઘાડી અંદર બેસો. "

" માતાજી ક્યારે આવશે ? "

" હમણાં આવશે. તમે બેસો. " પોપટ આટલું બોલી પુનઃ ખાવા મચ્યો.

કુમાર અને સુલોચના પર્ણકુટીનાં દ્વાર ઉઘાડી અંદર પ્રવેશ્યાં. અંદર કંઇ રાચરચીલું ન્હોતું; પણ એક વ્યાઘ્રચર્મ અને એક કમંડલ પડેલું હતું. કુમારે આસનપર સ્થાન લીધું. સુલોચના આમ તેમ નજર ફેરવવા લાગી. એવામાંજ બહાર રહેલા પોપટે બૂમરાણ મચાવી મૂક્યુ. તેનો પ્હાડી અવાજ ઘણે દૂર સુધી ફેલાઇ રહ્યો. તેના અવાજથી તત્કાળ એક વૃદ્ધ ડોશી ચાલી આવતી જણાઇ. એજ ચારણીદેવી હતી. ચારણીએ ઝુંપડી નજીક આવી પોપટ સામે જોયું. તરતજ પોપટ બોલી ઉઠ્યો; " મા ! વિજયસિંહ અને સુલોચના આવ્યાં છે. તેમને મેં અંદર બેસાડયાં છે. "

ચારણી અંદર આવી. કુમાર અને બ્રહ્મકન્યાએ તેને પ્રણામ કર્યા. ચારણીએ આશિષ આપી. ચારણી વૃદ્ધા હતી. ઉમ્મર એંશી ઉપરાંતની જણાતી હતી. દાંત પડી ગયા હતા, છતાં બાંધો મજબૂત હતો. તેની આંખ્યોમાં તેજ હતું. મુખપર વિલક્ષણ છાયા પ્રસરેલી હતી. થોડીવાર શાન્ત રહી ચારણીએ તાલી બજાવી. તરતજ એક યુવાન રમણી ત્યાં હાજર થઇ. ચારણીએ તેને કંઇક ઇસારત કરી કે જેથી તે ત્યાંથી ચાલતી થઇ. કુમાર અને સુલોચનાને અતિ આશ્ચર્ય થયું. કારણ કે જે વખતે તેઓ આવ્યાં હતાં તે વખતે કોઇ માણસ હાજર ન્હોતું. વળી આ પ્રદેશ પ્હાડી હતો. આ નિર્જન સ્થાનમાં રમ્ય રમણી ક્યાંથી ? કુમારના અને સુલોચનાના મનમાં

આ વિચાર તરવરી રહ્યો. તેમના મનમાં થતો વિચાર જાણી ચારણી બોલી; "તમે શું વિચાર કરો છો ? શામાટે આશ્ચર્ય પામો છો? આવી અનેક રૂપવાન બાળાઓ મારી શીષ્યાઓ છે."

"તે બધી ક્યાં રહે છે ?" સુલોચનાએ પૂછયું.

"સ્વર્ગપૂરીમાં."

"તે ક્યાં આવ્યું ?"

"અહિંથી થોડેક દૂર. ત્યાં વનદેવી કરીને એક બળવાન બાળા રાજ્ય કરે છે. તે પણ મારી શિષ્યા છે."

"ત્યાં અમારાથી જઇ શકાય ?"

"ના, કદાચ આફતમાં સપડાવ."

"અમને ત્યાંની લીલા જોવાની બહુજ ઇચ્છા છે."

"તમારા બે મિત્રો ત્યાં જઇ આવ્યા છે."

"તે કોણ ?"

"પ્રતાપ અને નવલ."

"તે હું જાણું છું."

"બન્ને ગુલામી ખતમાં સહિ કરી છૂટયા છે. વનદેવી જ્યારે ત્યારે એ બન્નેનો કબજો લેશે."

"કબજો લઇ શું કરશે ?" કુમારે પૂછયું.

"ગમે એ કરે; પણ એટલું તો ચોક્કસ કે દુઃખતો નહિજ દે. ત્યાં દુઃખનું નામજ નથી. સઘળાં સુખમાંજ રહે છે."

આમ વાતચિત ચાલી રહી હતી. એવામાંજ પોપટે "ખાવાનું આવ્યું." એવો મોટો અવાજ કર્યો.

સુલોચનાએ અને કુમારે દ્વાર તરફ દષ્ટિ કરી. પેલી રૂપવાન રમણી ઢાંકીને કંઇક લઇ આવી. તેના હાથમાં થાળ હતો. તેમાં

બદામ-સાકર-દ્રાક્ષ-અંજીર-કાજુ વગેરે મેવો હતો. રમણી તે થાળ ત્યાં મૂકી ચાલતી થઇ અને કમંડળમાં પાણી ભરી આવી. બે કેળનાં પાંદડાં સુલોચના અને કુમાર આગળ મૂકયાં અને તેમાં મેવો મૂકયો. જળનાં બે પાત્ર ભરી બન્નેની આગળ મૂકયાં. ચારણીએ બન્નેને ખાવાનું સૂચવ્યું. કુમારે આનાકાની કરવા માંડી અને પછી ચારણીના અતિ આગ્રહથી બન્નેએ થોડોક પ્રસાદ લીધો. આ પછી કુમાર અને ચારણીદેવી વચ્ચે વિવિધ વાતો થઇ. વાતોને અંતે ચારણીએ પૂછ્યું, " કુમાર ! કહે હવે તારી શી ઇચ્છા છે ? "

" માતા ! મારી ઇચ્છા હું શું જણાવું ? જગતમાં કોણ સુખી છે ? સૃષ્ટિમાં સુખ-દુઃખની ઘટમાળ ફર્યા કરે છે અને દુઃખ પડતાં માણસો આશ્વાસન શોધે છે. "

" તારી આંતરીક વેદના હું જાણું છું, પણ અમારા સંબંધમાં એવો નિયમ છે કે પૂછ્યા સિવાય કંઇ કહેવું નહિ. માટે તારે જે પૂછવું હોય તે ખુશીથી પૂછ. હું શ્રી જગતઅંબાની કૃપાથી તારા મનનું સમાધાન કરીશ. "

" માતા ! પ્રથમ તો મારો એ પ્રશ્ન છે કે હું જેને ચાહું છું તે મને મળશે કે નહિ ? "

ચારણીએ આંખ્યો બંધ કરી નાક પર આંગળી મૂકી ધ્યાન ધરવા જેવો દેખાવ કર્યો અને પછી થોડીવારે કહ્યું, " કુમાર ! વિશ્વમોહિની તને મળશે અને જરૂર તને સુખી કરશે. "

" ક્યારે મળશે ? "

" આ મહિનામાંજ. "

કુમાર ખુશી થતાં બોલ્યો, " મારો મિત્ર તેની તપાસમાં ગયો છે. "

" હું તે જાણું છું. પ્રતાપે સાધુ વેશ ધારણ કરી વ્હેમસિંહને ઠગ્યો અને તેની પાસેથી ગુપ્ત સ્થળની માહિતી મેળવી લીધી. કુમાર! તે તારો મિત્ર અને બે બાઇઓ ગુપ્તસ્થાન સમિપ પહોંચવા આવ્યાં છે."

" તેની સાથે કોઈ બાઇયો છે ?"

" હા, એકતો વનદેવી અને બીજી રાણી સત્યમતી."

" રાણી સત્યમતી કોણ ?"

" તારા શત્રુની પત્ની."

" શું તે અમારા પક્ષમાં ?"

" હા, રાણી શાણી–સતી છે. સ્વામીને સદ્ઉપદેશ દેતાં તેને દુઃખી થવું પડયું છે. વ્હેમસિંહ તેને મૂએલી માને છે."

" ધન્ય છે તે સતી સન્નારીને. માતા ! મારા મિત્ર પ્રતાપને મણીકાન્તા મળશે કે નહિ ?"

" મણીકાન્તા અવશ્ય પ્રતાપની પત્ની થશે. બન્ને સુખી બનશે અને તારા ત્રીજા મિત્ર નવલને પણ ખોવાએલી પત્નીની પ્રાપ્તી થશે."

" દેવી ! મારો તે મિત્ર પાપીના કારાગારમાં પૂરાયો છે."

" ગભરાઇશ નહિ. તે આજેજ તને આવી મળશે અને તેના સાથે એક નવીન વીરયુવક પણ હશે; કે જે અમલગઢની પ્રજાનો નેતા છે. અને આ......" દેવી બોલતાં અટક્યાં.

" માતા ! કેમ બોલતાં અટક્યાં ?"

" આ સુલોચનાને ખોટું લાગે."

" કારણ ?"

" નવલની સાથે આવનાર યુવકની સાથે આ કન્યાનો લગ્ન યોગ છે."

સુલોચના ચમકી અને વક્ર નેત્રે ચારણી સામે જોઇ રહી.

પુનઃ કુમારે પૂછયું. " તે કોણ છે ? તેનું શું નામ છે ?"

" તેનું નામ રામનાથ છે. ઉત્તમકુળનો બ્રાહ્મણ છે. વિદ્યા સંપન્ન છે અને સાથે વીરયોધ્ધો પણ છે."

" આ રામનાથનું નામ મેં ઘણી વખત સાંભળ્યું છે. રાજા વ્હેમસિંહના ગુરૂનો પુત્ર તો નહિને ?"

" એજ. રાજાને શુભ શિખામણ દેતાં નવલ સાથે કેદમાં પૂરાયોછે. નવલ અને તેનો મેળાપ તને આજ સાંજસુધીમાં થઇ જશે."

" માતા ! આનંદ થયો. આપની અનહદ કૃપા મારી ઉપર ઉતરી છે. દેવી ! હવે એકજ પ્રશ્ન પુછવા ઇચ્છું છું કે; " વ્હેમસિંહ સાથેના યુદ્ધમાં વિજય કોને મળશે ?"

" કુમાર ! વિજય તારા ભાગ્યમાંજ લખાએલો છે. તું અમલગઢ-નવીનદુર્ગ અને તારા રાજ્યનો માલીક થઇશ. પરમાત્મા તને સર્વદા સુખી રાખો એવી મારી તને આશિષ છે."

કુમારે ચારણીને નમન કર્યું. સુલોચના પણ દેવીને નમી. તેના માથે હાથ મૂકતાં દેવીએ કહ્યું; " પુત્રી ! મારૂં આ વચન યાદ રાખજે. રામનાથ તારા લાયક છે. તમે બન્ને લગ્નથી જોડાઇ જગતનું કલ્યાણ કરી યશસ્વિ થજો."

સુલોચનાએ સલજ્જ ભાવે દેવીની આશિષ સ્વીકારી; અને પછી દેવીની આજ્ઞા લઈ બન્ને જણાં બહાર નીકળી અશ્વારૂઢ થયાં અને છાવણી તરફ ચાલ્યાં.

બન્નેના ગયા પછી ચારણીદેવી અને પેલી યુવાન રમણી પોપટનું પાંજરૂં લઇ જંગલની ઝાડીમાં જતાં રહ્યાં.

---

# પ્રકરણ ૧૧ મું.

## છાવણી તરફ.

કુમાર અને સુલોચનાના અશ્વો ઝડપથી ચાલ્યા જતા હતા. કુમાર ભવિષ્યના વિચારમાં હતો. સુલોચના પણ ભાવિ પતિના વિચારમાં તદ્રુપ બની હતી. બન્ને મૌનતાથી જતાં હતાં.

સુલોચના આત્મગત્ વિચારતી હતી કે, " શું મારે પરણવું પડશે ? સંસારની ઉપાધીમાં સપડાવું પડશે ? આ આનંદ સંસારમાં કેવી રીતે અનુભવાશે ? રામનાથ મારા હૃદયને પિછાનશે ? હું તેના હૃદયની વાત જાણી શકીશ ? અમારાં બન્નેનાં હૃદયની એકત્રતા થશે ? જો હૃદયની ઐક્યતા થાય તો સંસારમાં જ સ્વર્ગ સુખ ભોગવાય; પણ પ્રારબ્ધવશાતજો હૃદયની ઐક્યતા ન થાય; તો પછી સંસાર દુઃખનોજ સમુદ્ર સમજવો. દેવી કહે છે કે રામનાથ વિદ્યા વિભુષિત છે ! મારો આત્મા પણ કહે છે કે રામનાથ સુજ્ઞજ હશે ? અહા ! શું થાય છે અને શું થશે ? ભવિષ્ય અંધકારમય છે. તેને ભગવાન સિવાય કોઇ જાણી શક્તું નથી. મારો વિચાર કુમારીકા રહેવાનો હતો અને છે; ત્યાં તો દેવીએ ભાવિ પતિ જણાવ્યો. શું કરવું ? પરણવું પડશે ? પ્રભુની ઇચ્છા. નારાયણ જે કરશે તે સારૂંજ કરશે. પ્રભુ પ્રભુ. " સુલોચના આમ વિચારી રહી હતી. કુમારની પણ બહુધા આવીજ અવસ્થા થઇ રહી હતી. તે વિશ્વમોહિનીના વિચારે ચઢયો હતો. શું વિશ્વમોહિની મને મળશે ? અહા ! તે મને

જોતાંજ કેવી ખુશી થશે? અમે કેવા આનંદથી એક બીજાને મળશું! અહા અમે કેટલાં સંકટો સહન કર્યાં? આખરે પ્રભુએ દાદ સાંભળી ખરી. મિત્ર પ્રતાપનો તો હું જન્મભર ઋણીજ છું. પ્રતાપના પ્રયાસથીજ વિશ્વમોહિની મળશે. વનદેવી અને સતી રાણી સત્યમતીનો પણ ઉપકારી છું. તે વનદેવી કોણ હશે? ઠીક છે, આગળ ઉપર જણાશે. હવે તે બધાં ત્યાં પહોંચવાં આવ્યાં હશે? નવલ પણ આજે મને મળશે. આજે મારા હૃદયમાં આનંદ માતો નથી. નવલને પણ પત્ની મળશે. આ ખુશ ખબર સાંભળી નવલને પણ અતી આનંદ થશે. પ્રભુ તમારી ઘટમાળ ન્યારી જ છે. તમે ઘડીમાં હસાવો છો અને ઘડીમાં રડાવો છો. તમારી માયા અગમ્ય છે. તમારી માયાને કોઇ જાણી શક્યું નથી. જગતનાં મનુષ્યોને નવ નવા રંગ બતાવનાર વિભુ આપને મારા અનંત કોટી પ્રણામ છે. આપજ સર્વ સ્થળે રહ્યા છો. આપના સિવાય કોઇ જગા ખાલીજ નથી. જડ ચૈતન્યમાં પણ આપજ છો અને આ સઘળું જગત આપનામાં સમાયું છે. આપની ઇચ્છા માત્રથીજ આ જગત યંત્ર ચાલી રહ્યું છે. ધન્ય, પ્રભુ ધન્ય." આમ અનેક તરંગ વિજયકુમાર દોડાવી રહ્યો હતો. ઘોડાઓ માલીકની ઇચ્છાનુસાર જતા હતા." અંતે વિજયકુમારે સુલોચના પ્રતિ દ્રષ્ટિ કરી પૂછયું, "બ્હેન! તમે શું વિચારમાં પડયાં છો?"

"પ્રથમ તમારા વિચાર જણાવો? પછી હું કહીશ." સુલોચનાએ કહ્યું.

"મારા મનમાં દેવીએ ઉચ્ચારેલી વાણીના વિચાર થયા કરે છે."

"મારા મનમાં પણ એમજ છે."

"બ્હેન ! આજનો આનંદ કંઇક જુદોજ છે."

"હા, તમને રાજ્ય લાભ સાથે વિશ્વમોહિની મળશે."

"દેવીનું ભવિષ્ય તો એવુંજ છે. પછી પ્રભુ જાણે."

"પ્રભુની ઇચ્છા પણ એવીજ છે."

"બ્હેન ! તમારે પણ હવે પરણવું પડશે."

"એતો સમયે જોઇ લેવાશે. પિતાજીની ઇચ્છા પ્રમાણે થશે."

"દેવીની ભવિષ્ય વાણી શું ખોટી પડશે ?"

"એ તો પ્રભુ જાણે."

"કેમ ! તમારો વિચાર શું છે ?"

"મારો વિચાર જન્મ પર્યંત કુમારીકા રહેવાનો છે. સંસારી જનોનાં સંકટ મેં જોયાં છે. આથીજ હું સંસારમાં પડવા ઇચ્છતી નથ"

"બ્હેન ! બીજું કંઇ જાણો છો ?" કુમારે પૂછ્યું.

"શું ?"

"મેં એક પુસ્તકમાં વાંચ્યું છે કે સ્ત્રીનો ઉદ્ધાર પતિની સેવા વિના થતો નથી."

"એ સત્ય છે; પણ તે પરણેલી સ્ત્રી માટે."

"કુમારીકા માટે નહિ ?"

"ના, કુમારીકાએ પ્રભુનાં ધ્યાનમાં રહી જગતનું કલ્યાણ કરવું જોઇએ. આથીજ તેની સદ્દગતી થાય છે."

"બ્હેન ! માફ કરજો, મારે કહેવું પડશે કે; કુમારીકા રહેવાથી દુઃખના ડુંગરા તળે કચડાવું પડે છે. જગતની સેવા પતી પત્ની સાથે

ડી જેવી કરી શકે છે તેવી એકલાં સ્ત્રી પુરૂષથી થઇ શકતી નથી ણી માનસ શાસ્ત્રના નિયમ મુજબ તમારે લગ્ન કરવુંજ જોઇએ."

"કુમાર ! ભાઇ ! આપનું કહેવું ખરૂં છે; પણ હૃદયની ઐક્યતા ના થએલાં લગ્ન શું કામનાં ? તમે વિશ્વમોહિનીને ચાહો છો; મારાં બન્નેનાં મન મળી ચૂક્યાં છે. હવે તમને બન્નેને કહેશે કે મને પરણાવવામાં નહિ આવે. તમારા પિતા કહેશે કે હું તને મારી ચ્છાનુસાર પરણાવું અને સમજો કે વિશ્વમોહિનીને પણ તેના તાએ એવું કહ્યું. કહો તમે બન્ને એ નવા સંસારથી સુખી થઇ કશો ?"

"કદાપિ નહિ. જો વિશ્વમોહિની સાથે મારૂં લગ્ન ન થાય ને મારા પિતા જીવતા હોય અને તે મને બીજે પરણાવે તો હું રૂર આપઘાત કરૂં. વિશ્વમોહિની પણ એમજ કરે. અમારા દેહ જુદા છે; પણ અમારા આત્મા એકજ છે."

"આમ દુઃખમાં રીબાવું ન પડે તેને માટેજ હું એકલી ંદગી પસંદ કરૂં છું."

"બ્હેન ! મારો આત્મા કહે છે કે તમે પરણવાથી સુખી શો. રામનાથ યોગ્ય યુવક છે."

"તમે ઓળખો છો ?"

"નજરે જોયો નથી, પણ જ્યારે અમલગઢમ હતો. ત્યારે તેની ઘણી પ્રશંસા સાભળી હતી."

"તે વખતે રામનાથ અમલગઢમાં ન્હોતો ?" સુલોચનાએ છ્યું.

"ના, સાંભળવામાં આવ્યું હતું કે તે દેશાટને ગએલ હતો."

"કુમાર ! લગ્ન એ બચ્ચાંના ખેલ નથી. એમાંતો મોટી વાબદારી સમાએલી હોય છે."

" પણ હાલ એવું કોણ સમજે છે ? અત્યારે તો લગ્નનો આધાર માતા પિતાની ઇચ્છા પરજ રહેલ હોય છે. "

" અને તેથી શું પરીણામ આવે છે; તે સર્વ જાણે છે. "

" સંસારમાં શાન્તિ નથી. નિરંતર ક્લેશ થયા કરે છે; અને સ્નેહ લગ્ન વિહીન જોડાં જીવન પર્યંત દુઃખમાં ઝુર્યા કરે છે. "

" કુમાર ! જ્યારે જગતમાં સ્નેહ લગ્નનો મહિમા સર્વના જાણવામાં આવશે; માતા-પિતાની ઇચ્છા સાથે લગ્નમાં કન્યા અને વરના મત પૂછાશે ત્યારેજ સંસારમાં કંઇક સુખ જણાશે. "

" મારે એક ખાસ કાયદો સ્થાપવો છે. "

" તે શું ? "

" કોઇએ બાળલગ્ન-વૃદ્ધ લગ્ન અને કન્યા વિક્રય કરવાં નહિ. વળી યોગ્ય જોડાં પરણાવવાં, લગ્ન પહેલાં વરવધુને હૃદયની ઐક્યતાને માટે થોડા દિવસ પરસ્પરના પરીચયમાં આવવા દેવાં અને જ્યારે વર વધુ લગ્નની સંમત્તિ દર્શાવે ત્યારે બન્નેનાં લગ્ન કરવાં. આથી વિરૂદ્ધ વર્તનારને ભારેમાં ભારે સજા કરવી. "

" આ કાયદાથી પ્રજાને લાભ થશે; પણ તે કાયદાના યથાર્થ પાલન પ્રત્યે આપને પૂરતું ધ્યાન આપવું પડશે. આપના પવિત્ર કાયદાના નામે હરામખોરો યા લુચ્ચાઓ અનર્થ આદરે નહિ તેની પૂરતી સંભાળ રાખવી પડશે. "

" બ્હેન ! પ્રભુની ઇચ્છા મુજબ સૌ કાંઇ બનશે. અત્યારથી વિચાર કરવા એ નકામા છે. "

આવી રીતે વાતચીત કરતાં બન્ને છાવણીમાં આવી પહોંચ્યાં. જગન્નાથ પંડિત રાહ જોઇ રહ્યા હતા. બન્ને તેમને મળ્યાં. કુમારે ચારણીદેવી સાથે થએલ વાત જણાવી. સુલોચના રામનાથ સાથે

રણુશે એવું ચારણીએ ભવિશ્ય કહેલું જાણી જગન્નાથના આશ્રની સીમા રહી નહિ. કુમારે રામનાથનો થોડોક પરીચય પંડિતને આપ્યો. પંડિત ઉંડા વિચારમાં પડ્યો.

## પ્રકરણ ૧૨ મું.

### મિત્ર મેળાપ.

સાંજ પડવા આવી. ઉકળાટ શાન્ત થયો. સૂર્ય ભગવાન નમ્યા અને ધીમે ધીમે ઉંડાણુમાં ઉતરવા લાગ્યા. ગરમીના કારણે માળાઓમાં છૂપાયેલાં પંખીયો માળામાંથી બહાર નીકળી કલ્લોલ કરવા લાગ્યાં. જંગલમાં ચરવા આવેલી ગાયો ભેંસોને રખેવાળો ગામ તરફ લઈ જવા લાગ્યા. કુમારે મેદાનમાં ખુરશીયો નખાવી તેપર સ્થાન લીધું. કુમારની સાથે પંડિત-સુલોચના-સેનાપતિ સુજનસિંહ અને અમલગઢનો કોટવાળ ખુરશીયો પર બેસી વાર્તા વિનોદ કરી રહ્યા હતા.

વાતો ચાલતાં મોતીલાલ બંકાની વાત નીકળી. કોટવાળ તેની તમામ વાત જાણતો હતો. તેણે કહ્યું; "મોતીલાલ મારવાડનો વતની હતો. તેનાં માબાપ દુકાળ પડવાથી ગૂજરાતમાં આવ્યાં. એવામાં રોગચાળો ફાટી નીકળ્યો અને મોતીલાલનાં માબાપ મરી ગયાં. મોતીલાલની ઉમ્મર એ વખતે દસ-બાર વર્ષની હતી. પરગજુ માણસોએ તેનાં માબાપનાં શબને ઠેકાણે પાડયાં. મોતીલાલને એક માણસ પોતાને ત્યાં રાખ્યો. તે માણસને ત્યાં મોતીલાલ ચાર વર્ષનો થયો. આ અરસામાં તે કેટલુંક ભણ્યો અને પછી પોતાના શેઠની

સદાને માટે રજા લઇ ત્યાંથી નીકળી બીજા ગામમાં ગયો. આ ગામમાં એક સાધુ રહેતો હતો. આ સાધુની પાસે તે ઘણા દિવસ રહ્યો. સાધુની તે સેવા ચાકરી કરવા લાગ્યો. સાધુનો પ્રેમ તેના પ ઉતર્યો. પરીણામે મોતીલાલ સાધુનો ચેલો બની સાધુની પાસેજ રહેવા લાગ્યો. સાધુએ તેને કેટલીક વિદ્યા શીખવાડવા ઉપરાંત અદ્‌ભુત રંગ વિદ્યા શીખવાડી. બે વરસમાં તો તે રંગવિદ્યામાં પ્રવિણ થયો. સાધુએ તેની પરીક્ષા કરી. મોતીલાલ ફત્તેહમંદ થયો. આ વિદ્યા જાણવાથી મોતીલાલ મદોન્મત્ત બન્યો. તેણે પોતાના નામની જોડે બંકા શબ્દ યોજ્યો. એમ કરતાં એક દિવસે પેલા સાધુનો અંતકાળ આવ્યો. સાધુએ તેને કેટલુંક ધન બતાવ્યું-આપ્યું અને મરતી વખતે જણાવ્યું કે. "મેં શીખવાડેલી વિદ્યાનો દુરૂપયોગ કરીશ નહિ. તેનો ઉપયોગ કોઇ ગરીબ માણસપર કરીશ નહિ. આ વિદ્યાનો ઉપયોગ ગરીબોનું દુઃખ હરવામાં કરજે. કોઇ રંગી સાથે હરીફાઇમાં ઉતરવું પડે અને તું જીતે તો સામાવાળા રંગીને શત્રુ ભાવથી જોઇશ નહિ. તેને તારા ભાઇ જેવો ગણજે. તે બેશુદ્ધબને તો સારવાર કરજે. તેને જીવથી મારવાનો તો સ્વપ્ને પણ વિચાર કરીશ નહિ. જો આવી રીતે તારી વિદ્યાનો નેક રસ્તે ઉપયોગ કરીશ તો જગતમાં તું પૂજાઇશ. પણ દુર્ભાગ્ય યોગે જો તું તારી વિદ્યાનો દુરૂપયોગ કરીશ અને નિર્દોષ જનોને ત્રાસ આપીશ તો આ તારી વિદ્યા તું ધીમે ધીમે ભૂલતો જઇશ અને એ ભૂલાવામાં તું પોતેજ મરીશ." આમ સમજાવી-સુચવી સાધુએ દેહ છોડયો. બંકાએ સાધુના શબને જમીનદાહ કર્યો અને તેની પર સાધુની સમાધી ચણાવી. સાધુ પાસેથી મળેલા ધનથી મોતીલાલ બંકા આનંદ ઉડાવવા લાગ્યો અને અતેઅમલગઢમાં એક મકાન ખરીદી મોટા દબદબાથી રહેવા લાગ્યો. થોડાક દિવસ થતામાં તો તેણે

ઘણાની મિત્રતા કરી. આ વખતે વ્હેમસિંહ તાજેજ ગાદીએ આવેલો હતો. તેની પાસે કેટલાક ચાલાક રંગીઓ હતા. એક દિવસે રાજાની વર્ષગાંઠ આવી. સઘળા ભેગા મળ્યા. એમાં મોતીલાલ પણ હતો. રંગીયોએ પોતાની રંગવિદ્યાના ચમત્કાર રાજાને બતાવ્યા. રાજા ખુશી થયો. આ પછી મોતીલાલે પોતાની વિદ્યા અજમાવવા માંડી. તેણે એક પછી એક એવા ચમત્કાર રાજાને બતાવવા માંડયાં કે જેથી રાજા—રંગીયો અને અન્ય જનો ખુશ—ખુશ થઇ વાહ વાહનો ઉચ્ચાર કરવા લાગ્યા. મોતીલાલે છેલ્લા બે ખેલ અજબ કર્યા. દિવસે અંધકાર અને પછી તેમાં ચંદ્રમાનો ઉદય. બાદ અંધકારમાં દીપક અને પછી દિવસ. આ ખેલ તેણે આબેહુબ બતાવ્યા. રાજાએ તેને મોટો શીરપાવ આપ્યો અને પછી તેજ દિવસથી બંકાની નીમણૂંક રાજાના રંગીયોમાં થઇ. જતે દિવસે બંકા રાજાનો મિત્ર—મુખ્ય સલાહકાર બન્યો અને આજ સુધી રાજાની સાથે રહ્યો છે. પણ હવે તેના દહાડા ભરાઇ ચૂકયા છે. તેણે તેના ગુરૂના વચન પર પાણી ફેરવ્યું છે. તેણે અનેક ગરીબોના પ્રાણ પરહર્યા છે. રંગવિદ્યાનો ગેરરસ્તે ઉપયોગ કરી પવિત્ર વિદ્યાને કલંકિત કરી છે. આથી તે કેટલીક વિદ્યા ભૂલ્યો છે. તમારા રંગી નવલના હાથેજ તે વ્હેમસિંહના દરબારમાં હાર પામ્યો હતો. નવલે તેની અદભૂત વિદ્યાના યોગે તેના ગળામાં લોખંડી તાર વિંટયો હતો. આ તાર તેના ગળામાં સજ્જડ જડાતો હતો અને તેની તિવ્ર વેદનાથી મોતીલાલ બૂમે બૂમ પાડી પોતાને બચાવવા નવલને દીનવદને કરગરતો હતો. ભોળીયા નવલે તેની દયા ખાઇ પ્રયોગ પાછો ખેંચી તે દુષ્ટને છૂટો કર્યો. પાપીએ નેક રસ્તે ચાલવાના સોગન ખાધા પણ પળવાર પછીજ તેણે સોગનને તોડયા. દરબારમાં એક ગૂપ્ત સુરંગ આવેલી છે. તે

સુરંગ પરજ નવલ અને રામનાથ ઉભા હતા. બંકાએ ચાલાકીથી ગૂપ્ત સુરંગની ખીલી ડાબી, કે જેથી ઉપરનું ઢાંકણુ નીચે ઉતરી ગયું અને સાથેજ નવલ તથા રામનાથ પણ અંદર ઉતરી પડયા. આવી રીતે પાપી પાપમાં તદ્રુપ બન્યો છે; પણ હવે સમજાય છે કે તેનાં આ તરફડીયાં છેલ્લી વારને માટેજ છે."

કોટવાળે વાત પૂરી કરી. એવામાંજ દુરથી કેટલાક માણસો ચાલી આવતા જણાયા. કુમારની નજર તેઓ પર પડી. નજીક આવતાંજ તેઓ ઓળખાયા. કુમારે આનંદથી ઉભા થતાં કહ્યું, "નવલ આવી પહોંચ્યો."

ખરેજ તે નવલ અને બીજા રંગીયો હતા. રામનાથ પણ સાથેજ હતો સઘળા આવનારાઓને અવલોકી રહ્યા. સૂલોચનાની આંખ્યો રામનાથને ખોળવા લાગી. થોડીવારમાંજ સઘળું મંડળ નજીક આવી પહોંચ્યું. નજીક આવતાંજ નવલે વિજયકુમારના નામની જય ગર્જના પોકારી. કુમાર થોડેક સુધી સામે ગયો અને આનંદથી નવલને તથા સોમેશ્વર જોશીને ભેટયો. બીજાઓ સાથે હાથ મેળવ્યા. મેદાનમાં બીજી ખુરશીયો ગોઠવાઇ. સઘળા ખુરશીયો પર બિરાજ્યા. નાનકડી સભાનો દેખાવ થઇ રહ્યો. નવલે બધાને ખુશ ખબર પૂછી; અને પછી ધીમે ધીમે પોતાની વિતક વાર્તા અથ ઇતી કુમારને વિદિત કરી. સઘળાએ તેને શાબાશી આપી. જોશીને અને તેની સાથેનાઓને પણ ધન્યવાદ મળ્યો. આ પછી નવલે સઘળાને રામનાથની ઓળખાણ કરાવી. કુમારે તેની સાથે ફરીથી હાથ મેળવતાં કહ્યું; "વીર યુવક ! તમારી સાથેના પરીચયથી હું ઘણોજ ખુશી થયો છું. મેં અગાઉ તમારી ઘણી પ્રશંસા સાંભળી હતી. તમે અમલગઢના હિરા છો. તમારી કદર વ્હેમસિંહથી થઇ શકી નથી. તમે ત્યાં

આજ પર્યંત કાગડાઓના ટોળામાં હંશ રૂપે હતા. રામનાથ ! તમે આજથી મારા મિત્ર બન્યા છો. તમે બહાદુર છો તેમજ વિદ્વાન છો. વળી અમારે દ્વારે બ્રહ્મદેવનાં પગલાં ક્યાંથી ? આજથી તમે અમારા પરમ મિત્રની પદવીએ છો. આશા રાખું છું કે તમે એ પદવી સ્વીકારશો. ”

કુમારનું બોલવું પૂર્ણ થતાંજ રામનાથે કોમળ અવાજે કહેવા માંડયું, “ કુમારશ્રી ! આપની સૌજન્યતાને માટે હું જેટલા ઉપકાર માનું તેટલા ઓછા છે. આપ સુજ્ઞ છો-પ્રજા હિતૈષી છો. અમલગઢની પ્રજા મુક્ત કંઠે આપની પ્રશંસા કરે છે અને આપના સુરાજ્ય અમલની આતુરતા પૂર્વક રાહ જુએ છે. હેમસિંહ ભોળા હૃદયનો કાનનો કાચો રાજા છે. સંગત તેવી રંગતના યોગે આજે તે જાલીમ બની પ્રજાની પર કેર વરતાવી રહ્યો છે. હું તેને બે શબ્દો કહેવાને લાયક છું જાણી મેં તેને કેટલીક શીખામણ દીધી, પણ તેના દુર્ભાગ્ય યોગે તેને જ્ઞાન થયું નહિ. આથી મેં મારી ફરજ સમજી તેની સેવાનો ત્યાગ કર્યો અને પરીણામે તેની આજ્ઞાથી કેદ થયો. આપણા નવલસિંહ સાથે હું કેદમાં પૂરાયો. બાદ આ જોશીજીની મહત્ કૃપાથી આપ ગુણજ્ઞ કુમારશ્રીના આશ્રયમાં આવી ઉભો છું. ”

રામનાથના બોલવાની મીઠાશ સઘળાના હૃદયમાં ગમી રહી. પંડિત તો તાજુબ થયો. સુલોચનાના અંતરમાં પણ અદ્વિતીય અનુરાગ પ્રકટયો. રામનાથના શબ્દો તેને અમૃત સમા લાગ્યા. સૌન્દર્ય બાંધો જોતાંજ સુલોચનાના હૃદયમાં કુદરતી રીતેજ પ્રેમનું ખેંચાણ થયું. કુમારીકા રહેવાનો ઠરાવ ડગમગવા લાગ્યો અને ચારણીદેવીની ભવિષ્ય વાણીની ખાત્રી થવા લાગી. રાત્રિ પડી. સઘળા પોતપોતાના તંબુએ ગયા. કુમાર અને રામનાથ પંડિતની પર્ણકુટીએ ગયા.

સુલોચનાએ સ્વહસ્તે રસોઇ બનાવી પીતા સાથે કુમાર અને રામનાથને જમાડયા. રામનાથ અને સુલોચનાની નજર વારંવાર એક થતી. બન્ને પોતપોતાની નજર પાછી ખેંચી લેવા બન્નેએ પ્રયત્ન કરતાં; પણ સહસા–બળાત્કાર પૂર્વક આંખ્યો મળી જતી. રામનાથના હૃદયમાં જાદુઇ અસર થઇ રહી. સુલોચના પ્રેમનું પ્રથમ મંગળા ચરણ સમજવા લાગી. ભોજન કાર્યથી નિવૃત્ત થયા બાદ કુમાર રામનાથને લઇ પોતાના તંબુએ આવ્યો. નવલ–જોશી વગેરે રાહ જોઇ રહ્યા હતા. સઘળા આનંદી મને વાર્તા–વિનોદ કરવા લાગ્યા.

વાર્તા–વિનોદમાં નવ વાગવા આવ્યા. એવામાં એક સિપાહીએ ત્યાં આવી જણાવ્યું કે; " અમલગઢથી એક સાંઢણી સ્વાર આવ્યો છે અને તે કુમારશ્રીને મળવા ઇચ્છા ધરાવે છે. "

" લઇ આવ. " કુમારની આજ્ઞા મળી. થોડીવારેજ આવેલા માણસને લઇ સિપાહી હાજર થયો.

આવનાર માણસે જમીન સૂધી નીચા નમી કુમારને નમન કરી કહ્યું; " મહારાજ ! હું અમલગઢથી આવું છું. હું ત્યાંની પ્રજાનો નિમેલો પ્રમુખ છું અને પ્રજાની વતી આપને અમલગઢ પર આક્રમણ કરવાની વિનંતિ કરવા આવ્યો છું. " આટલું કહી તે માણસે પ્રજાજનોના દુઃખનું હૃદયભેદક વર્ણન કુમારના આગળ કર્યું. કે જે સાંભળતાંજ કુમાર અને અન્ય જનોની આંખ્યોમાંથી અશ્રુ નીકળવા લાગ્યાં. છેવટે તે પ્રજાના પ્રમુખે વિશેષમાં જણાવ્યું કે; જો આપ વેળાસર મદદ નહિ કરો તો પ્રજાજનો મરણીયા થઇ ઝઝુમશે. પ્રજા બળવાની તૈયારી કરી ચૂકી છે. એકેએક પ્રજાજન શસ્ત્રથી સજ્જ થએલ છે. આપ બહારથી આક્રમણ કરો અને તે સાથે અમે અંદરથી આક્રમણ કરીએ; જેથી દુશ્મન તરતમાં તારાજ થશે."

વિજયકુમારે તેનું કહેવું ધ્યાનપૂર્વક સાંભળી તે માણસને કહ્યું, " આ તમારા રામનાથ અહિં છે. "

શું દાદા રામનાથ અહિં છે ?" કહી તે માણસ રામનાથની છેક નજીક ગયો અને રામનાથને ભેટતાં બોલ્યો; "દાદા ! તમારા માટે તો આ સઘળી ધામધૂમ થઈ રહી છે. અમે સાંભળ્યું કે તમને કેદમાં પૂર્યા છે. આથી તમને છોડાવવા અમે મેદાન પડવાની તૈયારી કરી રાખી છે. પણ પ્રભુએ તમારાં દર્શન કરાવ્યાં. ચાલો ભા; પ્રજા તમારી સરદારીની આતુરતા પૂર્વક રાહ જોઇ રહી છે. તમને જોતાંજ તેમનામાં નવું જોર આવશે. વાહ પ્રભુ વાહ. જ્યારે સારૂં થવાનું હોય છે ત્યારે શરૂઆતજ સારી થાય છે. પાપીનો કાળ આવી પહોંચ્યો છે." આમ બોલતો તે માણસ રામનાથની તરફ જોઇ રહ્યો. કુમારે સઘળા સરદારોને–સેનાપતિને બોલાવી મસલત ચલાવી અને પછી ઠરાવ થયો કે રામનાથે છૂપાવેશથી અમલગઢમાં જઇ પ્રજાની સરદારી લેવી અને અહિંથી પણ તરતમાંજ એટલે મોટા પરોઢીએ કુચ કરવી. સૈન્યના ત્રણ વિભાગે અમલગઢને ઘેરો ઘાલવો અને બાકીના એક વિભાગે નગરમાં પ્રવેશી પ્રજાજનોને મદદ આપવી. કાર્યક્રમ ગોઠવાયો. સૈનિકોની વ્હેંચણી થઇ. અમુક અમુક ટુકડીઓને કામની સમજ આપી. સેનાપતિ–ઉપસેનાપતિની નીમણૂંકો થઈ. રામનાથ જવાને તૈયાર થયો. તેણે કુમારની રજા માગી. સુલોચના નજીકમાંજ ઉભી હતી. તેના સામે નજર કરી રામનાથ બોલ્યો; "દેવકન્યા ? આપના શુભ હસ્તેજ કંસાર આરોગી પ્રજાને ઉદ્ધારવા જાઉં છું. તમારી પવિત્ર પ્રતિમાનું નિરંતર સ્મરણ થયા કરશે. બાળા ! આ ટુંક પરીચીત મ્હેમાનને કોઇ દિવસ યાદ કરજો. પ્રભુ કૃપાએ વિજય મળતાં કુમારશ્રીની સાથે પુનઃ તમારાં દર્શને આવીશ. તમારૂં કલ્યાણ થાવ." આમ બોલ-

તાંજ રામનાથ છલંગ મારી સાંઢણી પર સ્વાર થયો. સુલોચના પ્રેમ પૂર્ણ નયને તેની સામે જોઇ રહી. તેના મનમાં બોલવાનું ઘણુંએ મન હતું; પણ તે બોલી શકી નહિ તેણે રામનાથની વિદાય વખતે હાથ જોડયા. તેનું હૃદય વિદિર્ણ થતું હતું. ટુંક પરીચયમાં આ શું? બ્રહ્મબાળા ચિત્રવત્ બની રામનાથને જતો જોઇ રહી.

રામનાથ દ્રષ્ટિ મર્યાદામાંથી અદ્રશ્ય થયો. બાદ છાવણીમાં પણ તૈયારી થઇ. રાવઠીયો તંબુઓ ઉખડવા લાગ્યા. તૈયારી થઇ ચૂકી. પંડિતે શુભ મૂહુર્ત બતાવ્યું. પંડિત અને સુલોચના પણ સાથેજ ચાલ્યાં. શુભ મુહુર્તે કુચ શરૂ થઇ. પ્રાતઃકાળ થતાંમાં તો છાવણી ખાલી થઇ. માણસોથી ભરપૂર ભરેલું મેદાન જનશૂન્ય બન્યું.

## પ્રકરણ ૧૩ મું.

### ઘેલાની ગંભીર અહદશા.

રાત્રિના પાછલાં પ્રહરે ઘેલાગોરના ગૃહમાં અજબ પ્રકારનો વ્યવસાય ચાલી રહ્યો હતો. ઘરનાં બારણાંને અંદરથી સાંકળ વાસવામાં આવી હતી. ઘરની અંદરના છેક છેલ્લા ઓરડામાં ઘેલાની પત્ની છબીલી હાથમાં દિવાનું કોડીયું પકડીને ઉભેલી હતી. ઘેલો કોદાળીથી ખાડો ખોડતો હતો અને મથુર માટી દૂર કરતો હતો. ઘેલો જે સ્થળે ખાડ ખોદતો હતો; તે સ્થળે ઉંડાણમાં ઘેલાએ રોકડા રૂપીઆ ઉપરાંત સોના મ્હોરો દાટેલી હતી. રોકડ મિલ્કત રાજ્ય તીજારીમાં જમા કરી જવાનો હુકમ નીકળ્યા પછી ઘેલાના

જીવને શાન્તિ નહોતી. મારી મિલ્કતનું શું થશે ? હાય શું બધું જતું રહેશે વગેરે વિચારથી તેને ખાવું-પીવું પણ ભાવતું ન્હોતું. રાત્રિએ ઉંઘ તે કયાથી આવે ? જગતમાં લોભીયાની દશા ખરેજ દયાજનક હોય છે. તેનું આખુ જીવન દ્રવ્યોપાર્જનમાંજ જાય છે. લોભી પાસે દ્રવ્ય જેમ વધુ એકત્ર થતું જાય છે, તેમ તેની તૃષ્ણા અધીક વધે છે. લોભીયો પેદા કરેલા ધનનો પોતે ઉપયોગ કરી શકતો નથી. સુખેથી ખાઇ શકતો નથી તેમજ નિશ્ચીંત મને નિદ્રાપણ લઇ શકતો નથી. લોભી દ્રવ્યની તૃષ્ણાથી દિવાના સમાન ફરે છે. ઘેલો પણ આવોજ હતો. જયારથી રાજયજ્ઞા તેણે સાંભળી હતી અને પછી પેલા કારકુને તેને જણાવ્યું કે તમારૂં ઘર તપાસવામાં આવશે ત્યારથી તેને ચેન ન્હોતું. પડતું રાત્રિ-દિવસ તેને ધનનાજ ભણકારા વાગતા. રાત્રે કંઇક ખખડાટ થતાંજ તે ચમકી ઉઠતો. તેણે ડંકા શેઠની સલાહ લીધી હતી. શેઠે તેને ધનના બદલામાં સોનાની પાટો આપવાનું કહ્યું હતું. આથીજ ઘેલો આજે પાછલી રાત્રિએ ધનને બહાર કાઢવાને ખાડો ખોદી રહ્યો હતો. ઘેલાએ લગભગ એક કલાક સૂધી જમીનમાં ખોદયા કર્યું. મથુરે બાજુપર માટીનો ઢગલો કર્યો. છબીલી દીવો પકડીને આશ્ચર્યતાથી પતિ દેવતાનું અને પુત્રનું કાર્ય જોઇ રહી હતી. જમીન ખોદવાથી ઘેલો અને માટી ઉંચકવાથી મથુરીયો સાક્ષાત અગડબમ અબધૂત જેવા બની ગયા હતા. ગળા સૂધી ઉંડો ખાડો ખોદતાં ઘેલાની કોદાળી પત્થરને અથડાઇ. ઘેલાએ ખોદવાનું બંધ કર્યું અને પછી ધીમે રહી પત્થરને કાઢવાનો પ્રયત્ન આરંભ્યો. નીચે ઘંટીનું પડ હતું. ઘેલાએ બળપૂર્વક પત્થરનું પડ ઉંચકી બહાર મૂકયું. અંદર નાનકડી કોઠી દાટેલી નજરે પડી. ઘેલાએ છબીલીના હાથમાંથી દીવો લઇ કોઠીમાં જોયું. અંદર રોકડા રૂપીઆની અને

સોના મ્હોરોની કેટલીક થેલીયો પડેલી હતી. ઘેલાએ સઘળી થેલીયોને બહાર કાઢી અને પછીગણી જોઇ. પોતાના હિસાબ પ્રમાણે બરાબર થવાથી ઘેલાએ આનંદથી તે સઘળી થેલીયોને બાજુ પર ગોઠવી. બાદ ખાડાને પુરી નાખ્યો. છબીલીએ ગરમ પાણી મૂકયું. પાણી ગરમ થતાં બાપ દિકરાએ નાહિ લીધું. ઘેલાએ દેખાવને માટે કપાળ પર હાથપર ભભુત ભુંસી. ગળામાં રૂદ્રાસ માળાના થોકડા લટકાવ્યા. અને પછી વસ્ત્ર બદલી જવાને તૈયાર થયો. થેલીયોની ચાર ગાસડીયો બાંધી. આ પછી તેણે છબીલી પ્રત્યે કહ્યું; "કેમ સાંભળે છેકે ?"

"કેમ ? શું કહો છો ?" પત્નીએ પ્રત્યુત્તર વાળ્યો.

"હું આનું ઠેકાણું કરવા જાઉં છું."

"ભલે; સિધાવો. પાછા કયારે પધારશો ?"

"સાંજ સુધીમાં તો આવી જઈશ. તું તૈયાર થઇ રહેજે."

"શાની તૈયારી કરવી છે ?"

"આપણે જવાનું છે ?"

"કયાં ?"

"આ નગર મૂકીને બીજે ગામ."

"શું આજેજ ?"

"હા, આજની રાત્રેજ."

"અચિંતો આ વિચાર કયાંથી કર્યો ? આજને આજ શી રીતે તૈયાર થવાશે ?"

"આ વિચાર તો કયારનોએ કર્યો હતો; પણ તને જણાવ્યો આજેજ. આપણે શું તૈયારી કરવાની છે ? ઘરમાં શું લેવાનું છે ? આ પહેરવાના બે લબાચા અને રાંધી ખાવાનાં ઠીકરાંની બે ગાંસડીયો બાંધી લેજે. આપણે બરાબર મધ્ય રાત્રિએ નીકળશું."

" અને આ ઘરને શું કરીશું ? " છબીલીએ પૂછયું.

" ઘરને ખંભાતી તાળું વાસીશું."

" કોઇને ભાડે આપ્યું હોયતો ? "

" તે બધું પાછળથી કરીશું."

" સારૂં, પધારો; હું સઘળી તૈયારી કરી મૂકીશ."

" એતો ઠીક; પણ એક વાત બરાબર ધ્યાનમાં રાખજે."

" શું ? " છબીલી આતુરનયને પતિના સામે નજર કરી રહી.

" હું બહાર જાઉં અને કોઇ આવે અને પૂછે કે ઘેલાગોર ક્યાં યા છે તો શું કહીશ ? "

" કહીશ કે શેઠને ઘેર ગયા છે."

" અરે ! જોજે એમ ભસી મરતી. આવનારને ચોકખું ચટાક ણાવી દેજે કે ગોર બહાર ગામ ગયા છે."

" બહુ સારૂં."

" ઘર મૂકીને ક્યાંય જઇશ નહિ."

છબીલીએ ઉત્તર આપ્યો નહિ. આ પછી ઘેલાએ મથુર પ્રત્યે હ્યું. " દિકરા ! તારે પણ બે ત્રણ કામ કરવાનાં છે."

" કહો, હું ઝપાટાબંધ કરી નાખીશ."

" તું નગરમાં જા. આપણી કેટલીક ઉઘરાણી બાકી છે."

" કેટલા રૂપીઆ છે ? "

" પચીસ."

" કોની-કોની પાસે છે ? "

" લે આ કાગળ. એમાં નામ લખેલાં છે." ઘેલાએ મથુરના ાથમાં એક કાગળ આપ્યો.

" આ શેના પૈસા છે બાપુજી ? "

"જપ-પાઠ અને અભિષેક કર્યાના."

"આવા પૈસા તે ઉધાર રહેતા હશેકે ?"

"શું કરીએ બેટા ! યજમાન લીસો હોય તો ચલાવવું પણ પડે."

"હું જરૂર આ પૈસા લઈ આવીશ."

"તું બજારમાં જાય ત્યારે ભેગાભેગું બીજું પણ કામ કરતો આવજે."

"તે વળી શું છે ?"

"આપણા ઘરમાં બશેર ઘઉં; શેર દાળ-દોઢ શેર ચોખા અને કેટલુંક પરચુરણ અનાજ-મશાલો-લાકડા વગેરે છે. તે બધું પેલા મોદીને આપી દેજે અને રોકડા પૈસા ગણી લેજે."

"સારૂં."

"બરાબર ધ્યાન રાખજે, બરાબર ભાવ કરજે અને જોખતી વખતે ત્રાજવાની દાંડી સામેજ નજર રાખજે. મારા દિકરા મોદી લોકો બડા ખેલાડી હોય છે. સમજ્યો કે ?"

"હા, પણ બાપુ! હું તમને એક વાત પૂછવાની ભૂલી ગયો ?"

"શું ? કહે દિકરા ?"

"જાણે આપણે બધું કામ તો કર્યું; પણ આપણે કોઇને પૈસા આપવાના નથીને ?"

"એતો આવીશું ત્યારે આપીશું."

"કેટલા દેવા છે ?"

"અગીઆર આના."

"કોના-કોના છે ?"

"પેલા મોહનરાયના સાત આના છે અને ચાર આના એક ઢેડાના છે."

"ત્યારે એટલા આપી દયોને ? આટલું દેવું આપણે શું કરવા રાખવું જોઇએ ?"

"બેટા ! તું એમાં સમજે નહિ. અગીઆર આનાનું દેવું કહેવાય નહિ. વળી આપણા શાહુકાર માણસના પૈસા કયાં જવાના છે ? તે લોકો તો એમજ સમજે છે કે ઘેલાકાકાને ત્યાં જમે પડયા છે અને જ્યારે જઇશું ત્યારે મળશે. તેઓએ હજી સૂધી મારી પાસે માગ્યાજ નથી. જો માગ્યા હોત તો તરત આપી દેત."

"જો આપવા હોય તો લાવો હું આપી આવું ?"

"ના, અત્યારે એક પાઇ પણ છૂટી નથી."

ઘેલોગોર જવાને તૈયાર થયો. ભરભાંખરૂં થયું હતું. ઘેલાએ કમાડ ઉઘાડી બહાર જોયું. આછો–આછો પ્રકાશ પથરાતો હતો. ચાલ હવે નીકળી જાઉં ? સવાર થતાંજ લોકોનો અવરજવર વધશે આમ વિચારી ઘેલાએ બે ગાંસડીયો ઉપાડી બન્ને ખભે ભેરવી અને ઉપર ચોફાળ ઓઢી. ગોરાણીએ વ્હેલા પધારવાનું સૂચન કર્યું. ઘેલાએ જતાં–જતાં કહ્યું; "તું ઘેરજ રહેજે, બહાર કયાંઇ જઇશ નહિ. હું આ મૂકીને બાકીની બે લેવા તરત પાછો આવું છું. કહી ઘેલો રસ્તે પડયો. તેના ગયા પછી મથુર પણ માની રજા લઇ પોતાને સોંપેલાં કાર્ય કરવા બહાર નીકળી પડયો. છબીલી એકલી પડી. તે વિચારવા લાગી. આજે છેલ્લો દિવસ છે. જો આજ હું ચૂકી તો દુઃખી થઇ સમજવી. મારો રોયો કયાએ ગામમાં લઈ જશે. મારે તેની સાથે જવું નથી. હું તેનાથી પૂરેપૂરી કંટાળી છું. આજે તે આખો દિવસ આવશે નહિ. આ ઠીક થયું. ચાલ હું છબીલદાસને મળી આજેજ ઉપડી જવાની ગોઠવણ કરૂં. આવો લાગ ફરીફરીને મળશે નહિ. પણ મથુરીયો આવશે તો ? છબીલી વિચારમાં પડી અને પછી

કંઇક નિશ્ચયપર આવી બોલી, " મથુર જો આવશે તો તેને કંઇક કામ કરવા બહાર મોકલીશ. છોકરાને સમજાવતાં તે શી વાર. ચાલ ત્યારે પહેલું એક કામ કરી લઉં. પેલાના આવ્યા પહેલાં આ ગાંસડી માંથી થોડીક મ્હોરો લઈ લઉં. પછી લેવાશે નહિ. આમ નિર્ણય કરી છબીલીએ એક ગાંસડીમાંથી મ્હોરોની ભરેલી એક થેલી ઉપાડી; અને ઘરમાં સંતાડી ઘરનું કામ કરવા મંડી. થોડીવારેજ ઘેલો પાછો આવ્યો અને બીજી ગાંસડીયો લઇ જવાની તૈયારી કરવા લાગ્યો. ગોરાણીએ પૂછ્યું, " કાં શેઠ મળ્યાને ? "

" હા, મેં તેમને ઉંઘમાંથી જગાડયા. "

" તમને આટલા વ્હેલા જોઇ તેઓ આશ્ચર્ય પામ્યા હશે ? "

" સુખીયાં જીવ, મોડાં ઉઠનારાં પણ આજે વ્હેલાં ઉઠયાં અને મેં જગાડયાં તેથી તેમણે મારો ઉપકાર માન્યો. કારણ કે તેમની દશા પણ આપણા જેવી છે. તેમને પણ રાજ આજ્ઞાને માન આપવું પડે. આપણા કરતાં તેમની પાસે ધન વધારે. એટલે તેમને ચિંતા પણ વધારે. આપણી માફક તેમણે પણ નગર ત્યાગવાનો નિશ્ચય કરી તૈયારીયો કરવા માંડી છે. એક દુષ્ટ રાજાના લીધે કેટલાંને દુઃખ સહન કરવું પડે છે. હરી–હરી. " ઘેલાએ નિશ્વાસ નાખ્યો.

" શેઠ કયાં જશે ? " છબીલીએ પૂછ્યું.

" જાવાબંદર તરફ. "

" ઠીક; પણ તમે સંભાળજો. આપણા રૂપિઆના હિસાબેજ સોનાની પાટો લેજો. વળી બરાબર તપાસીને લેજો. રૂપીઆ દેખીને શેઠ પણ ચળે. " ગોરાણીએ શીખામણ આપી.

ઘેલો હસ્યો અને બોલ્યો; " ગાંડી! એવા વિચાર માં કર્ય. શેઠ શેઠાણી તો બ્રહ્માનાં માણસ છે. લે હું જાઉંછું. "

ઘેલો બાકીની બે ગાંસડીયો ઉપાડી ચાલતો થયો. છબીલીને અત્યાનંદ થયો. તે તત્કાળ ઉઠી અને પોતાની સાથે લઇ જવાનાં કપડાં ખોળવા લાગી. પણ એવામાં વિચાર ઉદ્દભવ્યો કે લાવ છબીલદાસને ત્યાં જઇ આવું. ત્યાં જઇ નક્કી કરી આવ્યા પછી બીજું કરી લેવાશે. આમ વિચારી છબીલી ઘર બંધ કરી છબીલદાસના ઘર તરફ જવા લાગી. વાંચકોને આ સ્થળે જણાવવું ઉચિત છે કે; છબીલદાસ પાકો ખેલાડી છે. લુચ્ચાનો સરદાર અને વિષયલપટ છે. તેનો ધંધો ધાપ મારવાનો–ચોરી કરવાનો છે. પારકી સ્ત્રીયોને ફસાવી તેના પૈસા પાણી કરવાનો ધંધો તે સારી રીતે જાણતો હતો. ઘેલાની પાસે સારૂં ધન છે અને ગોરાણી પણ જુવાન–સુંદર છે. ઠીક થઈ પડશે. આમ ધારીનેજ તેણે છબીલીને આડું–અવળું સમજાવી તેની સાથે પ્રેમ જોડયો હતો. છબીલદાસનો પ્રેમ સ્વાર્થી હતો. છબીલીનો પ્રેમ સાચ્ચો હતો. બન્નેએ કેટલાએ દિવસથી ઉપડી જવાનો નિશ્ચય કર્યો હતો અને તે સમયની રાહ જોવાતી હતી. છબીલદાસ હજી ઉંઘમાંથી ઉઠયો ન્હોતો. છબીલી તેના ઘર આગળ આવી. ઘર ભાડાનું હતું. છબીલીએ બારણાં ખખડાવ્યાં. સવારના પ્હોરમાં છબીલીને જોઇ પડોશીયો પણ વિચારમાં પડયાં, પણ છબીલદાસના રૂઆબથી સઘળાં દબાએલાં હોવાથી છબીલીને પૂછવાની કોઇ હિંમત કરી શકયું નહિ. છબીલીએ જોરથી બારણાં ખખડાવ્યાં. મોડા ઉઠનારને એકાએક ઉંઘમાં ખલલ પડવાથી ગુસ્સો ચઢયો અને પૂછયું; " કોણ છે એ અત્યારમાં ? "

" એતો હું છું. છબીલદાસ ભાઈ ! કમાડ ઉઘાડો."

" છબીલીનો અવાજ ઓળખતાંજ છબીલદાસ સફાળો ઉઠયો અને બારણું ઉઘાડી છબીલીને અંદર લેતાં બોલ્યો;

" કાં ! અત્યારમાં તમારાં પનોતાં પગલાં આ ગરીબના ઘરમાં કેમ થયાં દિલજાન ? " છબીલદાસે હૃદયદાન દેતાં પૂછ્યું.

" તમને ચેતાવવા. "

" શું છે ? કંઇ આફત છે ? " છબીલદાસે ગભરાઇ ને પૂછ્યું.

" ના, એવુંતો કંઇ નથી; પણ આપણે જે વિચાર કરી રાખ્યો છે; તેને માટે આજે અમૂલ્ય વખત મળ્યો છે. "

" ત્યારે એમ બોલોને મારા મધુરાં ગોરાણી ? " આમ બોલતા તે હરામખોરે ચુંબન લીધું.

" આ અટકચાળાં શાં ? આઘા ખસો અને જણાવો કે શું કરવું છે ? " છબીલીએ પૂછ્યું.

" પ્રિયા ! તમારા વિચારને તાબે છું. "

" ત્યારે ચાલો આજેજ ઉપડી જઇએ. "

" ક્યારે ? "

" ખરા બપોરે. "

" ઘેલો ક્યાં ગયો છે ? "

છબીલીએ તમામ વાત તેને જણાવી. છબીલદાસ થોડીક વાર વિચારમાં પડયાનો ડોળ કરી બોલ્યો, " સુંદરી તમારા લીધે મારે ઘણુંજ નુકશાન વેઠવું પડશે. જો તમે મને કાલેજ આ વિચાર જણાવ્યો હોત તો હું મારાં સઘળાં કામ આટોપી લેત. મારા ચાલીસ હજાર રૂપિઆ એક સરાફને ત્યાં પડયા છે. વળી ગઇ કાલેજ મોતી વેચ્યાં છે તેના સાત હજાર રૂપીઆ લેણા છે. સોનાની પાટોનો વેપાર કર્યો છે તેમાં બે હજારનો નફો છે અને તે રૂપીઆ આજેજ મળવાના છે. પણ ચાલો પછીથી જોઇ લેવાશે. સારા-સદ્ધર માણસને ત્યાં પડેલાં નાણાં ક્યાં જવાનાં છે ? આપણું ઠેકાણું

પડયા પછી આપણે મંગાત્રી લેશું; પણ વિચાર થાય છે કે ત્યાં સુધી ખર્ચ નભાવશું શી રીતે ? " છબીલદાસે ઠંડા પહોરની ગપ ઠોકી મુદ્દાની વાત વિશે પૂછયું.

" તમે શા માટે ગભરાવ છો ? મેં આશરે બે ત્રણ હજાર રૂપીઆ લઇ લીધા છે." ગોરાણીએ જણાવ્યું.

" શું સાચું કહે છે મારા જાને જીગરમંદ ? " છબીલદાસે ઉમળકાથી તેને પુનઃ આલીંગન આપતાં પૂછયું.

" હા, બધું તૈયાર છે. માટે તમે તૈયાર થઇ મારા મકાને આવો. હું તમારી રાહ જોઇ રહીશ. આવતાં પહેલાં સાંઢણી ભાડે કરતા આવજો. "

" એતો હું બરાબર કરતો આવીશ. તમે તૈયાર થઇ રહેજો. હું બરાબર બાર વાગે હાજર થઇશ. "

છબીલી ત્યાંથી નીકળી ઘેર આવી. આજે તેના આનંદનો પાર ન્હોતો. તેણે અતી ઝડપથી તૈયારી કરવા માંડી. કપડાં અને જોઇતાં વાસણોનું પોટલું બાંધ્યું. છેવટે બાર વાગ્યા. છબીલદાસ હાજર થયો. છબીલીએ મ્હોરોની થેલીયો છબીલદાસને સોંપી. સાંઢણી નગરની બહાર ઉભી રખાવી છે માટે ચાલો એમ કહી છબીલદાસે ચાલવા માંડયું. છબીલી પણ માથે ગાંસડો ઉપાડી તેની પાછળ ચાલી. ઘરના ઉંબરપર પગ મૂકતાંજ મથુર સામેથી આવતો જણાયો. છબીલદાસ; પાછા આવો. કહી છબીલી પુનઃ ઘરમાં પ્રવેશી અને માથાપરની ગાંસડી ખૂણામાં મૂકી ઉભી. છબીલદાસ પણ પાછો આવ્યો. મથુર ઘરમાં આવ્યો. તેણે છબીલદાસ અને છબીલી તરફ વારાફરતી જોયું. સઘળો રંગ કળી ગયો. મથુર ઉમ્મરે નાનો હતો; પણ સઘળું સમજ્યો, બન્નેનો વિચાર જાણ્યો. તેના ગુસ્સાનો પાર

રહ્યો નહિ. તેની આંખ્યો લાલચોળ બની. તેણે મોટા અવાજથી છબીલીને ધમકાવવા માંડી. આ પળેજ છબીલદાસે પાછળથી મથુરને ગરદનમાંથી પકડ્યો અને ગજવામાંથી એક નાની ડબ્બી કાઢી મથુરના નાક આગળ ધરી. મથુરે ચીસો પાડવા માંડી. છબીલીએ હાથ વતી મથુરનું મુખ દબાવ્યું. મથુર બોલી શક્યો નહિ. તેણે ઘણુંએ તરફડીયાં માર્યાં; પણ છબીલદાસે મજબૂત પકડેલો હોવાથી છૂટી શક્યો નહિ. છેવટે દવાની અસરથી મથુર બેભાન બન્યો. બન્નેએ તેને ઉંચકી ઓરડા વચ્ચે ગોદડી પાથરી તેપર સૂવાર્યો. ઓરડાનું બારણું ખાલી બંધ કરી બન્ને બહાર નીકળ્યાં. છબીલદાસ પ્રથમ આગળ નીકળી ગયો, તે પછી થોડીવારે છબીલી ઘરને સાંકળ દઇ તેની પાછળ ગઇ. બન્ને મળ્યાં અને નગર બહાર નીકળી સાંઢણી પર બેઠાં. સાંઢણી બન્નેને પીઠપર લઇ તીરવેગે ઉપડી. જોતજોતામાં બન્ને ઘણે દૂર નીકળી ગયાં.

## પ્રકરણ ૧૪ મું.

### અતી લોભનું પરીણામ.

" લોભી લોભ નહિ જો કરે, તો ધૂતારા ભૂખે મરે. "

"આ કહેવત શું ખરી હશે ? પેલો ગોર રૂપીઆની ગાંસડીયો લઇ ડંકા શેઠના મકાને આવ્યો. ડંકા વંકાએ લાલનને સારી રીતે ભણાવી મૂકી હતી. વેલો બીજીવાર ગાંસડીઓ લેવા ગયો તે પછી ડંકાએ લાલનને કહ્યું. " જો આજે છેલ્લો દિવસ છે. આટલા દિવસની મહેનતનું પરીણામ આજેજ

રવાનું છે. આજેજ લોભીયાના ધનથી આપણે તવંગર બનીશું
। અહિંથી નીકળી જઇ બીજા નગરમાં નિવાસ કરીશું. માટે
ળજે. ટીલવો કંઇ જાણી જાય નહિ. તેને ખૂબ આનંદમાં
જે."

"અરે મને કંઈ પણ શીખવાડવું પડે એમ નથી. તમે તમારે
કર રહો." લાલને કહ્યું.

"તે બીજીવાર રૂપીયા લઇને આવે; તેની ગાંસડીયો વંકા સાથે
ી આપજે અને તે લોભીયાને જણાવજે કે આ મુનીમ સોનાની
લેવા જાય છે અને તે લઇ આવે ત્યાં સુધી અહિં બીરાજો.
પાસે ભજન-બજન ગવરાવજે અને અહિંજ બેસાડી મૂકજે.
ામાં તો અમે ઘણે દૂર નીકળી જઇશું."

"મારે ક્યાં સુધી અહિં રહેવું?"

"સાંજ પડે ત્યારે ફરવા જવાનું નામ દઇ તારે પણ નીકળી
વું."

"આ મકાન વાળાને ભાડું ચૂકાવી દીધું છે?" લાલને પૂછ્યું.

"હા, ગઇ રાત્રેજ સઘળું બરાબર કર્યું છે."

"મકાનનો કબજો ક્યારે સોંપવાનો છે?"

"આજ રાત્રિએ ઘરનો માલીક તેની મેળેજ આવી મકા-
કબજો લઇ લેશે. તારે તેને મળવાની અગર ખબર આપ-
કંઈ જરૂર નથી. તારે તો મેં જણાવેલા વખતે પસાર થઇ
ું."

"મારે ક્યાં આવીને તમને મળવું?"

"આ નગરની દક્ષિણ દિશાએ સાત ગાઉ પર ગામ આવેલું
ામનું નામ શેખપૂરા છે. ત્યાં મુળચંદ મોરબીવાળો કરીને
એક બાઇબંધ રહે છે. તારે તે ગામમાં આવવું."

"પણ હું ત્યાં સુધી કેવી રીતે આવી શકીશ? મારાથી શી રીતે ચલાશે?"

"એની પણ મેં વ્યવસ્થા કરી રાખી છે. બરાબર પાંચ વાગે તને ગાડી વાળો બોલાવવા આવશે."

આ વખતેજ ઘેલો બીજી ગાંસડીયો ઉપાડી ત્યાં આવ્યો. ડંકા અને લાલન સાવધ થયાં. ડંકાએ પૂજ્યભાવે ગુરૂ દેવ સામે જોઇ કહ્યું, "પધારો બાપજી. આજે તો તમને ઘણી મહેનત ઉઠાવવી પડી?"

"શું કરૂં મહેરબાન? મને જે મહેનત પડી છે તે હું જાણું છું કે મારો ભગવાન જાણેછે. આ કરમચંડળ રાજાના લીધેજ મારે દુઃખી થવું પડયું છે અને તમને પણ દુઃખી કરવા પડયા છે." ઘેલાએ ગાંસડીયો બાજુપર મૂકી નીચે બેસતાં કહ્યું.

"મહારાજ! સમય બારીક આવ્યો છે. રાજાની બુદ્ધિ બગડે ત્યારે જરૂર નવાજુની થાય." ડંકાએ કહ્યું.

"એ તો શાસ્ત્રનો સીદ્ધાંત છે કે રાજાનું દિલ ચોરાય તો જમીનનો રસ-કસ જાય, પ્રજા નિર્માલ્ય બને. રાજાને પ્રથમતો લાભ થાય પણ પરીણામે ઘણુંજ અનિષ્ટ થાય અને રાજાને સદાય પસ્તાવાનું થાય."

"રાજાના પાપેજ આપણને આ મુશીબતમાં તથા નુકશાનમાં ઉતરવું પડયું છે."

"સત્યાનાશ જજો એ રાજાનું." ઘેલાએ ઉભરો ઠાલવ્યો.

"મહારાજ! બધા રૂપીઆ મ્હોરો લાવ્યા છો કે કંઇ બાકી રાખ્યું છે?" લાલને પૂછ્યું.

"ઘરમાં ઝેર ખાવાને એક રાતી દમડી પણ રાખી નથી.

બધું લઇ આવ્યો છું. ભગવાન તમારૂં ભલું કરજો કે આ બ્રાહ્મણને આશરો આપ્યો. અરેરે! મારે લીધે તમને પણ કેટલું કષ્ટ ?" ઘેલાએ વિવેક વાપર્યો.

"બાપજી! જો કે આમ કરવામાં અમને પણ નુકશાન છે. સોનાના ભાવ અત્યારે વધી ગયા છે. અમે સોનું ખરીદ્યું ત્યારે બહુજ હલકાભાવે હતું. જો આ વખતે સોનું વેચીએ તો બમણો લાભ મળે. પણ તમે અમારા પૂજ્ય ગુરૂ થયા એટલે તમને અસલજ ભાવે આપવું પડશે. બાકી જો તમારી જગાએ બીજો કોઇ હોત તો ચાલુ ભાવેજ આપત. અરે કદાચ ચોકખી ના પણ પાડત."

"આપની કિરપાને માટે સદાકાળ ઉપકારીછું ભગવાન આપનો જય કરો. આપતો દાનેશ્વરી કરણ અને માંધાતા જેવા છો. આપનો વંશ વધો. આ બ્રાહ્મણની આશિષ છે કે આ વર્ષમાંજ મારાં આ બાઇ સાહેબનેચઢતો દિવસ થજો."

ડંકાએ તીરછી નજરે લાલનની સામે જોઇ હાસ્ય કર્યું. લાલ. ને વક્રનેત્રે ઘેલા સામે જોયું. ડંકાએ વાત બદલવા કહ્યું, "મહારાજ! મારા બાપ દાદા અસલથીજ હડહડતા વૈશ્નવો હતા. અમે તેમનાં સંતાન. અમે અમારો ધર્મ કેમ ભૂલીએ? ધર્મ ભૂલવાથીજ આ દેશની દુર્દશા થઇ રહી છે. પણ ધર્મ સંભાળવાથી અમારે તો લીલા લ્હેર છે. અમે બ્રાહ્મણોને તો દેવસમા માનીએ છીએ. અરે કદાચ બ્રાહ્મણોને માટે જીવ આપવો પડે તો પણ પાછા હઠીએ નહિ."

"આપ ભાગ્યવાન છો. પુણ્યતેજ આપના લલાટ પર પ્રકાશી રહ્યું છે. તમે અને શેઠાણી સદા સુખી રહો દીર્ઘાયુ થાવ. તમારા જેવું પવિત્ર પરોપકારી જોડું આખી દુનિયાંમાં ક્યાંઇ નથી. તમારા જેવા પુણ્યશાળીઓના લીધેજ આ હડહડતા કલજુગમાં પૃથ્વી

પાપીઓનો ભાર ઝીલી ટકી રહી છે. બાકી જો બધાય એક સરખા પાપીઓ હોત તો ક્યારની એ આપૃથ્વી ફાટીને આખી દુનિયાંને ગળી ગઈ હોત."

"મહારાજ ! તમારૂં કહેવું ખરૂં છે. પણ આ જમાનામાં અમારા જેવા પવિત્ર-ધર્માત્માઓનેજ ઘણું દુઃખ વેઠવું પડે છે. ધર્મીને ઘેરજ ધાડ આવે છે."

"ખરૂં છે. કહ્યું છે કે કસાઇને ઘેર કુશળ. શેઠજી ! આમાં ભગવાનની પણ કંઇક ભૂલતો ખરી."

"હેં ! તમે આ શું કહો છો ? ભગવાનની ભૂલ આપણાથી કાઢી શકાય કે ? અરેરે ! તમે બ્રાહ્મણદેવતા થઇને આ શું બોલ્યા ? ભગવાનતો દયાળુ છે. ભીડભંજન છે. દુષ્ટોનો મદ ઉતારનાર હોવાથીજ તે મધુસુદન કહેવાય છે. પવિત્ર જનોને દુઃખ આપવામાં તેમની દયાજ રહેલી છે. જો ભક્તની કસોટી ભગવાન ન કરે તો કોની કરે ? માટે પ્રભુ સદા સારૂંજ કરે છે."

ઘેલો મનમાં પસ્તાયો અને પછી બોલ્યો; "શેઠજી ! હું પણ સારી રીતે સમજું છું કે ભગવાન સર્વદા કૃપાળુજ હોય છે અને તે કારણથીજ લોકો તેમને કૃપાનિધાન અને દયાનિધાનના નામથી સંબોધે છે. ભક્તોની કસોટીમાં કંઇક ઉંડું રહસ્ય રહેલું હોય છે. પણ આ પડેલા દુઃખથી અને રાજાની બુદ્ધિ બ્હેર મારી જવાથી મારી તામસ પ્રકૃત્તિમાં કંઇક વૃદ્ધિ થઇ અને તેથીજ મારાથી બોલાઇ જવાયું કે ભગવાનની પણ ભૂલ છે. બાકી મારૂં મનતો અરીસા જેવું નિર્મળ અને સાત્વીક વૃત્તિથી ભરપૂર છે."

"બ્રાહ્મણો સદા સાત્વીક વૃત્તિનાજ હોવા જોઇએ. જે બ્રાહ્મણ તામસ પ્રકૃત્તિનો હોય તે બ્રાહ્મણજ નથી."

" બરાબર છે; આપનું કહેવું અક્ષરે અક્ષર ખરૂં છે. "

" લ્યો ગુરૂદેવ હવે હું રજા લઉં છું. "

" કઇ તરફ પધારશો ? " બ્રાહ્મણે પૂછયું.

" દુકાન તરફ, ત્યાં જઇને બધી વ્યવસ્થા કરૂં ને ? "

" હજુ કેટલું સોનું બાકી રહ્યું છે ? "

" સોનાનાં ત્રણ અને મોતી જવાહીરનાં બે મળી પાંચ વ્હાણતો જાવા તરફ રવાના થઇ ગયાં છે. બાકી એક વ્હાણ ભરાય એટલી સોનાની પાટો પડી છે. તેમાંથી તમારા માટે કાઢી લઇ બાકીની પાટો આજે રવાના કરી દઇશું. "

" ત્યારે તો બે ચાર દિવસમાં તમે ઉપડી જશો નહિ વારૂ ? "

" જરૂર. અમારે હવે જવું જોઇએ. વધારે દિવસ રોકાવાથી નાહક રાજાની સાથે અથડામણમાં આવવું પડે. " ડંકાએ ખુલાસો કર્યો.

" આ ગાંસડીઓ લેતા જાવ છો ને ? "

" હમણાં મુનીમ આવીને લઇ જશે. હું દુકાને જઇને તરતજ મોકલું છું. "

" ઠીક ત્યારે હું પણ ઘેર જાઉં છું. " ઘેલાએ કહ્યું.

" શું કરવા ? " શેઠે પુછયું.

" ત્યારે અહિં શું કરૂં ? "

" પાટો લઇનેજ ઘેર જજો. "

" કેટલી વાર થશે ? "

" હુંતો હમણાંજ મોકલી આપું પણ દિવસના લઇ જવામાં સલામતી નથી. વળી આજે મેં એમ પણ સાંભળ્યું છે કે આજે આખા ગામમાં-શ્રીમંતોના મકાનમાં એક સાથેજ તપાસ થવાની છે. માટે તમે આજે દિવસના ઘેર નહિ જતાં સાંજનાજ જશો. "

ઘેલાએ ગભરાઇને પૂછ્યું, " તપાસ ક્યાં સૂધી ચાલશે ? "

" પાંચ વાગ્યા સૂધી. "

" ઠીક. ત્યાં સૂધી હું અહિંજ રોકાઇશ. પણ મારી પાટો ક્યારે આવશે ? "

" બરાબર બે વાગે. "

" કહોતો હું દુકાને આવું ? "

" તેમ કરતાં તમને કોઇ અમલદારે રસ્તામાં જોયા તો ? તમારી ગેરહાજરીથી તમારે ઘેર તે લોકોનાથી તપાસ થઇ શકશે નહિ. પણ જો તમે હાજર છો એમ જણાતાં કાયદાની ત્રીજી કલમ પ્રમાણે ગુન્હેગાર ગણાશો. કારણકે એક કલાક ઉપરજ ઢંઢેરો પીટાવી જાહેર કર્યું છે કે આજે પૈસાવાળાઓ અને બીજાઓના ઘરમાં ધનની તપાસ થશે. તે વખતે સઘળાએ ઘેર રહેવું. આ ઢંઢેરો જાહેર થયા પછી જે કોઇ બહાર નીકળી જશે અને સરકારના તપાસના કામમાં ઢીલ થશે તેના જોખમદાર એવા માણસો છે અને કાયદાની ત્રીજી કલમ પ્રમાણે ભયંકર શીક્ષાને પાત્ર છે. "

" શું આવો ઢંઢેરો જાહેર થયો છે ? "

" હા. "

" અફસોસ. ત્યારે તો મારે આખો દિવસ અહિંજ રોકાઇ રહેવું પડશે ? "

" એમાં શું ફિકર છે. શેઠાણી મકાને છે ને ? તેમની સાથે આનંદ કરજો. શેઠાણી બીજી બાયડીઓની માફક છાની માની બેસી રહે એવી નથી. તમારી સાથે હસીને વાતોજ કર્યા કરશે. પણ પ્રભુ? સંભાળજો. એકાન્ત બુરી છે. તમે અને શેઠાણી જોકે પવિત્ર માણસો છો; પણ કદાચ પેલા શૃંગીરૂષી અને અપસરા જેવો ઘાટ ના થઇ જાય. "

ઘેલો ગભરાયો અને બોલ્યો; " શેઠાણીતો મારાં બ્હેન-દિકરી જેવાં છે. "

" એનીતો મને સંપૂર્ણ ખાત્રી છે. હુંતો તમારી અને શેઠાણીની મજાક કરૂં છું. જુઓને આવું કહ્યું તેથી શેઠાણીનું મુખ કેવું અમાવાસ્યા જેવું બની ગયું છે ? "

ઘેલાએ શેઠાણી સામે જોયું. એ તકનો લાભ લઇ ડંકા લાલનને છૂપી ઇસારત કરી ત્યાંથી ચાલતો થયો. ડંકાના ગયા પછી લાલને કહ્યુ. " મહારાજ ! સવારના કંઇ નાસ્તો કરીને નીકળ્યા છો કે એમજ ? "

" હું સવારમાં નાસ્તો કરતોજ નથી. સ્નાન-સંધ્યા કર્યા પછી ભિક્ષાર્થે નીકળું છું અને પછી મધ્યાન્હે જમી લઉં છું. "

" ત્યારે આજ શું કરશો ? "

" આપવાસ ખેંચીશું. "

" અરે એમતે બને ? આ ધનપતિના ઘરમાં આવી અપવાશ કરાય ? "

" ઘેલો મૌન રહ્યો અને મનમાં ખુશી થતાં બોલ્યો; " આપની કૃપા હશેતો કાચું-કોરૂં ખાઇ ચલાવી લઇશ. "

" નહિ, તમે રસોઇ બનાવો; આપણે બન્ને જમીશું. રાંધતાં આવડે છે ને ? "

" હા, બ્રાહ્મણને રાંધતાં આવડવુંજ જોઇએ. કલમ-કડછી અને બરછીની વિદ્યા જાણે એજ બ્રાહ્મણ. બા સાહેબ ! આપ મને સીધુ સામાન કાઢી આપો. હું ફક્કડ રસોઇ બનાવી દઇશ. શેઠ જમવા પધારશે ને ? "

" ના, શેઠને આજે મંગળવાર છે એટલે સવારમાં એકજ

વખત ફળાહાર કરે છે. તે મુજબ સવારમાં ફળાહાર કર્યો છે. જમનાર આપણ બેજ છીએ. ”

લાલન ઉભી થઇ અને ઘેલાને રસોડા તરફ લઇ ગઇ. ઘેલાએ ચૂલો—સઘડી ચેતાવ્યાં. લાલને સીધુ સામાન કાઢી આપ્યું. રસોઇમાં હોંશીયાર ઘેલાભટે રસોઈ બનાવવા માંડી. શેઠાણીએ મિષ્ટાન્ન બનાવવાનું સૂચવ્યું હતું. ઘેલો આનંદથી રસોઇ બનાવવા લાગ્યો. લાલન તેની પાસે બેસી વિવિધ વાતો કરવા લાગી. બપોર થતાં રસોઇ તૈયાર થઇ. શેઠાણી પાટલા પર બેઠાં. ઘેલાએ તેમની આગળ થાળ પીરશી મૂક્યો અને પછી પોતે જમવા બેઠો. બન્નેએ આનંદથી જમી લીધું. બાદ ઘેલાએ દિવાનખાનામાં આવી પાન સોપારી ખાધી. શેઠાણી હિંચોળાખાટ પર બેઠાં. એવામાંજ વંકો ત્યાં આવ્યો. તેને જોતાંજ શેઠાણી બોલ્યાં; “ લ્યો મુનીમજી પણ આવી પહોંચ્યાં. કાં જમીને આવ્યા છો કે એમજ ? ”

“ જમીને આવ્યો તેથીજ વાર લાગી. ”

“ શેઠની પાસે થઇને આવ્યા કે બારોબાર ? ”

“ દુકાનપર શેઠજીને મળીનેજ અહિં આવ્યો છું. શેઠ સાહેબે આ મહારાજના રૂપીઆ મંગાવ્યા છે. ”

“ આ રહ્યા લઇ જાવ. ” ઘેલાએ ઉભા થઇ બે ગાંસડીયો વંકાને સ્વાધિન કરી.

વંકાએ ગાંસડીઓ લઇ ત્યાંથી ગમન કર્યું. બાદ શેઠાણીએ મહારાજને આડા થવાનું સૂચવ્યું. મહારાજ ગાદીપર આડા પડયા. પાસાં ઘસ્યાં પણ ઉંઘ આવી નહિ. સોનાની પાટોના વિચાર તેમના મનમાં થઇ રહ્યા હતા. કયારે શેઠ પાટો મોકલાવે અને હું ઘેર જાઉં એમ તેના મનમાં થઇ રહ્યું. સોનાની પાટોમાં તેનો જીવ

ગુંથાઇ રહ્યો હમણાં આવશે. મુનીમ ગણી રહ્યો હશે. ગાંસડી બાંધતો હશે વગેરે તર્કવિતર્કના ઉછાળા તેના મગજમાં મારી રહ્યા હતા. લગીર ખખડાટ થતાં તેને મુનીમના પાછા આવવાના ભણકાર વાગતા હતા. છેવટે સાંજ પડવા આવી. હજી પણ મૂનીમ સોનાની પાટો લઇને આવ્યો નહિ. ઘેલાએ ઉભા થઇ બારી બહાર જોયું. રસ્તો જન શૂન્ય હતો. દિવસ ખાવા ધાય એમ લાગતો હતો. ઘેલાની ડાબી આંખ ફરકવા લાગી. વિચાર અને શંકા પ્રતિપળે વધતી ચાલી. હજી મૂનીમ કેમ નહિ આવ્યો હોય ? શું કંઇ બીજા કામમાં રોકાયો હશે ? દુકાનમાં સરકારની જપ્તીતો નહિ આવી હોય ? જો એમ થયું તો પૂરા ભોગ મળ્યા સમજવા. શેઠજી સાથે મારા નાણાં પણ જશે. એ પ્રભુ ! ગરીબના બેલી ! આ દીન બ્રાહ્મણને બચાવજે. જો હેમ ખેમ મારી સોનાની પાટો આવી જશે તો સત્યનારાયણ ભગવાનની કથા કરાવીશ. ઓલીયાપીર અને ભવાની માતા આગળ નાળીએર વધેરીશ. ” ઘેલો મન સાથે આમ બોલી રહ્યો હતો.

શેઠાણી પણ બપોરા ગાળીને ઉઠયાં હતાં અને એક સુશોભિત ઓરડામાં પ્રવેશી વદનને શોભાવી રહ્યાં હતાં. ઘેલો શેઠાણીની પાસે ગયો. શેઠાણી માથું હોળતાં હતાં. ઘેલાને જોતાંજ તેમણે કહ્યું, “ કાં મહારાજ ! સારી રીતે ઉંઘ લીધીને ? ”

“ સારીતો નહિ; પણ ઠીક ઉંઘ્યો. ”

“ કેમ કોઇએ જગાડયા ? ”

“ ના, પણ નિરાંતથી ઉંઘ્યો નહિ. ”

“ તેનું કારણ ? ”

“ મનની ભ્રમણા. ”

"શી ભ્રમણા થતી હતી ?"

"આ બધી ઉથલ પાથલની. ઉંઘમાં પણ એજ વિચાર. શું કરીએ બાસાહેબ. મહામુશીબતે પેટે પાટા બાંધીને એ પૈસા એકઠા કર્યા અને હવે આવી રીતે સરકાર લઇ લે ત્યારે કેટલું દુઃખ થાય ? મને ઉંઘમાં પણ આજ વિચાર થયા કરતા હતા."

શેઠાણીએ હશીને કહ્યું; "મહારાજ ! તમારે હવે શા માટે ચિંતા કરવી જોઇએ. સમજી લ્યોકે તમારાં નાંણાં ઠેકાણે થયાં."

"હાસ્તો. તમારી કૃપાથી નાણાંનો બંદોબસ્ત થઇ ગયો અને હવે સોનાની પાટો આવે કે તરત બહાર ગામ જતો રહું એટલે જાણે ગંગા ન્હાયા."

"એમ પણ થશે. ગભરાશો નહિ."

"હું કયાં ગભરાઉ છું બા સાહેબ ? પણ......" ઘેલો બોલતાં અટક્યો.

"કેમ પણ કહીને અટકી ગયા ?"

"કંઇ નહિ. એતો સ્હેજ." ઘેલાએ કંઇક હસતાં પણ મનમાં ઉંડી ચિંતાથી કહ્યું.

"અરે સ્હેજતો હોય ?"

"મને અવનવા વિચારો થયા કરે છે ?"

"શું ?"

"મુનીમને આવતાં કેમ વાર લાગી હશે ?" ઘેલાએ પૂછ્યું.

"આ ઉડાઉડના સમયમાં દુકાને પણ કામકાજ વધારે. વળી અમારે પણ સઘળું કામકાજ આટોપી ઉપડી જવાનું એટલે મુનીમને વાર લાગી હશે."

"હું પણ એમજ માનું છું; પણ રાંડની વિચિત્ર શંકાઓ મને સતાવી રહી છે."

" શું ? " શેઠાણીએ સ્થિર નેત્રે ઘેલાની સામે જોઈ કહ્યું.

" સરકાર ગાંડી બની છે. તેને પૈસાનો લોભ વધ્યો છે. કદાચ દુકાને તપાસને અર્થે જપ્તી આવી હશે તો ? "

" એમ બનેજ નહિ. રાજ્યના મોટા અમલદારોનાં મુખ પૈસાથી દાબેલાં છે. નાના અને મોટા અમલદારો અમારા ગુલામ છે. તે લોકોએ જ અમને કામ આટોપી ઉપડી જવાની ખાનગી ચેતવણી આપી છે."

" ત્યારે તો મને પણ શાન્તિ વળી."

" મહારાજ! તમારે બિલ્કુલ ગભરાવું નહિ. "

આવી રીતે વાતચિતમાં ઘણો વખત વિત્યો. ચાર વાગ્યા. ઘેલો અકળાયો, અને બોલ્યો; " હું દુકાને ખબર કાઢી આવું ? "

" તમારી મરજી. પણ ધારો કે કદાચ તમને કોઇ સરકારી માણસે જોયા તો તમારી શી દશા ? "

" હા મારૂં બેટું, એ પણ ખરૂં. "

" ત્યારે અકળાવ છો શા માટે ? મુનીમ હવે આવવો જોઇએ. "

" મારે ઘેર બધાં ચિંતા કરતાં હશે. "

" હું આ પળેજ એક નોકરને તમારા ઘેર મોકલી ખબર કહેવરાવું છું કે ઘેલા મહારાજ રાત્રે ઘેર આવશે. "

" ના, કંઇ કહેવરાવવાની જરૂર નથી. " ઘેલો પુનઃ શાન્ત થઇ બેઠો.

એવામાં નીચેથી અવાજ આવ્યો; " શેઠાણી સાહેબ અંદર છે કે ? "

"હા, કોણ હશે ?" શેઠાણીએ કોમળ અવાજે જવાબ
બારી બહાર ડોકીયું કર્યું. ગાડીવાળો ગાડી જોડી લાવ્યો
શેઠાણીએ પૂછ્યું, "કેમ ફરવા જવાનો વખત થયો ?"

"હાજી, આપ પધારો એટલીજ વાર છે."

"ચાલ હું આવું છું. ગાડી ફેરવીને ઉભી રાખ." શેઠા
ગાડીવાળાને સૂચના આપી ઘેલા પ્રત્યે કહ્યું. "મહારાજ!
ફરવા જવાનો સમય થયો. તમે સુખેથી અહિં બેસજો. હું
આગળ થઇને જ નીકળું છું અને મુનીમને તરત પાછો મોકલું

"બહુ સારૂં. આપ પાછાં ક્યારે પધારશો ?"

"સંધ્યાકાળે."

"ઠીક, પધારો અને મુનીમને જલ્દી મોકલો."

"મુનીમ આવે ત્યાં સૂધી મકાનની સંભાળ રાખજો."

શેઠાણી હંશગતીએ ચાલતાં અને મુખપર વારંવાર સુગ
ક્ત રૂમાલ ફેરવતાં નીચે ઉતર્યાં. મકાન આગળજ ગાડી ઉભી
શેઠાણી ગાડીમાં ચઢી બેઠાં. ગાડીવાળાએ ગાડીને પડદાથી ઢાંકી
પછી ગાડીને ઉતાવળથી હાંકી. ઘેલો બારીએ ઉભો હતો.
દેખાતી બંધ થઇ. ઘેલો ગાદીપર બેઠો. મોટા મકાનમાં ઘેલો
માફક એકલોજ બેસી રહ્યો. તેને કોઇ પણ જાતનો વ્હેમ
થયો નહિ. પૈસાના વિચારમાં આ લોભીયાને એટલું પણ
કરવાનું ન સૂઝ્યું કે શેઠના બીજા નોકરો મકાનમાં કેમ નથી
આતુરતાથી મુનીમની રાહ જોઇ રહ્યો. વારંવાર બારી બહાર
અને પછી નિરાશ થઇ ગાદીમાં પડતો. સાંજની પૂર્ણાહુતી
આવી. અંતે સંધ્યાકાળ પણ થઇ. મુનીમ ન આવ્યો ?
હશે ? નક્કી કંઇ નવાજુની થઇ હશે ? મારે શું કરવું ? શેઠ

આવ્યા વિના બહાર પણ શી રીતે જવું ?" આમ શોચતો ઘેલો વ્યથિત મને બેસી રહ્યો. રાત્રિ પડી. નવ વાગ્યા. ઘેલાએ ઉઠીને દીવો સળગાવ્યો. શંકાના મોજાં તેના હૃદય સમૂહમાં ઉછળવા લાગ્યાં. ઘેલો ગભરાયો. એવામાંજ નીચેથી એક રૂષ્ટ પુષ્ટ માણસ ઉપર આવ્યો. આ માણસ જાતનો ભૈયો હતો. દેખાવમાં ભયંકર હતો. બગલમાં જાડો ડંડો મારેલો હતો. ઘેલો તેના સામે સ્થિરનેત્ર જોઇ રહ્યો. ભૈયાએ કહ્યું; "તુમ કયોં યહાં ઠહરા હો ?"

"કેમ વારૂ ?" ઘેલાએ ગભરાટથી પૂછયું.

"તુમ કોન હો ?"

"બ્રાહ્મણ."

"કયોં બેઠા હૈ ?"

"શેઠાણી સાહેબ આવે ત્યાં સૂધી મને અહિં બેસવાની આજ્ઞા થએલી છે."

"કૌન શેઠાની ?"

"આ મકાનની માલીક."

"કયા લાલન શેઠાની ?"

"હા."

"અરે કમબખ્ત ! ઓ તો કબકી ચલી ગઇ. તું કોઇ દિવાના હૈ કે ઉનકું શેઠાની સમજતા હૈ. વો શેઠાની નહિ."

"ત્યારે ?" ઘેલાએ ધ્રુજતાં પુછયું. તેના શરીરમાંથી કંપારીઓ વછુટવા લાગી.

"નગરશેઠાની."

"એટલે ?"

"રામજની."

" ઓય બાપ? અને પેલા શેઠ ? "

" કૌન ઢંઢા-વંકા ?

" હા. "

" ઓ શેઠ નહિ થા. "

" ત્યારે કોણ મુઆતો ? " ઘેલાએ ગભરાઇને પૂછ્યું. સમસ્ત શરીરે પસીનો વળ્યો.

" ચીનકા શાહુકાર, બડા બદમાસ; ઉજલા ઠગ. "

" ઓ મારા બાપ ? હાય ખાધી ધાપ. ઓ ભૈયાજી બ કહેતો ખરા કે આ મકાન તેમનું છે કે કોઇ બીજાનું ? " ઘે કપાળ પર જોરથી હાથ પછાડી પૂછ્યું.

" એ મકાનકા માલીક તો રામગુલામ મારવાડી હૈ. ઠ ભાડે રકખા થા. કલ રાતકુ આઠર ભાડા ચૂકાયા અને બોલ કલ હમ હમારા દેશ જાનેવાલા હૈ, ઇસ લીએ તુમ રાતકો નવ આકર તુમ્હારા મકાન સમાલ લેના, ઓ લોક ચલે ગયે મય ઇસિ બખ્ત મકાનકુ તાલા લગાને લીએ આયાહું. "

" ઓ મારા બાપરે. " ઘેલાએ પોક મૂકી. તેના માથે ટુટી પડે એમ થયું. ભૈયો પણ ગભરાયો. તેણે પૂછ્યું; " ભ તુમ કાયકુ રોતાહૈ ? "

" મરી ગયોરે બાપ. " ઘેલો વધુ નહિ બોલતાં મે આક્રંદ કરવા લાગ્યો.

" ક્યા હુવા ? બોલતો સહિ ? "

" મારૂં નશીબ ફુટી ગયું. હું લુંટાયો-ભીખ માગતો મારા રૂપીયા-મારી મ્હોરો, ઓ બાપ. ખાધી પૂરી ધાપ. મારા ભગવાન. હાય. શું કરૂં? ક્યાં જાઉં ? " ઘેલાએ માથું

માંડયું. ભૈયાને દયા આવી. તેણે ઘેલાનું શાન્તવન કરવા માંડયું. ઘેલાએ રડતાં-રડતાં બધી વાત ભૈયાને કહી. ભૈયોતો સ્તબ્ધજ બન્યો અને બોલ્યો કે, " ભાઇ અબ રડનેસે કયા ફાયદા. તુમ મેરી સાથ શેઠજીકી પાસ ચલો. "

ઘેલો અને ભૈયો નીચે ઉતર્યા. ભૈયાએ મકાનને તાળું લગાવ્યું. બન્ને રામગુલામ મારવાડી પાસે આવ્યા. ભૈયાએ તમામ વાતથી શેઠને જાણીતા કર્યા. શેઠના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તેમણે ઠપકાના રૂપથી ઘેલાને કહેવા માંડયું; "તમે તમારી આખી જીંદગીથી આ નગરમાં રહો છો. તમે ઘણીવાર આ તરફ પણ આવ્યા હશો. છતાં તમારી અક્કલ કેમ બ્હેર મારી ગઇ કે તમે એ નામધારી શેઠની કંઇ પણ તપાસ કરી નહિ ? તમે તે લોકોમાં વિશ્વાસ મૂકતાં વિચાર કર્યો હોત, કોઇને પૂછયું હોત અગર સલાહ લીધી હોત તો તમારે ભીખારી થવાનો આ વખત ન આવત. તે લોકો બડા ઉસ્તાદ હતા શેઠાણી ગુણકા હતી. ત્રણે જણાં લોકોને ધાપ મારી પૂરા દમામથી રહેતાં. મારૂં આખું મકાન ફરનીચર સાથે તેમણે ચાર મહિનાથી ભાડે રાખ્યું હતું. ભાડું ચારઘણું આપતાં. ભાડું હું મહિને-મહિને ચૂકાવી લેતો. આ પહેલાં તેઓ નગરની પાદરે હલકા લોકોના લતામાં રેહેતા. મહારાજ ! હું તમને ઓળખું છું. તમારી પાસે સારી મૂડી છે એમ મેં ઘણાંની પાસેથી સાંભળ્યું છે. તમે પૈસો એકઠો કરવામાં મહા પરીશ્રમ લીધો છે. તમને નગરનાં ઘણાં મનુષ્યો કંજુસ અને લોભી તરીકે જાણે છે. મહારાજ! અતીશય લોભ એ પાપનું મૂળ છે. કંજુસની કમાણી આખરે ધૂળ ધાણી થાય છે. જ્યાં લોભીયા વશે ત્યા ધૂતારા ભૂખે મરે નહિ. તમે અને તમારાં સ્રી-પુત્રે સંતોષથી ખાધું-પીધું હોત તો આ પરીણામ ન આવત.

કુદરત તરફથી જ તમને આ ફટકો પડયો છે. ઇશ્વરના ઘરનો આ ગયબી ઇન્સાફ છે. ”

શેઠનું કહેવું ઘેલો ધ્યાન પૂર્વ સાંભળી રહ્યો. શેઠના શબ્દો તેને બરાબર સમજાયા. તેની આંખ્યોમાંથી ચોધાર આંસુ વહેવા લાગ્યાં. તેણે ગળગળા અવાજે પૂછયું, “ શેઠજી ! હવે મારે શાં પગલાં લેવાં ? ”

“ તમે ગમે એ પગલાં લેશો; પણ હવે તમને તમારૂં ધન પાછું મળનાર નથી. ચોરની મા કોઠીમાં મોં ઘાલી રડે એ ઘાટ તમારો થયો. જો તમે રાજાને ફરીયાદ કરવા જશો તો ઉલ્ટા ધન સંતાડી રાખવાના ગૂન્હેગાર ગણાશો. વળી આ લોકો રાજાના મદદગાર હતા અને મોતીલાલ બંકાના ખાસ દોસ્તો હતા. માટે હવે પૈસાનું નામ મૂકી ઘેર જાવ. પ્રભુને ભજો અને મળી આવે તે પર ગૂજરાન ચલાવી સંતોષ માનો. ”

ઘેલો નિરાશ–હતાશ વદને શેઠની રજા લઇ ઘેર જવા નીકળ્યો. તેની આંખ્યોએ અંધારાં વળતાં હતાં. જગત શૂન્યકાર લાગતું હતું. પોતે ચાલતો હતો તેનું પણ તેને બરાબર ભાન ન્હોતું. આખરે તે ઘેર આવી પહોંચ્યો. ઘરની આગળ સાંકળ ચઢાવેલી હતી. તે ચમક્યો. રાંડ ક્યાં ગઇ હશે ? મથુરીયો ક્યાં મુઓ હશે ? એમ બબડતો ઘેલો સાંકળ ઉઘાડી ઘરમાં પ્રવેશ્યો. અંધારાના યોગે તેને ઠોકર વાગી. પડયો ઉઠયો અને દીવો સળગાવ્યો. ઘરના ઓરડામાં નજર ગઇ. મથુર બેભાન અવસ્થામાં ચતોપાટ પડયો હતો. ઘેલાને ધરતીકંપની માફક થયું. તેણે ચીસ પાડી મથુરનું માથું ખોળામાં લઇ કલ્પાંત કરવા માંડયું. પડોશીયો આવ્યાં. શું થયું, શું છે વગેરે પૂછવા લાગ્યાં. ઘેલાએ

મથુરની આ દશા વિશે પૂછ્યું. પડોશીઓએ અજ્ઞાતપણું જણાવ્યું. ઘેલાએ એક માણસને વૈદ્યને બોલાવવા દોડાવ્યો. વૈદ્ય હાજર થયા અને મથુરનું શરીર તપાસી તેમણે જણાવ્યું કે આને દવા સુંઘાડી બેભાન કરવામાં આવ્યો છે, સારૂં થયું કે વેળાસર મને બોલાવ્યો. જો અત્યારે મને ન બોલાવ્યો હોત તો સવાર સુધીમાં તો મથુરના રામ રમી જાત. આવું સાંભળતાંજ ઘેલાએ કારમી પોક મૂકી. " ઓ બાપ! ઓ મારા મથુર ! તને કયા દુષ્ટે ઝેર સુંઘાડયું બાપ. " ઘેલો મથુરના શરીર પર પડી બેફાટ રડવા લાગ્યો. વૈદ્યે તેને શાન્ત કરી મથુરને સાવધ કરવાનો ઉપચાર આરંભ્યો. એક કલાક મહેનત કરતાં મથુર સાવધ થયો. ઘેલાના જીવમાં જીવ આવ્યો. બરાબર બે કલાકે મથુર સંપૂર્ણ સ્વસ્થ થયો. વૈદ્યે તેને શીરો ખવરાવવાનું કહ્યું. પણ કંજુસના ઘરમાં ઘી-સાકર કયાંથી હોય ? ઘેલાએ પડોશી પાસેથી માગી આણી શીરો બનાવી મથુરને ખવરાવ્યો. વૈદ્ય પડોશીયો ઘેર ગયાં. બાપ દિકરો એકલા પડયા. મથુરે છબીલીના નાશી જવાના સઘળા સમાચાર જણાવ્યા. ઘેલાને માથે આભ ટૂટી પડયું. તેણે હૃદયદ્રાવક કલ્પાંત કરતાં ધન જવાની વાત મથુરને કહી. મથુર પણ સ્તબ્ધ બન્યો. તેની દિલગીરીનો પાર રહ્યો નહિ. હવે શું કરવું ? રાજાની પાસે ફરીયાદ જવું કે કેમ ? અને જવું તો શું કહેવું વગેરેના વિચારમાં બાપ દિકરો પડયા. છેવટે બન્નેએ મળી નિશ્ચય કર્યો કે રાજાની પાસે ફરીયાદ તો જરૂર કરવી અને જણાવવું કે આપની તીજોરીમાં રોકડ મીલ્કત આપી જવાનો હુકમ સાંભળી મેં દાટેલું ધન બહાર કાઢયું અને તેજ રાત્રે કોઇ હરામખોરો મારૂં તમામ ધન લેવા મારા ઘરમાં આવ્યા. હું જાગ્યો. હરામખોરો સાથે હાથો હાથ થયો;

પણ પરીણામે મને અને મથુરને તે લોકોએ માર મારી બેભાન બનાવ્યા અને પછી સઘળું ધન લઇ નાશી ગયા. આ લોકો જાણીતા હતા. ડંકા-વંકા અને છબીલદાસ હતા. વળી મારા ઘરની બાયડીને પણ સમજાવીને છબીલદાસ સાથે લઇ ગયો છે. વગેરે કહેવું. આમ નિર્ણય કરી બાપ દીકરો સૂતા અને સવાર પડવાની રાહ જોતા પથારીમાં પાસાં ઘસવા લાગ્યા.

## પ્રકરણ ૧૫ મું.

### રાજા કે રીપુ?

પ્રજા પાલક ભૂપતિ, સદા સુખી તે થાય,
પ્રજા પીડક પાપીનું, નીકળી નીકંદન જાય.

પ્રજા પીડનના પાપી કાર્યથી રાજા વ્હેમસિંહને સુખ ન્હોતું. તેનું મન સદા અસ્વસ્થ રહેતું. રાત્રે નિદ્રા પણ શાન્તિથી લઇ શકતો ન્હોતો. ભયંકર સ્વપ્નાં નિહાળતો. ચિત્ર વિચિત્ર ચમત્કાર જોતો. આમ છતાં પણ તે પાપાત્માની દુષ્ટ ઇચ્છાઓનો વિનાશ થયો ન્હોતો. વ્હેમસિંહ વિનાશના માર્ગ તરફ ઝડપથી ગતી કરી રહ્યો હતો. તેની બુદ્ધિનો લોપ થયો હતો. વિનાશકાળે વિપરીત બુદ્ધિનુસાર કાર્ય કરી રહ્યો હતો. પ્રજાપર નવા વેરા નાખ્યા. પ્રજાનું ધન લઇ લેવાની પાપ બુદ્ધિ કરી. પ્રજા ગભરાટમાં પડી. પ્રજાનાં માણુસો મરણીયાં થયાં. રાજ્ય કર ઉઘરાવનારાઓની સાથે ઝપાઝપી થતી. તેમાં બન્ને પક્ષનાં માણુસો મરતાં અને ઘવાતાં. અમલગઢમાં હમેશાં તોફાન ચાલી રહ્યું. એવામાં કેદી-

ચો છૂટયા. રાજાને છેલ્લી ચેતવણી મળી. રાજા અને તેના મતાનુયાયીએ ગભરાયા. છૂટા થએલા કેદીયોને પકડવા ઘણાએ પ્રયત્ન કર્યા; પણ સઘળા પ્રયત્ન નિષ્ફળ નીવડયા. પ્રજાજનો ખુલ્લે છોગે રાજ્ય કર્મચારીયોની સામે થવા લાગ્યા અને રાજાને ગાળો દેવા લાગ્યા. ઘણા લોકો નગરમાંથી નીકળી જઇ પ્રજાસૈન્યમાં જોડાયા. અમલગઢ સ્મશાનવત્ બન્યું. બળવાની ધાસ્તી ફેલાઇ રહી. બળવો ક્યારે ફાટી નીકળશે એની વિવિધ કલ્પનાએ થતી હતી. અમલગઢમાં દ્રવ્યની તપાસ ચાલી રહી હતી. ઘણા પૈસાપાત્રો ધન લઇ રાતની રાતે નગર ત્યાગી ચાલ્યા ગયા હતા. બીજી બાજુ વિજયકુમારની ધમાલ હતી. તેના ચઢી આવવાના ભણકારા પ્રતિપળે સંભળાઇ રહ્યા હતા. રાજા વ્હેમસિંહનો જીવ જોખમમાં હતો. તેનાથી નગરમાં ફરવા નીકળાતું ન્હોતું. તેની અને અમલદારોની માનસીક ચિંતાનો પાર ન્હોતો. પ્રજાના વધતા જતા તોફાનના કારણે શું પગલાં લેવાં તેનો વિચાર કરવાને રાજા વ્હેમસિંહે આજે મધ્યાન્હકાળે તેના રાજમહેલના એક ગુપ્ત દિવાનખાનામાં ખાનગી સભા ભરી હતી. સભામાં પ્રજા તરફનો એક પણ માણસ હાજર ન્હોતો. સઘળા સરદારો–અમલદારોજ હતા. રાજા વ્હેમસિંહ સર્વની સમક્ષ એક ઉચ્ચ આસને બેઠો હતો. સઘળા વિચારમાં હતા. ભાવી પરિસ્થિતીના વિચારથી સઘળાઓના મુખપર ઉદાશીનતા છવાએલી હતી. મોતીલાલ બંકાનું પણ મુખ ઉતરી ગયું હતું. તેને સઘળે નિરાશા જણાતી. ઘણીવાર ચૂપકિદી પથરાઈ રહી. રાજા સઘળાની સામે જોતો હતો. છેવટે રાજાથી ન રહેવાયું. તેણે બંકાને ઉદ્દેશી પૂછ્યું; " કેમ હવે શું કરવું ? "

" તેજ વિચાર કરીએ છીએ. ધનની તપાસ ચાલે છે પણ દ્રવ્ય હાથ લાગતું નથી. "

"કેટલાક લોકો પૈસા ટકા લઇ પસાર થઇ ગયા એ શું ખરી વાત છે ?" રાજાએ પૂછયું.

"હા, હરામખોરો રાત લઇનેજ નાઠા છે."

"બીજેથી ધન મળે છે ?"

"ના, આપણા માણસો જ્યાં જાય છે ત્યા રાજ વિરોધીઓ ખુલ્લા છોગ સામા થાય છે. વળી આપણા માણસો જાય એ પહેલાંજ ધન ઠેકાણે થઇ જાય છે. આપણા અમલદારો ધન મનાવવાને માટે લોકોને નરમાશથી વિનવે છે; પણ લોકો બતાવતા નથી. જ્યારે અમલદારો કડક થાય છે ત્યારે પ્રજા પણ સામે થાય છે અને પરીણામે મારામારીમાં બન્ને તરફનાં માણસો મરે છે અને ઘાયલ થાય છે."

"ખરેખર, આ નગરના લોકો ઘણા ભયંકર છે. આપણી જોખમદારી દરેક પળે વધતી જાય છે. એ લોકોને શી રીતે ઠેકાણે લાવવા ?" રાજા વિચારમાં પડયો.

"મહારાજ ! હવે તો ફક્ત એકજ ઉપાય બાકી છે." મોતીલાલે કહ્યું.

"શું ?"

"આખું નગર ઉડાવી મૂકો; તેમાં સઘળા રાજ્યદ્રોહીઓ પણ મરી જશે."

"પછી આપણે રાજ્ય કયાં કરવું ?"

"બીજા નગરમાં ગાદી લઇ જઇશું."

"ના, એમ નહિ. આપણા અમલદારોને હુકમ આપો કે જે પ્રજાજનો સામે થાય તેને તરત ગોળીથી વિંધી નાખવા. આપણો એક સિપાહી પ્રજાના હાથે મરે તેના બદલામાં પ્રજાના બે મરદ

ત્રણ સ્ત્રી અને ચાર બાળકોને ભર બજારમાં ઉભાં રાખી વિંધી નાખવાં. થોડા દિવસ આમ કરવાથી સઘળા ગભરાશે અને કાયદાને માન આપતા થઇ જશે."

"આ રસ્તો પણ ઠીક છે."

"ઠરાવ ઘડી કાઢો." રાજાએ આજ્ઞા આપી.

મોતીલાલે રાજાના કહેવા મુજબ ઠરાવ ઘડી કાઢયો રાજાની સહી લીધી અને ત્યાં બેઠેલા સભાસદોની પણ તેમાં સહી કરાવી. રાજાએ પૂછયું, "આ ઠરાવ અમલમાં કયારે મૂકશો ?"

"કાલ સવારથીજ."

"ઠીક, પણ પેલા હરામખોર કેદીયોનો પત્તો લાગ્યો ?"

"ના, પણ તેમના વિશે મેં કંઇક બીજું જ જાણ્યું છે."

"શું ?"

"તે લોકો એક છૂપા સ્થળે એકઠા રહે છે. તેમની સાથે આપણી પ્રજામાંથી ઘણા માણસો જોડાયા છે, સઘળા હથીઆરબંધ છે. આ લોકોનો ઇરાદો આપણી પર હુમલો કરી આપણને મારી નાખવાનો છે આ લોકોનું બળ દિવસે દિવસે વધતું જાય છે. વળ આ બળવાખોરોની સરદારી બે સ્ત્રીયોએ લીધી છે. આ સ્ત્રીયોની સાથે એક બુરખાધારી માણસ છે, તે ઘણોજ ભયંકર છે. દેખાવમાં રાક્ષસ સમાન છે. ખૂની છે. આ માણસજ પ્રજાના માણસોને યુદ્ધની તાલીમ આપે છે. મહારાજ! મને લાગે છે કે ટુંકમાંજ આપણીપર ભયાનક આફત આવશે."

"લશ્કરનો બરાબર બંદોબસ્ત રાખો અને તેમને જણાવો કે આખા શહેરમાં સખત જાપતો રાખો. કોઇ અજાણ્યો અને શક પડતો માણસ માલમ પડે કે તરત તેને વીંધી નાખવો. કામ સિવાય

કોઇએ ઘર બહાર નીકળવું નહિ. રાત્રિએ અગર દિવસના દસ વાગ્યા પછી જે કોઇ માણસ ઘરની બહાર નીકળે તેને તરતજ ઠાર કરવો. આમ કરવાથીજ આફતને 'વિદારી શકીશું." એક મૂર્ખાએ પોતાનો વિચાર વિદીત કર્યો. તરત બીજાએ તેના વિચારને ટેકો આપતાં રાજાને પૂછ્યું, "કાં બાપુ! આ બરાબર છે ને?"

"હા, સખત પગલાં લીધા વિના પ્રજા પાંસરી થશે નહિ. કેમ ખરૂંને બંકા?" રાજાએ મોતીલાલને પૂછ્યું. બંકાએ મહાન વિચારમાં હોય એવો આડંબર કરી કહ્યું. "વ્યાજબી છે. આપણે આજ સૂધી પ્રજા તરફ ઘણીજ નરમાશથી વર્ત્યા છીએ. પ્રજા કેમ સુખી. સંતુષ્ટ થાય તેને માટે રાત્રિ દિવસ વિચાર અને ઠરાવ કર્યા છે. છતાં પ્રજા બેઇમાન થાય અને આપણી સામેજ હથીઆર ઉંચકે ત્યારે આપણે નિરૂપાયે કડક થવુંજ જોઇએ. રાજાએ અને અમલદારોએ રાજનિતી અનુસાર પ્રજાની પર દાબ બેસારવા સમય આવે ઘાતકી પગલાં જરૂર ભરવાં જોઇએ."

"ત્યારે કરો આ ઠરાવ પણ પસાર." રાજાએ આજ્ઞા આપી.

નવો ઠરાવ પાસ થયો. પછી રાજાએ પૂછ્યું. "કહો હવે પેલા વિજય દુષ્મનને કેવી રીતે વશ કરવો?"

"તેના ચઢી આવવાની વાતો ચાલી રહી છે, પ્રજા પણ તેને આવકાર આપવાને ખાનગી તૈયારીઓ કરી ચૂકી છે."

"આપણે ચેતવું જોઇએ." એક સરદારે કહ્યું.

"આપણા લશ્કરીયોની શી વ્યવસ્થા છે?" રાજાએ પૂછ્યું.

"લશ્કર તૈયાર છે. દુષ્મનના આવવાની જ રાહ જુએ છે પણ..." સેનાપતી બોલતાં અટકયો.

"શું છે?" રાજાએ પૂછ્યું.

" સૈનિકોની સંખ્યા પૂરતી નથી. દરરોજના તોફાનમાં ઘણાં નિકો મુઆ છે અને ઘણા ઘવાયા છે. વળી બાકી રહેલા લશ્કરમાં ણુ બેદીલી ફેલાઇ છે. "

" બેદીલી ફેલાવાનું કારણ ? " રાજાએ પૂછ્યું.

" પ્રથમ તો એકે તેમને ગયા બે માસનો પગાર મળ્યો નથી. ીજું તેઓ દુષ્મન સામે લઢવાને જેવા રાજી છે તેવા પ્રજા સામે ઢવાને રાજી નથી. પ્રજાને તેઓ પોતાના કુટુંબી સમાન સમજે છે. જાની સાથે લઢાઇ થતાં આપણા સૈનિકો હથીઆર ઉપાડવામાં લંબ કરે છે અને તેથી તેઓ મરાય છે અથવા ઘાયલ થાય છે. જા સાથેની અથડામણના કારણે ઘાયલ સૈનિકોથી આખું દવાખાનું રાઇ ગયું છે. "

" પ્રજા કુટુંબી છે એવું ભૂત લશ્કરીયોના મગજમાં ક્યાંથી રાયું ? " રાજાએ પૂછ્યું.

" શું ખબર પડે ? તેઓ સ્પષ્ટ કહે છે કે અમે પ્રજાના એક ણુ માણસને મારીશું નહિ. પ્રજા ભલે અમારો જીવ લે. અમારા ાઇયોના હાથે મરીશું તો સ્વર્ગમાં જઇશું. બધા લશ્કરીયોની ાવીજ માન્યતા છે. "

રાજાએ થોડી ક્ષણ વિચાર વશ રહી પૂછ્યું, "તમે તેમના મગજમાં- ા એવો ખ્યાલ દૂર કરો. તેમને સમજાવી જણાવો કે પ્રજા તમારા તમાં રાજી નથી. પણ આપણું રાજ્ય ઉંધું વાળવાના પ્રયત્નમાં છે. જા રાજદ્રોહી છે. માટે તેની પર દયા રાખવી નહિ. વળી તેમને કો કે આ મહીનાની આખરે તમારા ચઢેલા પગાર ઉપરાંત બે ાસનો વધારે પગાર મળશે. વિજય સાથેના યુદ્ધમાં જો જય આપણુને ળશે તો ઇનામ ઉપરાંત વિજયસિંહના નગરમાં ત્રણ દિવસ લુંટ

ચલાવવાનો પણ લાભ થશે. સેનાપતિ ! તમે ઘણા સમજુ અને રાજનીતિજ્ઞ છો. લશ્કરીઓ તો બુદ્ધિ વિહીન અને જડ ગણાય. તમેજ વિચાર કરી જુઓ કે જેઓને પેટ પોષવાને બીજો ધંધો નહિ જડવાથી ટુંકા પગાર મળતાં પણ માથાં કપાવાને સૈનિકો બન્યા તેમનામાં તે બુદ્ધિનો છાંટો કયાંથી હોય ? માટે એવા જડ બુદ્ધિનાઓ સાથે તો યુક્તિ પૂર્વક વર્તીનેજ કામ લેવું. છતાં જો હઠ ન મૂકે તો તેમને શરાબ વશ વિશેષ રાખજો કે જેથી મસ્ત રહે."

"આપની આજ્ઞાનુસાર વર્તીશ." સેનાપતિએ જણાવ્યું.

"કહો ત્યારે દુષ્મનને માટે શું કરવું ? બધાની મરજી હોય તો આપણે નગરના પાદરે છાવણી નાંખીએ અને દુષ્મનને આવતો અટકાવીએ."

રાજાનો આ વિચાર કોઈને પસંદ પડયો નહિ. સઘળા હરામખોરો મ્હોતથી ડરતા હતા. તેઓ જો કે ઉપરથી ઘણા હિંમતવાન જણાતા અને બહાદુરીની બડાશો મારતા પણ અંદરખાનેથી ઘણાજ ભયભીત રહેતા. વળી રાજાની ઉપર પણ તેમની કંઇક અપ્રીતિ થઇ હતી. એક સભાસદે જણાવ્યું, "મહારાજ ! આપનો વિચાર જો કે હિંમતવાળો છે; પણ અમને એમ કરવું વ્યાજબી લાગતું નથી. તેનું કારણ એકે આપણી પાસે સૈનિકોની સંખ્યા ઓછી છે. વળી નગરની પ્રજા પણ રાજદ્રોહી બની છે. જો આપણે લશ્કર સાથે નગર બહાર નીકળી છાવણી નાખીશું કે તરત અંદર રહેલી પ્રજા બધે ફરી વળશે અને આપણાં માણસોને મારી નાખી રાજમહેલનો કબજો લેશે. વળી કદાચ વિજયસિંહ ચઢી આવે તો આપણે બે બાજુએથી ફસાઇએ, માટે અમારો વિચાર તો એવો છે કે આ-

પણ નગરમાં જ રહેવું અને દુષ્મન આવે તો ટક્કર લેવી અને તેને હરાવવો. આમાં બે લાભ થશે. કેમ ખરૂંને બંકા સાહેબ?"

મોતીલાલે ડોકું ધૂણાવી હકારમાં જવાબ વાળ્યો. તેને પણ કંઇ સુઝતું ન્હોતું. તેણે સેનાપતિને કહ્યું; "તમે ગફલતમાં રહેશો નહિ. આપણે માટે ભયંકર પળો પસાર થાય છે. જો ગફલતમાં રહ્યા તો મૂઆ જ સમજજો."

"આપની ચેતવણીને માટે ઉપકારી છું. હું અને આ તમામ સભાસદો હમેશાં સાવધ રહીએ છીએ. રાત્રે પણ ઉંઘતા નથી. પ્રજાના માણસો ક્યારે અમારાં ખૂન કરશે એવો ભય અમારા દિલમાંથી દૂર થતો નથી. વળી દુષ્મનો આવશે અને પકડાઇ જશું તો શું વલે થશે વગેરે વિચારો અમને સદા સાવધ જ રાખે છે. અમે કામ સિવાય બહાર નીકળતાજ નથી. બહારનું કામ પણ ઘણું ખરૂં સિપાહીઓ પાસેજ કરાવીએ છીએ. અમારા જીવ મહારાજાને માટે છે, તેથીજ અમે અમારા જીવનને ભયથી બચાવવાના પ્રયત્ન કરીએ છીએ." સેનાપતિએ કહ્યું.

"બરાબર છે, મારા બહાદુરો મને વફાદાર છે. મારા માટે જીવ આપે તેવા છે. બહાદુરો! તમે તમારા જીવની સંભાળ રાખજો. જીવતો નર ભદ્રા પામશે એ બરાબર યાદ રાખજો. રાજા હેમસિંહે જણાવ્યું. સઘળા ખુશ-ખુશ થઇ ગયા અને એ સાથેજ સઘળાએ મહારાજાની સલામતીની અર્થે શરાબ મંગાવી શરાબનાં જામ કંઠસ્થ કર્યાં. આ અરસસામાંજ રાજમહેલના દ્વાર આગળ કંઇક ગરબડ થતી સંભળાઇ. સઘળા ગભરાટથી એ તરફ જોઇ રહ્યા.

# પ્રકરણ ૧૬ મું.

## વિચિત્ર ઇન્સાફ.

રાજમંત્ર મંડળની ખાનગી સભામંડળનું ધ્યાન બહાર થતી બોલા ચાલી તરફ ખેંચાયું. એવામાં મોટા અવાજથી કોઇ બોલતું સંભળાયું કે; " મને અંદર જવા દો. મને શા માટે અટકાવો છો ? મને રોકવાનો તમને શો હક્ક છે ? હું રાજાનો પૂજ્ય છું. જો નહિ જવાદો તો બ્રહ્મહત્યા આપીશ–લોહી છાંટીશ. "

આવું સાંભળી સભાસદો ચોંક્યા. તરત એક સિપાહીને તપાસ કરવા મોકલ્યો. સિપાહીએ પાછા આવી જણાવ્યું કે; " આપણા રાજગોર બૂમો પાડી રહ્યા છે. "

" કોણ ઘેલોગોર ? " રાજાએ આશ્ચર્ય દર્શાવતાં પૂછ્યું.

" હા, તેઓશ્રી પોતેજ. "

" તે શામાટે બરાડા પાડી રહ્યો છે ? " પુનઃ રાજાએ પૂછ્યું.

" આપણી આ સભા ખાનગી છે. ઘેલાગોરને અંદર આવવું છે પણ પહેરેગીરો આવવા દેતા નથી; આથી ઘેલાગોરે સિપાહીઓની સાથે તકરાર આરંભી છે. "

" તેને અંદર આવવા દો. " રાજાએ આજ્ઞા આપી. સિપાહી ઘેલાને લઇ આવ્યો. ઘેલાએ બે હાથ ઉંચા કરી રાજાને આશિષ વચનો સંભળાવ્યાં. રાજાએ પૂછ્યું; " કાં ગોરદેવ ! સિપાહી સાથે શું તકરારમાં પડયા હતા ? "

" બાપુ ! શું કહેવું ? આપના નેક રાજ્યમાં આપની દયાનો

ગેરઉપયોગ બહુ થાય છે. હું આપનો ગોર; આપ મને દેવ જેવો માનો; પણ એક ત્રણ પૈસાનો સીપાઇડો મારૂં અપમાન કરે. કેવો જુલ્મ ? કેટલી તુમાખી ? ” ઘેલાએ ભવાં ચઢાવી કહ્યું.

રાજાને અને સભાસદોને હસવું આવ્યું. રાજાએ પૂછયું, “ પણ શું થયું એતો કહો ? ”

ઘેલાએ મુખ ગંભીર રાખી કહેવા માંડયું; “ મારે આપ નામદારની પાસે ફરીયાદ કરવા આવવું પડયું. હું જેવો અંદર દાખલ થાઉં કે તરત મને એ મીયાંએ અટકાવ્યો. બાપુ ! આ શું મારૂં ઓછું અપમાન ? ”

“ ઘણુંજ અને પછી તે સિપાહીને તમે બ્રહ્મહત્યા દેવાનું કહ્યું નહિ વારૂં ? ” રાજાએ હશીને પૂછયું.

“ ત્યારે શું કરૂં ? મારે છેવટે એમજ કરવું પડત. ”

“ પણ તમે જાણતાતો હશો કે તે સિપાહી મુસલમાન છે. તે બ્રહ્મહત્યાને માનેજ નહિ. ”

“ બાપુ ! જે ખરો મુસલમાન હોય તેનામાં તો દયા-વિવેક અને ઇશ્વરને ઓળખવાની બુદ્ધિ હોય છે; પણ જે દયાવિહીન અને સત્તાના મદમાં છકી ગએલ-પ્રભુના કાયદાને નહિ માનનાર મુસલમાન હોય છે, તે ખરો મુસલમાન નહિ પણ કાફર અને મલેચ્છ મનાય છે. ”

રાજા અને સભાસદો ફરીથી હશી પડયા. બંકાએ પૂછયું; “મહારાજ ! આ ખાનગી સભા છે તેથી અમારે બહાર પહેરો રાખવો પડયો છે. બાકી હેમસિંહ મહારાજનો દરબાર ગરીબો અને બ્રાહ્મણોને માટે તો સદાય ખુલ્લો છે. ”

“ એનીતો મને આ કાળજા સુધી ખાત્રી છે. બાપુનું રાજ્ય રામરાજ્ય છે. ન્યાયની તો વાતજ શી કરવી ? વરૂ બકરી એક આરે

પાણી પીએ એ તો બાપુના રાજ્યનીજ બલીહારી."

" હેમસિંહે ખુશી થતાં પૂછ્યું; " કહો હવે તમે કેમ પધાર્યા છો ? "

" ફરીયાદ કરવા. " ઘેલાનું મુખ દીન બની ગયું.

" શાની ફરીયાદ કરવાની છે ? "

" મારી પર જુલ્મનો વરસાદ વરસ્યો છે. મારી પર દુઃખનો પ્હાડ ઉલટયો છે–મારૂં સત્યાનાશ વળી ગયું છે. હું ભીખ માગતો થઇ ગયો છું. " ઘેલાએ રોતા અવાજે ખૂમ કહી નાખ્યું. રાજા અને સભાસદો વિસ્મીત થયા. બંકાએ પૂછ્યું; " મહારાજ! ચોકખું જણાવો કે શું થયું છે ? "

" હું લુંટાયો; મને ભીખ માગતો અને બૈરી વિનાનો કર્યો. "

" પણ કોણે ? "

" તમારા પેલા ડંકા–ત્રંકાએ."

" શું થયું ? વિગતવાર કહો ? "

ઘેલાએ ધન ધૂતાવાની અને બૈરીને લઇ જવાની વાત પોતે ગોઠવી રાખ્યા પ્રમાણે કહી. સઘળા સ્તબ્ધ બન્યા અને વિચારમાં પડયા. રાજાએ છેવટે કંઇક નિર્ણય કરી પૂછ્યું; " હું ન્હોતો ધારતો કે તમારી પાસે એટલું ધન હશે ? જો તમે તમારી પાસે એટલું ધન એકઠું ન કર્યું હોત તો આવું પરીણામ કદાપિ આવતજ નહિ, મહારાજ ! તમે તમારા ધર્મ વિરૂદ્ધનું ભયંકર કામ કામ કર્યું છે. બ્રાહ્મણનો ધર્મ છે કે તેણે ધનનો સંગ્રહ કદી કરવો નહિ. તેમ છતાં તમે ધન એકઠું કર્યું. એ ધનમાં વધારો કરવાને તમે લોભી–કંજુસ બન્યા. છતે પસે સ્ત્રી–પુત્રને હયરાન કર્યાં. ભીખનો નિર્લજ્જ ધંધો જારી રાખી તમે તમારૂં બ્રાહ્મણપણું લજવ્યું અને અમારા રાજગોરના પદને પણ કાળું કલંક લગાડયું.

વળી રાજ્ય તીજોરીમાં એક પાઇ પણ સીલીક નથી એવું તમે જાણવા છતાં ધન છૂપાવી રાખ્યું. અમારા પ્રતાપથીજ તમે ધનવાન બન્યા. અમારી પડતીમાં મદદ કરવાની તમારી ફરજ નહિ કે ? આતો જ્યારે તપાસનું કામ શરૂ થયું ત્યારેજ તમે વફાદાર દર્શાવવા ધન બહાર કાઢયું, પણ એ ધન ભીખનું–પેટ બાળ્યાનું હોવાથી હરામખોરોના હાથમાં ગયું. તમારી સ્ત્રી તમારા જાલીમ દુઃખથી કંટાળેલી તે તમારી સાથે શું કરવા રહે ? તમે તેને શું સુખ આપ્યું છે ? બીચારીને ભૂખે મારીનાખી, પહેરવાને ફાટલ લુગડાં વિના સારૂં લુંગડું તો કદી આપ્યું નહિ. આ પરીણામે દુઃખથી કંટાળીને તે નાશી ગઇ. આ બધી તમારી ભયંકર ભુલો હોવા છતાં તમે વેદીયા ઢોરની માફક ફરીયાદ કરતાં શરમાતા નથી "

રાજાનુ લંબાણુ વિવેચન સાંભળતાંજ ઘેલો ઠંડોગાર બન્યો. તેને સ્વપ્ને પણ આશા ન્હોતી કે રાજા આવું કહેશે. લોભીયાને દાઝયાપર ડામ જેવું થયું. તેણે દીન વદને હાથ જોડી કહ્યું, "બાપુ ! આપનું કહેવું વ્યાજબી છે. મારી ભયંકર ભૂલ થઇ છે, તેને માટે હું કાનની બુટય પકડું છું. પણ બાપુ ! ભૂલતો ભગવાનની પણ થાય છે. હું ભૂલ્યો. હવે ઘણો પસ્તાઉં છું. મારીપર દયા કરો. તમે મને શરણુ નહિ આપોતો હું કયાં જઇશ ? રાજન ! હું પાયમાલ થઇ ગયો, મરી ગયો. ધન ગયું, બાયડી ગઇ. આ સઘળું નથી સહન થતું. બાપજી ! તે લોકોને પકડી મંગાવો. "

" તેમને કયાંથી પકડી મંગાવું ? તે લોકોતો ઘણે દૂર નીકળી ગયાં હશે ? વળી આસપાસ દુશ્મનોનો ઘેરો છે. સિપાહીયો પણ શી રીતે જઇ શકે ? " બંકાએ કહ્યું.

" ત્યારે મારે શું કરવું ? " ઘેલાએ આર્તનાદે પૂછ્યું.

" તમે આજ સૂધી શું કરતા હતા ? " રાજાએ પૂછયું

" ભીક્ષાવૃત્તિ " ઘેલાએ સ્પષ્ટ જણાવ્યું.

" બસ ત્યારે હવે એજ કર્યા કરો. ઇશ્વરે તમને યોગ્ય ક્
આપ્યું છે. "

" મહારાજ ! આપના દયાળુ હૃદયમાંથી નીકળતાં આવાં ઝેર
વેણ સાંભળી હું કંપુ છું. શું તમને તમારા બ્રાહ્મણની પણ દય
આવતી નથી ? આપ ગૌ–બ્રાહ્મણ પ્રતિપાળ છો એ આપનો ધર્મ
તો વિચારો ? અરેરે આ શું ? રાજા જ્યારે નિષ્ઠુર થશે ત્યા
આ ધરા રસાતાળ જશે " ઘેલાએ કહેવાનું કહી દીધું.

ખાનગી મંડળમાં ખરી મંત્રણા વખતે આ બ્રાહ્મણનું લપ આ
વવાથી રાજા ચિડાયો. તેને બ્રાહ્મણ ઉપર પ્રથમથીજ આસ્થા ન્હોતી
આવા ઉદ્ધત રાજાએ કહ્યું; " મહારાજ ! જો તમે તમારો ધર્
બરાબર સંભાળ્યો હોત; તો તમને મારા તરફથી પણ યથાર્
ન્યાય અને બદલો મળત પણ તમે તમારા બ્રાહ્મણ ધર્મને દૂ
મૂક્યો છે. બ્રાહ્મણો બગડવાથીજ દેશની દુર્દશા થઇ છે
પ્રજામાં તોફાન કરનારાઓ પણ ઘણે ભાગે બ્રાહ્મણોજ છે
માટે જાવ, મારાથી કંઇપણ બની શકશે નહિ. વળી હું અત્યારે કેવ
ગંભીર સંકટમાં છું તે વિચારી પધારી જાવ. "

" ઇન્સાફ નહિ મળે ? " ઘેલાએ ગમગીન થઇને પૂછયું.

" એક વખત કહ્યું કે ના, છતાં બાપુને શામાટે કંટાળે
આપો છો ! " એક સભાસદે કહ્યું.

"ઓ બૈકા સાહેબ ! તમે તો મારી દયા લાવો ? મેં સાંભળ્યુ
છે કે તે બન્ને લુચ્ચાઓ આપના દોસ્ત હતા "

" શું મારા દોસ્ત એ લુચ્ચાઓ ? મહારાજ ! ભાંગ બાંગતે
પીધી નથી ને ? " મોતીલાલે હાસ્ય કરીને કહ્યું.

"બાપુ! આ તમારા બ્રાહ્મણને બચાવો." ઘેલાએ ફરીથી હાથ જોડી રાજા પ્રત્યે કહ્યું.

"મને વખત નથી. તમે એકદમ ચાલ્યા જાય."

"શું છેકજ દયા વિહીન થશો ?"

"હા જાવ; દયા મારી પાસે નથી."

"બાપુ ! હું ક્યાં જાઉં ?"

"ગમે ત્યાં. આખો દેશ પડયો છે. પૈસા હતા ત્યારે મને કહેવા આવ્યા હતા કે પૈસા છે ? હવે જ્યારે લુંટાયા ત્યારે મારી પાસે આવ્યા. જાવ; તમે એજ દાવના છો. સલ્લા બામણાઓ હરામખોરનાં જ પૂતળાં હોય છે."

ઘેલાને અંતરમાં ગુસ્સો ઉપજ્યો. તેણે મોટા અવાજે કહ્યું; "મહારાજ! હું જાઉં છું. પણ યાદ રાખજો કે આમદાંધતાનું ફળ તમને પણ સારી રીતે મળશે."

"કોને મને ?" રાજાએ ગંભીરતાથી પૂછ્યું.

"હા, બ્રાહ્મણની નિંદા કરનારનું કોઇ દિવસ સારૂં થતુંજ નથી."

"ઠીક છે, હવે જાવ; અમારે તમારૂં કંઇપણ સાંભળવું નથી."

"ખરેખર ! તમારી પર દૈવજ રૂઠયો છે."

"ભલે રૂઠયો. લુંટાયા પછી ભય શું ?"

"અફસોસ ! એક રાજાના મુખમાંથી આવા નિર્લજ્જ શબ્દો સાંભળી મને ઘણું દુઃખ થાય છે. ઓ રાજા ! હું તારો વિનાશ કાળ નજરે જોઇ રહ્યો છું."

"તમે દિવાના થયા છો કે શું ?" બંકાએ પૂછ્યું.

"હું દિવાનો નથી થયો. પણ આ રાજા, તમે અને આ બધા

મ્હોતને તાબે થવાના હોવાથી દિવાના બની છેકજ છકી ગયા છો. શ્રીનારાયણ તમારો ગર્વ જલ્દીથી ઉતારશે એ યાદ રાખજો." આમ બોલતો ઘેલો દુઃખી દિલે ત્યાંથી બહાર નીકળી તેના ઘેર જવા લાગ્યો.

---

## પ્રકરણ ૧૭ મું.

---

### સંપૂર્ણ પરાજય.

ઘેલા ગોરના ગયા પછી રાજાએ બંકા પ્રત્યે કહ્યું; " મારા બેટા બામણા પાસે પચાસ હજાર રૂપૈયાનો માલ હતો. આહ! શું ગજબ. પણ પેલા ડંકા-વંકા તેને ઠેઠના મળ્યા. વારૂ તે કયાં ઉપડી ગયા હશે ? "

" મને લાગે છે કે તેઓ દૂર દેશાવર ઉપડી ગયા હશે. "

" તેમની સાથે એક બાઇ રહેતી હતી ને ? "

" હા, લાલન કરીને હતી. તે દક્ષિણની ગણુકા હતી. "

" ત્યારે ઘેલાની વહુનું શું થશે ? "

" પેલા છબીલદાસનું ઘર માંડશે. "

" એ છબીલદાસ કોણ છે ? "

" ચોરનો ભાઇ ઘંટીચોર. એક ચોર અને બીજો હરામખોર સરખે સરખા મળ્યા, પછી શું બાકી રહે ? "

" બામણ પૂરેપૂરો બન્યો. " રાજાએ હશીને કહ્યું.

" ભોગ એના. સાળાએ શામાટે રૂપીઆ એકઠા કરી રાખ્યા ? "

" મને પણ ગુસ્સો એથીજ ચઢયો. "

"હવે છોડો એ વાત અને આપણે મુદ્દાની વાત કરીએ."

"હજી શું વાત બાકી બળી છે?" રાજાએ પૂછ્યું.

"આપ ફરમાવો તે?" બંકાએ કહ્યું.

"હું શું ફરમાવું? મને કંઇ સુઝજ પડતી નથી. મારી બુદ્ધિ જાણે બ્હેર મારી ગઇ હોય એમ સમજાય છે. તમે અને આ સભાસદો મળી નિશ્ચય કરો કે હવે આપણે કરવું શું?"

"અમે પણ ગભરાઇ ગયા છીએ."

સઘળા ઉંડા વિચારમાં પડયા. દુષ્મન સાથે કેવી રીતે કામ લેવું? શત્રુને કેવી રીતે હરાવવો. પોતાનું રક્ષણ કેવી રીતે કરવું? પ્રજાને શી રીતે શાન્ત કરવી? પ્રચંડ જવાળામૂખીનો ભડકો શી રીતે હોલવવો વગેરે વિચાર સઘળાના મનમાં થઇ રહ્યા. ઘણીવાર થઇ. બે વાગવા આવ્યા; પણ કોઇ કંઇ નિર્ણય પર આપી શકયા નહિ. રાજા પણ યંત્રના પુતળાની માફક આસન પર બેસી રહ્યો. એવામાં એકાએક રણશીંગુ વાગવાનો અવાજ સંભળાયો. રણશીગું પ્રચંડ અવાજે વાગતું હતું. ઘોર અવાજથી ભયંકરતાનો ભાસ થતો હતો. રાજા અને સભાસદો ચમકયા. રણશીંગું વધું જોરથી વાગવા લાગ્યું. રાજાએ પહેરેગીરને બોલાવી કહ્યું, "આ રણશીંગું કયાં વાગે છે? જા તપાસ કરી આવ."

સિપાઇ સલામ કરી ચાલતો થયો; તે હજી દ્વાર સૂધી પહોંચ્યો હશે એટલામાં તો એકાએક બંદુકો છૂટવાના અવાજ સંભળાયા. કોલાહલ અને બૂમરાણ મચી રહ્યું. રણશીંગું તો જોરથી વાગતું જ હતું. સઘળાને ભયની આગાહી થઇ. પ્રાણ જવાના ભયે મંત્રી મંડળ ધ્રુજવા લાગ્યું. રાજા સિંહાસન ઉપરજ જડવત્ બન્યો. ગેલા તપાસ અર્થે ગએલા સિપાહીની સઘળા રાહ જોઇ રહ્યા. બંદુ-

કોના બ્હાર ઉપરા ઉપરી થઈ રહ્યા હતા. મારો-કાપો રાજા વ્હેમ- સિંહનો નાશ થજો વગેરે પોકારો હવે સ્પષ્ટ સંભળાવા લાગ્યા. સ- ભાસદોની ખાત્રી થઇ ચૂકી કે બળવાની શરૂઆત થઇ ચૂકીછે. ઉશ્કે- રાએલી પ્રજા બધાના જીવ લેશે. શું કરવું? આમ વિચારતા રાજા અને મંત્રી મંડળ ભયભીત બની ધોળી પૂણી જેવા બની ગયા. બધા એક બીજાના સામે જોવા લાગ્યા. એટલામાંજ તપાસ અર્થે ગએલો સિપાહી ગભરાટથી ત્યાં દોડી આવી બોલ્યો; "કાળો કેર વર્તાઇ ગયો છે."

"શું થયું છે?" રાજાએ પૂછયું.

"બળવો ફાટી નીકળ્યો છે."

"ક્યાંથી શરૂઆત થઇ છે?"

"મોટા બજારથી."

"આપણા સૈનિકો?"

"આપણા સૈનિકો કપાઇ ગયા છે. કેટલાક પ્રજામાં ભળી ગયા છે. પ્રજાજનો ગાંડા બન્યા છે. વ્હેમસિંહના વિનાશના અવાજો કરતાં પ્રજાજનો આપણા સેવકોને જુએ છે ત્યાંથી રહેંશી નાખે છે. બજારનો મોટો ચોક લોહીથી રંગાઇ ગયો છે."

"ઓહ! હું આ શું સાંભળું છું?" રાજા ગભરાયો-વ્યાકુળ બન્યો અને દરબારીયો તરફ જોઇ રહ્યો. દરબારીયોની દશા પણ રાજાના જેવી થઇ પડી. આ વખતેજ બે સિપાહીયો ઘવાએલી દશામાં રક્તથી તરબોળ બની સભામાં દોડી આવ્યા અને સભા વચ્ચેજ પડયા. રાજાના દુઃખનો પાર રહ્યો નહિ. આ ઘવાએલા બન્ને બહાદુર સરદારો હતા. રાજાએ તેમના સામે જોયું. તરતજ એક સરદારે કહેવા માંડયું, "મહારાજ! ગજબ થઈ ગયો છે.

આફતનું વાદળ ટૂટી પડયું છે. આખા નગરમાં બળવો ફાટી નીકળ્યો છે. નાનેથી મોટાં તમામ પ્રજાજનોએ હથીઆર ઉચક્યાં છે. સરકારી નોકરના એક પણ માણસનો જીવ સલામત નથી. આપણાં ઘણાં માણસો મુઆં છે. બંડખોરોનો વિચાર આપને અને આ સભાસદોને જીવતા પકડવાનો છે. આપને ચેતાવવાજ અમે મહા મુશીબતે અહિં દોડી આવ્યા છીએ."

રાજાએ ધડકતા હૃદયે પૂછ્યું; "પ્રજા પક્ષનો નાયક કોણ છે?"

"રામનાથ."

"ઓહ! શું રામનાથ? અને તેનો વિચાર અમને પકડવાનો?" આમ બોલતા રાજાએ મોતીલાલ સામે જોઇ પૂછયું.

"બંકા! હવે શું કરવું?"

"મહારાજ! મને કંઇ સુજ પડતી નથી. હું મારી વિદ્યા પણ ભૂલ્યો હોઉં એમ સમજાય છે. વખત બદલાઇ ગયો. આપણા બચાવનો રસ્તો મને એક પણ જણાતો નથી." બંકાએ હતાશ બની કહ્યું.

રાજા બીજું કંઇ બોલે એ પહેલાં તો બીજો એક સૈનિક શ્વાસભર ત્યાં દોડી આવ્યો અને બોલ્યો; "મહારાજ! સર્વનાશ. આપણું આવી બન્યું."

"શું છે?" રાજાએ વ્યાકુળતાથી પૂછ્યું.

"દુશ્મને નગરને ચારે તરફથી ઘેરો ઘાલ્યો છે."

"ક્યા દુશ્મને?"

"વિજયકુમારે."

રાજા અને સભાસદોનાં હાંજાં ગગડી ગયાં. રાજાએ ધ્રુજતા અવાજે પૂછ્યું, "નગરના દરવાજા બંધ કરો."

"તેમ બનવું હવે મુશ્કેલ છે. નગરમાં ભયાનક કાપાકાપી અને દરબારી માણસોનાં મકાન લુંટવાની ધમાલ ચાલી રહી છે. આપણા સૈનિકો–સિપાહીઓ અને બીજા નોકરો મરવાને ભયે છૂપાઇ ગયા છે. વળી દુશ્મનનું લશ્કર નગરમાં પણ દાખલ થઇ ચૂક્યું છે. હવે બંદોબસ્ત કે બચાવ થઇ શકે એમ નથી."

રાજાનો જીવ ઉડી ગયો. સભાસદોની આંખ્યોએ અંધારાં વળવા લાગ્યાં. દુષ્મનોના પોકાર નજીક સંભળાવા લાગ્યા. પકડો જાલીમોને જકડો અને તમામને ગોળીયોથી વિંધોના સ્પષ્ટ અવાજ સંભળાયા. કિલ્લાનો દ્વાર રક્ષક લોહી લુહાણ થઇ દોડી આવી બોલી ઉઠયો; "બાપા ! જીવ બચાવવા નાશો. દુષ્મનો રાજગઢ નજીક આવ્યા છે. ગઢના દરવાજા તોડી નાખ્યા છે."

"શું વિજયસિંહના સૈનિકો આવ્યા છે?"

"ના, પેલી ભયંકર બલા કે જે વનદેવીના નામથી ઓળખાય છે તે અને તેના સૈનિકો."

"ઓહ! તે વળી કયાંથી?"

"તેની સાથે બીજી કોઇ બખ્તર ધારી સ્ત્રી છે. તેણે અને એક બુરખાધારી માણસે ઘણુંજ પરાક્રમ દર્શાવ્યું છે. બન્નેએ આપણા સેંકડો માણસોને જમીન દોસ્ત કરી નાખ્યા છે અને તેઓ આપને અને આ માનવંતા સરદારોને પકડવા આવે છે."

"પેલો રામનાથ?" રાજા વધુ બોલી શકયો નહિ.

"રામનાથ મોખરા આગળજ ઘોડેસ્વાર થએલો છે. તેનો દેખાવ ખુની જેવો છે. બલાઓની સાથે તે આ બાજુએ આવે છે."

એવામાં બહારથી અવાજ આવ્યો; "નાસો–નાસો–શત્રુઓ આવ્યા."

સભાસદો ધ્રુજી ઉઠયા. રાજા સિંહાસન પરથી નીચે ઉતર્યો. તેનો ચ્હેરો ફિક્કો પડી ગયો. મોતીલાલના ગભરાટનો પાર ન્હોતો. વાઘ વચ્ચે ઘેરાએલાં બકરાં જેવો બધાનો ઘાટ થઇ પડયો. રાજાએ ગળગળા અવાજે મોતીલાલ પ્રત્યે કહ્યું; “ બંકા ! શું કરીશું ? ”

“ આપણાં નશીબ પલટયાં. આપણે હમણાં જ પકડાઇશું. ”

સભાસ્થાનના દરવાજા ચારે તરફથી બંધ કરવામાં આવ્યા. અંદર રહેલા રાજા અને સભાસદો મરણ–જીવન વચ્ચે ઝુલી રહ્યા. રાજાએ દીનવદને મોતીલાલને કહ્યું “ શું આપણે પકડાઇ જઇશું ? ”

“ હા, અને શત્રુઓના હાથે ગોળીથી વિંધાઇને મરીશું. ”

“ અરે આતો ઘણું ભયંકર. બંકા ! કોઇ પણ પ્રકારે શત્રુ સાથે સુલેહ કરી જીવ બચાવો. ”

“ મહારાજ ! વખત વહી ગયો છે. શત્રુઓ ચારે બાજુ ફરી વળ્યા છે. હવે આપણે મરવાનીજ તૈયારી કરવી જોઇએ. જુઓ શત્રુઓ બારણાં તોડે છે. ”

સભાનાં બારણાં તોડવાના અવાજ સંભળાયા. આ તૂટયાં–આ પકડાયા એમ દરેકના મનમાં થઇ રહ્યું. કેટલાક નિર્બળ મનના સભાસદો તો ભાન ખોઇ જમીન પર પડયા. સઘળા પોત પોતાના જીવ બચાવવાની ચિંતામાં પડયા. પણ જીવ શી રીતે બચાવે ? સભાસ્થાન ચારે તરફથી ઘેરાયું હતું. બારણાં તૂટવાની તૈયારીમાં હતાં. સર્વના માથે કાળચક્ર ભમી રહ્યું હતું. એવામાંજ મોતીલાલને કંઇક યાદ આવ્યું. તેના મુખપર આશાનાં ચિહ્ન સ્ફુર્યાં તેણે રાજાની નજીક જઇ ધીમેથી કહ્યું; “ ચાલો; મારી પાછળ આવો. ”

“ ક્યાં ? ”

" આ સ્થળે એક ગૂપ્ત સુરંગ આવી છે, તેમાં આ ઉતરી જઇએ."

" આ સભાસદો ?"

" તેમને તેમના નશીબ પર છોડો. તમે જલ્દી ચાલો. જુ પેલું બારણું તુટયું."

બારણું તૂટયું. સભાસદોએ કારમી ચીસ પાડી. લશ્કરીઓ તી માફક અંદર દોડી આવ્યા. રાજા અને બંકા નાઠા અને ત્યાં આવે એક છૂપા ઓરડામાં પેઠા. એક સભાસદે જોયું. તે પાછળ દોડયો ર અંદર પ્રવેશ કરે એ પહેલાંજ બંકાએ તેને ધકકો મારી ઓર બારણું બંધ કર્યું. ત્યાં સુરંગ આવેલી હતી. બંકાએ લાત મ સુરંગનું પાટીયું દૂર કર્યું. રાજા અને બંકા સુરંગમાં ઉતરી ન સભાસ્થાનમાં કરૂણ દેખાવ થઇ રહ્યો. લશ્કરીયો સભાસદોને મારવા લાગ્યા. મંત્રી મંડળ કરગરવા લાગ્યું. રામનાથ આ આવ્યો અને સિપાહીઓને મારતા અટકાવી સઘળાને બંધી બનાવવાની આજ્ઞા આપી. સઘળાને જકડીને બાંધવ આવ્યા. વનદેવી અને તેની સાથેની બખ્તરધારી સ્ત્રી પેલા બુર ધારી સાથે રામનાથની પાસે આવ્યાં. વનદેવીએ પૂછયું; " ક્યાં ગયા ?"

" કોણ ?" રામનાથે પૂછયું.

" રાજા અને બંકા ?"

" તે અહિં જણાતા નથી. તેઓ પણ અહિંના કોઇ એ ડામાં છૂપાયા હશે. હમણાંજ તે કર્મ ચંડાળોને પકડી લઉં છું.

રામનાથે સઘળા ઓરડા તપાસ્યા પણ તે બન્નેનો પત્તો લા નહિ. રામનાથ આશ્ચર્ય પામ્યો. તેણે એક સરદારને પુછ

" રાજા અને બંકા ક્યાં છે ? "

" મને ખબર નથી. "

" સાચું બોલ, નહિતો આ પળેજ મુઓ સમજજે. "

" બાપુ ! મને ખબર નથી, મને મારશો નહિ. "

" રાજા અને બંકા અહિં હતા ખરાને ? "

" હાજી; પણ કોણ જાણે કે ક્યાં ગયા ? "

" અહિં કંઇ છૂપો રસ્તો છે ? "

" મને ખબર નથી. "

" પેલો સરદાર કે જેને મોતીલાલે ધક્કો માર્યો હતો, તે આગળ આવી હાથ જોડી બોલ્યો; " મને જીવતો રાખોતો હું તે બન્નેનો પત્તો બતાવું ? "

" બતાવ, તને અભયદાન મળશે. " રામનાથે કહ્યું.

" બારણાં ટૂટયાં તે વખતે બન્ને આ ઓરડામાં પેઠા હતા. " સરદારે ઓરડો બતાવ્યો. રામનાથે તે ઓરડામાં તપાસ કરી. સુરંગ જણાઇ. ભેદ કળાયો. રામનાથના ગુસ્સાનો પાર રહ્યો નહિ. તેણે વનદેવી પ્રત્યે કહ્યું, " દેવી ! પાપીઓ પસાર થઇ ગયા છે. આપ રાજમહેલમાં પધારો હું થોડીવાર પછી ત્યાં આવું છું. " રામનાથ થોડાક સિપાહીયો સાથે સુરંગમાં ઉતર્યો. વનદેવી અને તેના સૈનિકો કેદીયોને લઇ ત્યાંથી ચાલતાં થયાં. કેદીયોને કેદખાનામાં પૂરી દીધા. રામનાથ સિપાહીઓ સાથે સુરંગમાં ઉતર્યો. સુરંગ લાંબી હતી. રામનાથ અને સિપાહીયો સુરંગ પૂરી કરી બહાર નીકળ્યા. સુરંગનું મુખ પેલા ચમત્કારી ખંડેરમાં નીકળતું હતું. ત્યાં ઘણી તપાસ કરી પણ બન્ને દુષ્ટાત્માઓનો પત્તો લાગ્યો નહિ. રામનાથ નગરમાં આવ્યો. તેણે ઘણા સિપાહીયોને શોધમાં દોડાવ્યા અને રાજા તથા બંકાને

પકડી લાવનારને સારી આવક વાળાં બે ગામ વંશપરંપરાને માટે ઇનામમાં આવવામાં આવશે એમ જાહેર કર્યું. આ પછી રામનાથ ઘોડેસ્વાર થઇ વિજયકુમારને મળ્યો અને વિજય સમાચાર કુમારને જણાવ્યા. કુમારની ખુશાલીનો પાર રહ્યો નહિ, પણ રાજા તથા ચંદ્રકાના જતા રહેવાથી ખેદ થયો. નવલે અને અન્ય રંગીઓએ જણાવ્યું કે હવે તે નાશીને ક્યાં જનાર છે. ટુંકમાંજ પકડાશે. કુમારે રાજમહેલમાં પ્રવેશ કર્યો. નગરમાં શાન્તિનો ઢંઢેરો જાહેર કરવામાં આવ્યો. વિજયકુમારે મહેલમાં સભા ભરી. પ્રજા જનોના આનંદનો પાર ન્હોતો. સર્વત્ર વિજયકુમારના જયઘોષ સંભળાઇ રહ્યા. પ્રજા પોત પોતાની શક્તી પ્રમાણે નજરાણું લઇ કુમારને વંદન કરવા આવી. કુમારે સઘળી પ્રજાનું શાન્તવન કર્યું અને જેણે સઘળું ખોયું છે તેને યોગ્ય બદલો મળશે એમ જાહેર કર્યું. પેલો ઘેલોગોર પણ આ વખતે હાજર હતો. તેણે આગળ આવી કુમારને નમન કરી પોતાની રાજગોર તરીકે ઓળખાણ કરાવી પોતે લુંટાઇ ગયાનું જાહેર કર્યું. કુમારે ગૂન્હેગારોને પકડી લાવવા તરતજ સિપાહીયોને ફર્માન કર્યું. સિપાહીયો ઘેલાને ધાપ મારનારા હરામખોરોને પકડવા નીકળી પડયા. વિજયકુમારે હેમસિંહના સૈનિકો તથા જે સરદારો કેદમાં હતા તે બધાને પશ્ચાતાપ કરાવી અને પ્રજાની ક્ષમા યાચના કરાવી છૂટા કર્યા. નગરમાં સઘળે શાન્તિ ફેલાઇ. રામનાથે અને સુલોચનાએ સિંહાસનારૂઢ થવાની કુમારને વિનંતી કરી. પણ જ્યારે પ્રતાપ અને રાજકન્યા આવી મળશે ત્યારે રાજ્યાસને બેસવાની ઇચ્છા કુમારે પ્રદર્શિત કરી. પ્રજારીપુ રાજાના રાજ્ય અમલનો નાશ થવાથી અમલગઢમાં આનંદ પ્રવર્તાઇ રહ્યો.



"આ સઘળું અવલોકતો યુવાન (પ્રતાપ) એક શીલાપર બેઠો.

પૃષ્ઠ ૧૮૭.

# વિશ્વમોહિની.

## ભાગ આઠમો.

### પ્રકરણ ૧ લું.

#### પ્રતાપના વિચાર અને વિજય સમાચાર.

ગ્રીષ્મઋતુ અને પ્રાતઃકાળ. કેવો રમ્ય દેખાવ ? લીલાં છમ ઝાડ-પાન, પક્ષીઓના મધુર ટહુકાર, શીતળ પવનની લહરીઓ. કોને આનંદ ન થાય ? સૂર્યભગવાનને પધારવાની થોડી વાર હતી. અરૂણે શ્રીભગવાનને માટે રથ તૈયાર કર્યો હતો. સુર્યનારાયણના સત્કારાર્થે પૂર્વ દિશામાં સાથીયા પૂરાયા હતા. જંગલ મંગળમય બની રહ્યું હતું. આવા મનહર સમયે એક વીર યુવક પ્રાતઃકાળની લીલા અવલોકતો ઉભો હતો. ચારે તરફ પર્વતોની હારમાળાઓ આવી રહી હતી. નીચાણમાં નાની નાની નદીયો વાંકી ચુંકી વહન કરી રહી હતી. પુષ્પો ખીલી રહ્યાં હતાં. આ સઘળું અવલોકતો યુવાન એક શીલાપર બેઠો. થોડી વાર પ્રસન્નવદને બેઠેલા યુવકે ધીમે ધીમે આત્મગત્ બોલવા માંડયું.

"અહા ! કેવો અલૌકિક આનંદ ? જગતમાં-મનુષ્યોના કોલાહલમાં આવો આનંદ ક્યાંથી અનુભવાય ? કુદરતની રચના આવા સ્થળે જ

અવલોકાયછે. પ્રભુનાં દર્શન પણ આવા રમ્ય સ્થળેજ થાયછે. ભાગ્યવાનના ભાગ્યમાંજ આવું અનુપમ સુખ લખાએલું હોય છે. પણ આ આનંદ સુખ હું એકલો અનુભવું તે શું કામનું? મારા સ્નેહિમંડળને પણ આ આનંદ સુખ અનુભવાવી પ્રભુની રચનાનું ભાન કરાવવું જોઇએ. પણ એ સમય ક્યારે આવશે?" આમ બોલતો આ વીર યુવક મૌન રહ્યો. આ યુવક આપણો વીર પ્રતાપસિંહ હતો અને તે આ સ્થળે વનદેવીના નિવાસસ્થાનમા રહેતો હતો. રાજા હેમસિંહની રાણી પણ આ સ્થળે રહેતી હતી. વનદેવી-રાણી અને પ્રતાપસિંહ રાજકન્યા વિશ્વમોહિનીને જે ચમત્કારીક સ્થળે પુરવામાં આવી હતી તે સ્થળે જવાનાં હતાં; પણ ત્રણ દિવસ થયાં વનદેવી એકા એક ગુમ થઇ ગઇ હતી. વળી વધુ અજાયબ જેવું તો એ હતું કે વનદેવીના મદદગારો રામપાળ અને માહેસ્વરી પણ વનદેવીની સાથે હતાં. તેઓ ક્યાં ગયાં છે એની કોઇને ખબર ન્હોતી. વનદેવીના આશ્ચર્યકારક સ્થાનથી અને તેનાં સાહસીક કાર્યોથી પ્રતાપ વિસ્મય પામ્યો હતો. વનદેવીનો ભેદ જાણવાને તેણે રાણીને તથા ત્યાં રહેતાં તમામ જનોને પૂછ્યું હતું પણ વનદેવીનો ભેદ જાણી શક્યો નહિ. વનદેવી રમ્ય રમણી હતી. તેને જોતાંજ દેવીનું ભાન થતું, પ્રતાપ ઘણીવાર શીલાપર બેસી રહ્યો. તેની વિચારમાળા ચાલુ હતી તે તેના મનને પ્રશ્ન પૂછતો હતો કે આ દેવી કોણ હશે? અહા! શું તેનો પ્રભાવ? પ્રભુ જાણે કે તેનામાં શું ભેદ છૂપાયો હશે? આ ભેદી દેવી આ પ્હાડી પ્રદેશમાં એક સત્તાધિશ રાણીની માફક રહે છે. અહા! મારી પ્રત્યે તે કેવો આદર ધરાવે છે? દેવીના મુખ સામે જોતાંજ મારાં રોમાંચ ઉભાં થાય છે. દેવીનું મુખ સ્હેજસાજ મારી મણીકાન્તાને મળતું આવે છે. મણીકાન્તા! વ્હાલી પ્રિયતમા! તું ક્યાં

હોઇશ ? તારા વિના હૃદય સૂનું છે. પ્રતાપના હૃદયમાં પ્રેમાગ્નિ વિરહાગ્નિ ભડભડાટ સળગી રહ્યો છે. મણીકાન્તા ! તારા વિયોગથી હું ઝુરૂં છું. આપણા વિયોગને ઘણો સમય વિત્યો છે. મારી દશા તો જો ? તું અને રાજકન્યા ક્યાં છો ? બોલો; દેવી ! બોલો ?" પ્રતાપ મણીકાન્તાના વિચારે ચઢ્યો. પણ પછી સાવધ થતાં બોલ્યો; "અરે હું પાછો મણીકાન્તાના વિચારે ચઢ્યો. મારા મનની આ શી દશા ? હું વનદેવીના વિચાર કરતો હતો ત્યાં મણીકાન્તા યાદ આવી. મણીકાન્તા ! ગભરાઇશ નહિ. હવે આપણો મેળાપ ટુંકમાંજ છે. પાપી તને વધુ વખત રાખી શકશે નહિ. વનદેવી ગુપ્ત સ્થાન જાણે છે. અમે ત્યાં આવી તારો અને રાજકન્યાનો ઉદ્ધાર કરીશું. પણ કોણ જાણે કે ક્યાં વનદેવી ગૂમ થઇ ગયાં છે ? પેલાં રામપાળ અને માહેશ્વરીનો પણ પત્તો નથી. બીચારાં સત્યવતી રાણી તો ફીકરજ કર્યા કરેછે. રાણી સત્યવતી કેવી પવિત્રતાની મૂર્તિ ? દુષ્ટના પનારે પડેલી પવિત્ર પ્રેમદા ખરેજ દુઃખી થઇ. ભાગ્યહિન વ્હેમસિંહ આવી સતી સન્નારીની કદર કરી શક્યો નહિ. જો તેણે રાણીના પ્રેમને પિછાન્યો હોત તો તે આ સંસારમાં જ સ્વર્ગિય સુખ ભોગવી શકત. પણ પાપીના નશીબમાં એવું સુખ ક્યાંથી લખાએલું હોય ? ઘરમાં રંભા સમાન સુંદર; પ્રેમથી પરીપૂર્ણ પ્રેમદા હોવા છતાં નિર્ભાગી મનુષ્યો પવિત્ર પ્રેમદાના પ્રેમનો તિરસ્કાર કરી શ્વાનની માફક બહાર ભટકે છે. ધીક્કાર છે આવા નરાધમોને. છાણના કિડાને છાણમાંજ મોજ મળે. નર્કના અધીકારીઓ પવિત્ર પ્રેમની મહત્તાને શી રીતે પીછાની શકે ? રાજા વ્હેમસિંહ ભૂલ્યો. સતીની કદર કરી શક્યો નહિ. તે પાપીના કારણેજ સતીને સંન્યાસીની સમાન જીવન ગુજારી આ પ્હાડી પ્રદેશમાં રહેવું

પડે છે. રાજમહેલ ત્યાગી એક પર્ણકુટીમાં પડયું રહેવું પડયું છે. પણ અહિં તેને શાન્તિ છે. રાજા વ્હેમસિંહે તેને ઘણું દુઃખ દીધું છે. બસ તે રાજાનો હવે વિનાશ સમિપ છે. જે પતિ તેની પવિત્ર પ્રેમદાને દુઃખી કરે છે; તે તેના આખા જીવનમાં કદાપિ સુખી થતો નથી. જ્યાં સ્ત્રીયોને આનંદ મળે છે ત્યાં સ્વર્ગ સુખ આવી રહે છે, વ્હેમસિંહનું નશીબ ફુટયું છે.દુર્ભાગી હવે ટુંકમાંજ મરણને શરણ થવાનો. તેણે તેની આખી જીંદગી પાપકર્મ કરવામાંજ ગુમાવી છે. તેણે તેનો મનુષ્ય જન્મ વૃથા ખોયો છે. પાપાત્મા! તારૂં હવે આવી બન્યું સમજજે. ત્હેં અમને બહુજ સતાવ્યા છે. રાનેરાન રઝળાવ્યા છે; આ સઘળાનો બદલો તને જરૂર મળશે. વનદેવી આવતાંજ તારા ગુપ્ત ચમત્કારી સ્થાન આગળ આવીશ અને તારૂં તે ચમત્કારી મકાન ગમે તેવું હશે તોપણ ભુકો કરી નાંખીશ. અધર્મી તને તો હું જીવતો છોડનારજ નથી. તારા જુલ્મ યાદ કરતાં મારૂં આખું શરીર કંપે છે. તેં નીરપરાધી જનોને બેજાન કર્યાં છે. હજારો બાળકો નિરાધાર થયાં છે. કકળતી આંતરડીઓના શ્રાપ ચારે તરફથી તારી પર ઉતરી રહ્યા છે. તારા મ્હોતના ડંકા ચારે દિશાએ વાગતા સંભળાય છે. બસ હવે ચેત અને મ્હોતને ભેટવા–યમરાજને શરણે જવા–નર્કકુંડમાં ડુબવા તૈયારથા." આમ બોલતો પ્રતાપ એકાએક ઉભો થયો. તેનો ચહેરો ઉગ્ર જણાવા લાગ્યો. મુખમાંથી ઉષ્ણ શ્વાસોશ્વાસ નીકળવા લાગ્યા. ભુજાઓ પાપીનો વિનાશ કરવા ઉંચી નીચી થવા લાગી. પ્રતાપની સ્થિતિ થોડીકવાર આવી રહી. તરત તે સાવધ બન્યો અને મન સાથે બોલ્યો: "આજે મારા મનની સ્થિતિ અસ્વસ્થ બની છે. પાપીનો વિધ્વંશ કરવા મારૂં મન

આતુર બન્યું છે. હવે વનદેવી પધારેતો સારૂં ? તેઓ ક્યાં ગયાં હશે ? શું અમલગઢતો નહિ ગયાં હોય ? શી ખબર પડે ? અમારે હવે ચમત્કારી સ્થાન પ્રતિ જવું જોઇએ. બન્ને બાળાઓ ઘણી દુઃખી થતી હશે. પાપીયો તેમને સતાવતા હશે. મારો મિત્ર પણ મારા વિયોગથી દુઃખી થતો હશે ? મારા આગમનની રાહ આતુરતાથી જોઇ રહ્યો હશે. આ સ્થળે વધુ દિવસ વ્યતિત કરવા એ મને ઠીક લાગતું નથી. પ્રભુ જાણે કે ત્યાં શું થયું હશે ? ચાલ હવે નિવાસસ્થાને જાઉં ? આજે હું અત્રે ઘણીવાર રોકાયો. ” આમ આત્મગત વિચારના ઘોડા દોડાવતો પ્રતાપ નિવાસસ્થાને આવ્યો. રાણી સત્યવતિ સૂર્યભગવાનને વંદન કરી રહ્યાં હતાં. વંદન બાદ રાણી પ્રતાપની પાસે આવી બેઠી અને પૂછ્યું; “ તમે અત્યારમાં ક્યાં ગયા હતા ? ”

“ બહાર ફરવા નીકળી પડયો હતો. મને આજે બરાબર ઉંઘ આવી ન્હોતી.” પ્રતાપે કહ્યું.

“ કેમ કંઇ અજંપો થઇ આવ્યો હતો ? રાણીએ પૂછ્યું.

“ દેવી ! જેના હૃદયમાં ચિંતાની આગ ભડભડાટ સળગતી હોય, જેનાં સ્નેહિજનો દુઃખમાં દિવસો નિર્ગમન કરતાં હોય; તેને રાત્રિએ પણ શાન્ત નિદ્રા આવી શકતી નથી.”

“ ભાઇ ! એમાં આપણો શું ઉપાય ? તમેજ વિચાર કરી જુઓ કે હું કેટલી દુઃખી છું ? જગતમાં મારે ઉભા રહેવાનું સ્થાન ક્યાંઇ છે ? તમે પુરૂષ અને હું અબળા. ભલું થજો વનદેવીનું કે જેણે મને સુખમાં રાખી અને તેની માતા સમાન માની. ભાઇ પ્રતાપ ! વિચારી જો ? ચિંતા કરૂં તો હુંજ કરૂં.”

“ સત્ય છે. આપના માથે દુઃખનાં ઝાડજ ઉગવાં બાકી છે. દેવી ! મને વ્હેમસિંહપર ઘણો ક્રોધ ચઢે છે અને મનમાં થાય છે.

કે ક્યારે તે મારા હાથમાં આવે અને હું તેને તેનાં કર્મનાં ફળ ચખાડું."

"પ્રતાપ ! એવા વિચાર કરવા મૂકી દે. સમય આવે સારૂં થશે. ભ્રષ્ટ બુદ્ધિના મનુષ્યો કુદરતના સખ્ત ફટકાથી આપોઆપ સીધા થશે. કરેલાં કર્મનાં ફળ તેમને જરૂર મળે છે."

"મને તમારી દશા જોઇ ઘણું લાગી આવે છે."

"દૈવેચ્છા. આપણે શું કરીએ ? નશીબમાં માંડયું હોય તે થાય. આપણો શું ઉપાય ? આપણે તો ભગવાનના આશરે રહેવું અને બની શકતાં સતકાર્ય કરી આપણા શત્રુનું પણ ભલું ઇચ્છવું."

"મારે આપને કંઇક પૂછવું છે ?" પ્રતાપે કહ્યું."

"ખૂશીથી પૂછો."

"તમે ગુસ્સે તો નહિ થાવને ?"

"શામાટે ? મારા હૃદયમાં હવે ગુસ્સો રહ્યોજ નથી. વળી હું તને મારા પેટના પુત્ર પ્રમાણે જ ચાહુ છું."

"હેમસિંહ પ્રત્યે તમને કેટલી લાગણી છે ?"

"પ્રતાપ ! આ પ્રશ્ન અજબ છે. શું તું આર્ય સન્નારીયોના સિદ્ધાંતથી અજાણ છે ? પતિ ગમે એવો હોય તો પણ સ્ત્રીએ તેનું સદા કલ્યાણ ઇચ્છવું એજ ધર્મ છે. મહારાજા પ્રત્યે પણ મારી લાગણી આજ છે. હું નિરંતર પ્રભુની પાસે એજ માગણી કર્યા કરૂં છું કે તેમને સુખી રાખે અને સન્માર્ગે ચઢાવે."

"દેવી ! તમને એ દુષ્ટ રાજાએ તમને શું ઓછું દુઃખ દીધું છે ?' પ્રતાપે સ્હેજ ઉશ્કેરાઈ પૂછ્યું.

"ભાઇ ! હું જન્મથીજ દુઃખી છું. દુઃખીયાંને દુઃખની શી નવાઇ ? રાજાએ દુઃખ દીધું કે મારા નશીબના જોરે આવું થયું તેની

શી ખબર પડે ? પણ દુઃખમાંથી સારાં ફળ આવે છે એવી મારી માન્યતા છે. આટલા દુઃખને અંતે જો રાજા સન્માર્ગે વળશે તો હું આનંદ પામીશ."

"ધન્ય છે; માતા તમને ધન્ય છે."

"પ્રતાપ ! આ ધર્મ દરેક નારીયોનો છે. પતિના સુખે સુખી અને દુઃખે દુઃખી થવું એ પ્રત્યેક પ્રેમદાની પવિત્ર ફરજ છે."

"માતા ! જુઓને કેવી ઉથલ પાથલ થઇ રહીછે ? રાજાનું હૃદય ભોળું છે. તેની આસપાસનું મંડળ મહા દુષ્ટ છે અને તેથીજ રાજા મહા ભયંકર દુષ્ટ બન્યો છે."

"પ્રભુ તેમને સન્માર્ગે લાવો." રાણીએ નેત્રો બંધ કરી પ્રભુની પ્રાર્થના કરી.

બન્નેમાં મૌન પથરાયું. બાદ વિચાર વશ પ્રતાપે પૂછ્યું; "વન-દેવીના સમાચાર કંઇ આવ્યા ?"

"ના, હું તેનાજ ચિંતા કર્યા કરૂં છું."

"તે અચાનક ક્યાં ગયાં હશે ? વળી રામપાલ અને માહેશ્વરી પણ ગૂમ થયાં છે."

"શું ખબર પડે કે તેઓ ક્યાં ગૂમ થયાં છે ? આપણાં માણસો પણ વિવિધ તર્ક કર્યા કરે છે."

"તેમની શોધ પણ ક્યાં કરવી ?"

"તેઓની શોધ કરવાની જરૂર નથી. વનદેવી અગત્યના કાર્ય સિવાય કંઇ જાયજ નહિ. વળી તે જ્યાં જાય છે ત્યાં રામપાળ અને માહેશ્વરીને પણ સાથે લઇ જાય છે. હું ધારૂં છું કે રામ-પાળ અને માહેશ્વરી તેની સાથેજ હશે."

"તે હવે આવે તો સારૂં કે જેથી આપણા કાર્યની પૂર્ણા-હુતી થાય."

"હું પણ એમજ ઇચ્છું છું. રાજકન્યા–મણીકાન્તા અને કુમારના દુઃખથી મને ઘણું લાગી આવે છે, "

" માતા ! દયામય હૃદય એવાંજ હોય છે. "

રાણીએ નિઃશ્વાસ નાખ્યો. પુનઃ પ્રતાપે પૂછયું; " માતા ! મારા મનમાં એક શંકા ઉદ્ભવે છે ? "

" તારા હૃદયની શંકા જાહેર કર. "

" વનદેવી મનુષ્ય હશે કે દેવી ? "

" તું શું ધારે છે ? " રાણીએ કિંચીત્ હાસ્ય કરી પૂછયું.

" દેવી. "

" હું એમ નથી માનતી. "

" ત્યારે ? "

" મનુષ્ય. "

" માણુસ આવાં પ્રબળ કાર્યો કરી શકે ? "

" જરૂર. જેનામાં નીતિ ધર્મ અને પ્રભુમાં દૃઢ વિશ્વાસ હોય તે ધારે તે કરી શકે છે. પણ જેને પોતાનામાંજ અવિશ્વાસ છે તે પ્રભુ પ્રત્યે શી રીતે શ્રધ્ધા ધરાવી વિકટ કાર્યો કરી શકે ? "

" એ દેવકન્યા કોણ હશે ? " પ્રતાપે પૂછયું.

" તે હું પણ જાણી શકી નથી. મને અહિં ઘણા દિવસ થયા; પણ હું એ ભેદ કળી શકી નથી. "

" કોઇ રાજપુત્રી હશે ? "

" રાજપુત્રીને આવું કરવાનુ કારણ ? " રાણીએ પૂછયું.

" અજબ થવા જેવું તો એ છે કે વનદેવીના અનેક નોકરો પણ તે કોણ છે એ જાણુતા નથી. "

" હા, અને તેથી મને ઘણી નવાઇ ઉપજે છે. "

" પેલો રામપાળ અને માહેશ્વરી કોણ છે ? " પ્રતાપે પૂછયું.

"શું તું રામપાળને હજી ઓળખતો નથી ?" રાણીએ પૂછ્યું.

"ના, મને યાદ નથી."

"એક લઢાઇના વખતે કુમાર વિજયસિંહને અજાણ્યા લઢવૈયાએ તેના માણસો સાથે મદદે આવી પહોંચી વિજય અપાવ્યો હતો તે યાદ છે કે ?"

"હાજી, હવેજ યાદ આવ્યું. અને જો ભૂલતો ન હોઉં તો આ રામપાળ આપનો માજી ઉપસેનાપતિ હોવો જોઇએ."

"બરાબર છે."

"અને માહેશ્વરી ?" પ્રતાપે પૂછ્યું.

"રામપાળની ભવિષ્યમાં પત્ની થનાર છે."

"હજી સૂધી બન્ને પરણેલાં નથી ?"

"ના, બન્નેએ પ્રતિજ્ઞા કરી છે કે જયારે શાન્તિનું સામ્રાજ્ય વ્યાપશે અને પ્રજા દુઃખમૂક્ત થશે ત્યારેજ પરણીશું."

"ધન્ય છે આવાં સ્વદેશ વત્સલ પ્રેમીઓને."

રાણી અને પ્રતાપે અન્ય ઘણી વાતો કરી. વાતોમાં વખત ઘણો વિત્યો. ભોજન સમય થયો. સેવકે સમાચાર જણાવ્યા. રાણી અને પ્રતાપ એક ગુફામાં જઇ ભોજન કાર્યથી નિવૃત્ત થયાં. રાણીએ જ્ઞાનચર્ચા ચલાવી. થોડીકવાર પ્રભુના ગુણ ગાયા. પ્રતાપે પૂછ્યું, "માતાજી ! ઇશ્વર સિવાયની કોઇ જગા ખાલી હશે કે ?"

રાણીએ હસ્તાવદને કહ્યું, "પ્રતાપ ! તું બુદ્ધિશાળી છે, છતાં આવો પ્રશ્ન પૂછે છે જાણી નવાઇ પામું છું. જગતમાં એવી એક પણ વસ્તુ કે જગા નથી કે જેમાં ઇશ્વરનો નિવાસ નથી. સચરાચર પ્રભુ જગતમાં પોતાની લીલા વિસ્તારી રહ્યા છે."

"હું આ બધી લીલા જોઇ અજબ થાઉં છું અને જેમ જેમ

ઉંડો ઉતરતો જાઉં છું તેમ તેમ ગહન વિચારમાં ગોથાં ખાઉં છું. માતા! પ્રભુના પ્રત્યક્ષ દર્શનનો લાભ મને ક્યારે મળશે?"

"બેટા! જ્યારે તું તારી ઇંદ્રિયો અને ઇચ્છાશક્તિયોપર વિજય મેળવીશ; સુખ દુઃખને સમાન લેખીશ અને આ જગતથી તું તને અલીપ્ત માનીશ ત્યારેજ પ્રભુનાં દર્શનનો અધિકારી થઇશ."

"પણ આ બધું શી રીતે બને?"

"ધીમે ધીમે સઘળું બનશે. અકળાવું નહિ. પ્રભુનું તેજ તને પોતાની તરફ ખેંચશે."

"માતાજી! આપે પ્રભુને જોયા છે?"

"હું તો સર્વત્ર પ્રભુને જોયા કરૂં છું. અહિં અને બીજે બધે નારાયણ છે અને તેનાં દર્શન કરૂં છું."

આવી રીતના વાર્તા વિનોદમાં એકાએક ખલલ પડી. દૂરથી એક કાફલો આવતો જણાયો. સૌથી આગળ લાલ રંગનું નિશાન પવનમાં ફરકી રહ્યું હતું. પ્રતાપ અને રાણી વિસ્મય વદને એ તરફ જોઇ રહ્યાં. થોડીવાર સુધી એ તરફ જોઇ રહી પ્રતાપે કહ્યું, "દેવી! માણસોનું મોટું ટોળું આ તરફ આવતું જણાય છે."

"હા, અને હું ધારૂં છું કે તે વનદેવીજ હશે."

"કદાચ એમ પણ બને. લાલ વાવટો વનદેવીનુંજ ચિહ્ન છે."

થોડીવારમાં આવનાર માણસો નજીક આવતાં ઓળખાયાં. વનદેવી–રામપાળ–માહેશ્વરી તેમનાં માણસો સાથે આવતાં હતાં. તેમની સાથે માણસોની સંખ્યા આશરે પચાશેકની હતી. આનંદ વ્યાપી રહ્યો. રાણી અને પ્રતાપ સામે જઇ મળ્યાં. પરસ્પર કુશળ વર્તમાન પૂછાયા. આશ્રમે આવી બધાં વિશ્રામ અર્થે બેઠાં. રાણીએ પૂછ્યું, "તમારા એકાએક ચાલ્યા જવાથી અમને ફીકર થતી હતી.

તેમાં વળી આ રામપાળ અને માહેશ્વરીના જવાથીતો અમને અનેક તર્ક-વિતર્ક થતા હતા."

"હું કહ્યા વિના ન જાત; પણ પ્રસંગ એવો બન્યો કે અમારે એકાએક જવું પડયું." વનદેવીએ કહ્યું.

"આપ કઇ તરફ જઈ આવ્યાં?" પ્રતાપે પૂછયું.

વનદેવીએ સહાસ્ય મુખે કહ્યું; "પ્રતાપ! હું તમને મંગળ સમાચાર જણાવું છું. કુમાર અને વ્હેમસિંહના યુદ્ધનો હવે સદાયને માટે અંત આવ્યો છે."

"કેવી રીતે?" પ્રતાપે ઉત્સુકતાથી પૂછયું.

"વ્હેમસિંહ હાર્યા અને કુમાર વિજયશ્રી વર્યા."

"શું કહો છો? વ્હેમસિંહનું શું થયું?"

"વ્હેમસિંહ અને બંકા આ યુદ્ધમાં નાશી છૂટયા છે," બાકીના જીવતા રહેલા આપણે તાબે થયા. પ્રજાના આનંદનો તો સુમાર નથી." વનદેવીએ તમામ વાત પ્રતાપને જણાવી. પ્રતાપના આનંદનો પાર રહ્યો નહિ. તેણે હર્ષાશ્રુ વહાવતાં પ્રભુની સ્તુતી કરી વનદેવીનો ઉપકાર માની પૂછયું; "દેવી! જ્યાં સૂધી વ્હેમસિંહ અને બંકા જીવતા છે ત્યાં સૂધી આપણે નિર્ભય નથી અને વિશ્વ-મોહિની તથા મણીકાન્તા હાથ આવનાર નથી."

"પ્રતાપ! હવે ગભરાવા જેવું નથી. વ્હેમસિંહ નાશીને ક્યાં જનાર છે? તેનાં તમામ ગુપ્ત સ્થળો આપણે કબજે છે. ફક્ત એક બાકી રહ્યું છે; તે કોઇ જાણતું નથી. તે સ્થળે બન્ને જઇ છૂપાયા છે. તે સ્થળ હું જાણું છું. વિશ્વમોહિની અને મણીકાન્તા પણ ત્યાં છે."

"ત્યારે ચાલો આપણે ત્યાં જઇએ."

"આપણે આજ સાંજનાજ એ તરફ પ્રયાણ કરીશું."

"સાથે સૈનિકો લઇશું ને?" પ્રતાપે પૂછ્યું.

"ના, સૈનિકોની ત્યાં જરૂર નથી. હું-રાણી-તમે અને રામપાળ-માહેશ્વરી ત્યાં જઇશું. તમે તમારાં રંગવિદ્યાનાં તમામ સાહિત્ય સાથે લઇ લેજો. કદાચ ત્યાં રંગ વિદ્યાની ભારે લઢાઈ જાગશે. વળી ત્યાંનું ગુપ્ત સ્થાન ચમત્કારી છે. ઇંદ્રિજાળ ફેલાએલી છે; પણ તે સઘળી જાળને વિદારવાની વિદ્યા હું જાણું છું. પ્રભુ કૃપાએ આ વખતે આપણો વિજયજ છે."

સઘળાંએ સાંજે જવાનો નિશ્ચય કર્યો. ભોજન કાર્ય પૂર્ણ કર્યા બાદ બધાંએ વિશ્રાન્તિ લીધી. સાંજ પડી. વનદેવી-પ્રતાપ વગેરે જવાને તૈયાર થયાં. એક વૃદ્ધ સરદારને નિવાસસ્થાનની સંભાળ રાખવાનું સુચવી અંધારૂં થતાં મોટી મશાલો સળગાવી સઘળાં રસ્તે પડયાં.

---

## પ્રકરણ ૨ જું.

### ભેદીસ્થાન તરફ ગમન.

રાત્રિના સમયે વનદેવી-પ્રતાપ વગેરે ગુપ્ત સ્થાન તરફ જવા લાગ્યાં. આ ચમત્કારી સ્થળ લગભગ આઠેક ગાઉના અંતર ઉપર આવેલું હતું. રસ્તો પ્હાડમાં થઇને જતો હતો. ખાડા ટેકરા પુષ્કળ આવતા હતા. ઉંડી-ખીણોમાં વારે ઘડીએ ચઢવું ઉતરવું પડતું હતું. રામપાળ અને પ્રતાપસિંહ હાથમાં સળગતી મશાલો પકડી આગળ ચાલતા હતા. અજવાળું હોવાથી સઘળાં ચાલ્યાં જતાં હતાં. હિંસક જાનવરો આ લોકોને કાળી રાતે જોઇ ભય

પામી ભાગી જતાં હતાં. માર્ગમાં ચાલતાં પ્રતાપે વનદેવીને પૂછ્યું.

"હું ધારૂં છું કે રાજા ઠ્ક્કેમસિંહ અને મોતીલાલ ત્યાંજ હશે?"

"કદાચ એમ પણ બને. ત્યાં જતાં છેવટે એક નાનું ગામ આવશે ત્યાં આપણે તપાસ કરીશું."

"એ ગામ મોટું છે?"

"ના, પચાસેક છાપરાં છે. વસ્તી ભીલ લોકોની છે."

સઘળાં ઉતાવળે પગે રસ્તો કાપવા લાગ્યાં. રસ્તામાં અનેક નદી નાળાં આવતાં હતાં. રસ્તો વિકટ હતો; પણ આ લોકો નિર્ભયતાથી આગળ વધે જતાં હતાં. મોટા પરોઢના સમયે સઘળાં એક ગામ આગળ આવ્યાં, આ ગામ નાનું હતું. ઘર વાંસનાં બનાવેલાં હતાં. વાંસપર માટી વગેરે ચોપડેલું હતું. ભીલ લોકોનાં આ છાપરાં હતાં. વનદેવી બધાંની સાથે એક મોટા છાપરા આગળ આવ્યાં. આ છાપરૂં ભીલોના નાયકનું હતું. ભીલ નાયક આ વખતે પથારીમાં પડ્યો-પડ્યો ઉંઘતો હતો. તેની સ્ત્રી ભેંસને ચારો નાખતી હતી. સ્ત્રીની દૃષ્ટિ વનદેવી પર પડતાંજ ચોંકી અને વનદેવીને ઓળખતાંજ બોલી; "કોણ માતાજી? અત્યારમાં ક્યાંથી?"

વનદેવીએ કહ્યું, "હું અત્યારમાં આવી છું. મોહન ઉઠ્યો છે કે?"

"નારે મા, એતો દોઢ પ્હોર દહાડો થએ ઉઠે છે." ભીલડીએ જવાબ વાળ્યો.

"તેને જગાડ." દેવીએ આજ્ઞા આપી.

ભીલડી છાપરામાં ગઇ અને ઘસઘસાટ ઉંઘતાં પતિના શરીર પરથી ગોદડું ખેંચી લેતાં બોલી; "એ હાંભળો સો કે? ઉઠો, બેઠા થાવ."

"હુંસે ? હાંને જગાડે છે ? વ્હાણું તો વાવાદે ?" મોહને આંખ્યો ચોળતાં બેઠા થઈ પૂછ્યું.

"હવાર તો ક્યારનુંએ થઇ જયું સે. પહોર દહાડો ચદી ચૂકયો સે ઉઠો; બહાર માતાજી આવી ઉભાં સે."

"હેં ! શું કહે છે ? માતાજી આઈવાં છે ?"

"હા, બારણે જઇ જુઓ."

મોહન બારણાં પાસે દોડી આવ્યો. વનદેવીને અને તેની સાથેનાં માણસોને જોઇને આનંદ પામ્યો. તેણે વનદેવીના પગમાં પડી પૂછ્યું, "મા, આજે આટલાં વહેલાં ક્યાંથી આઇવાં ?"

"આશ્રમેથી આવું છું."

"ગરીબનાં ઘર પાવન કર્યાં." કહી મોહન ઘરમાં ગયો અને એક મોટું ગોદડું લઇ આવ્યો. તેણે ગોદડું બીછાવ્યું. બધાં બેઠાં. મોહનની પત્ની તાંબાના ઘડામાં પાણી લઇ આવી. બધાંએ મુખ ધોયાં. બાદ થોડી વારમાં ભીલડીએ ભેંસ દોહી. સઘળાંની આગળ દુધના વાડકા ભરી મૂકયા. પ્રતાપ વગેરેએ આનંદ પામી દુધ પાન કર્યું. દુધનો શું સ્વાદ ? અમૃત સમાન મીઠા દુધના પાનથી પ્રતાપ ખુશ થઇ ગયો. આ પછી મોહને વનદેવીને ઉદ્દેશી પૂછ્યું; "માતાજી આજે આ ગામમાં પધારવાની ઘણે દિવસે કરપા કરી ?"

"હા, પેલા તારા ભાઇબંધને હવે બરાબર આરામ છેને ?" વનદેવીએ પૂછ્યું.

"અરે એતો ક્યારનોએ સારો થઇ ગયો છે અને ખેતરોમાંથી ચારના મોટા ભારા બાંધી લાવે છે."

"પણ એ બધો પ્રતાપ કોનો ?"

"આપનો." મોહને કહ્યું.

"ના, એમ ના બોલ. પ્રતાપ તો પ્રભુનો. પણ તેણે દારૂ-માંસ છોડયાં તેથી તે જીવ્યો. હવે કોઇ દિવસ લેશે નહિને ?" "રામ-રામ કરો. દારૂ અને માંસ પર તો તેને એટલી ચીડ ચઢી છે કે જો કોઇ ગામમાં એવું કરતું હોય તો મારો ભાઇબંધ તેને બોલાવતોજ નથી."

"ગામમાં એવા કેટલાં માણસ છે ?"

"મા ! ગામ હોય ત્યાં ઢેડવાડો હોય. એકાદ બે ઘર એવાં છે. મારો ભાઇબંધ રોજ બોધ આપે છે. ધીમે ધીમે એ બે ઘર પણ સુધરી જશે."

"મોહન ! એવી નીચી વસ્તુઓ ત્યાગવાથી કેટલો બધો ફાયદો થાય છે ?"

"ઘણો. હું વર્ણન જ કરી શકતો નથી. અમારાં પૂરવનાં પુણ્યે તમે આવ્યાં અને અમને નરકકુંડમાં પડતા બચાવ્યા. મા, આ ઉપકાર તે કેમ વિસરાય."

"મોહન ! હું તને કંઇક પૂછવા ઇચ્છું છું."

"આપને પૂછવું હોય તે પૂછો ?"

"આ થોડા દિવસમાં કોઇ રાજા અહિં આવ્યો હતો ?"

"હા, હા, રાજાની સાથે એક બીજો પણ હતો." મોહને કહ્યું.

"તેઓને તેં ઓળખ્યા હતા."

"હા, અમલગઢનો રાજા માર ખાઇ અહિં નાશી આવ્યો હતો. તેની સાથે બંકા નામનો પેલો જાદુગર હતો."

"તે બન્ને અહિં ક્યારે આવ્યા હતા ?"

"આજથી ત્રીજા દિ પર."

"પછી ક્યાં ગયા ?"

"એક આખો દિ અને રાત આ ગામમાં ગાળી જતા રહ્યા.

તે ક્યાં ગયા તે કોઇને ખબર પડી નહિ. ”

“ ઠીક; અમારે એજ જાણવું હતું. અમે હવે જઇએ છીએ.”

“ તમે કઇ તરફ જાવ છો મા ? આજનો દહાડો તો રહો. ”

“ અમે વળતાં આવશું. અમે અત્યારે પેલા ભૂતીયા ઘુમ્મટે જઇએ છીએ. ”

“ શું ભૂતીયા ઘુમ્મટે ? ” મોહને આંખ્યો વિકાશીને પૂછ્યું.

“ હા, તું ગભરાય છે શામાટે ? ”

“ ત્યાં બહુ ભૂત રહે છે. રાત દહાડો ગરબા ગાય છે. ”

“ અમે પણ તેમનાં ભેગાં ભળી ગરબા ગાશું. ” વનદેવીએ મોટેથી હશીને કહ્યું.

“ ખાઇ જશે તો ? ”

“ અરે અમે તેમને ચકલીઓ બનાવી દેશું.” વનદેવીએજ કહ્યું.

“ હું સાથે આવું ? ” મોહને પૂછ્યું.

“ ભૂત ખાઇ જશો તો ? ” દેવીએ પૂછ્યું.

“ તમે સાથે છો ને ? ”

“ મોહન ! તારે ત્યાં આવવાની જરૂર નથી. અમે ત્યાં અગત્યના કામ માટે જઇએ છીએ. ત્યાં છૂપાએલા ભૂતે બે ગરીબ અબળાઓને ઉપાડી જઇ ત્યાં પૂરી રાખી છે. અમે તેમને છોડવી જલ્દીથી પાછાં આવશું. ”

“ મને કંઇ હુકમ છે ? ”

“ હા, અમે પાછાં આવીએ નહિ ત્યાં સુધી એ તરફ કોઇ આવવાનો વિચાર કરે તો તારે તેના પહેલાં ત્યાં આવવું અને અમને ખબર આપવી. ”

“ તમે ત્યાં કયાં હશો ? ”

“ મારાં બે માણસો ભૂતીયા ઘુમ્મટની બહારજ રહેશે. ”

આવી સૂચના આપી વનદેવી અને તેનું મંડળ આગળ ચાલ્યું. ગામથી લગભગ ગાઉએક દૂર ગયા પછી એક સાંકડો રસ્તો શરૂ થયો. બાજુમાં એક નાની નદી વ્હેતી હતી. તેને કિનારે-કિનારે બધાં આગળ ચાલ્યાં. વધુ આગળ વધતાં જમીન ભીનાશવાળી આવી. આ ભીનાશવાળી જમીન પસાર કરી સઘળાં એક ઉંડી ખીણમાં ઉતરી આગળ ચાલવા લાગ્યાં. પ્રતાપ વગેરે આવો રસ્તો જોઇ આશ્ચર્ય પામ્યા. તેઓ મનમાં વનદેવીની પ્રશંસા કરવા લાગ્યા. ખીણ લાંબી હતી. બરાબર મધ્યાન્હ કાળે ખીણની બહાર નીકળી સઘળાં મેદાનમાં આવ્યાં. આ સ્થળે ચારે તરફ ઉંચા પ્હાડો આવી રહ્યા હતા. વાંસ અને તાડનાં ઉંચાં-ઉંચાં ઝાડનો તો સુમાર ન્હોતો. પાણીનાં અખંડ ઝરણાં રાત્રિ દિવસ વહન કરી રહ્યાં હતાં. દેખાવ ખુશનુમા હતો. સ્થળે-સ્થળે સફેત પત્થરોની છાટો પડેલી હતી. અહિં સામેજ એક કાળા પત્થરનો ગોળ ઘુમ્મટ દેખાતો હતો. ઘુમ્મટ મોટો અને ભયાનક ભાસતો હતો. ખૂબી તો એ હતી કે આ ઘુમ્મટમાં જવાનો એક પણ દરવાજો દૃષ્ટિગોચર થતો નહિ. ચારે તરપ પત્થરની લીસી દિવાલો આવેલી હતી. વનદેવી એ તરપ ઘણીવાર જોઈ રહી. પ્રતાપ અને બીજાં પણ એ તરફ જોઇ રહ્યાં. ઘણીવાર જોયા કર્યું. તડકાથી ઘુમ્મટના કાળા પત્થરમાંથી એક જાતનો વિચિત્ર રંગ પ્રકાશતો હતો. પ્રતાપે આશ્ચર્ય પામી પૂછ્યું. " દેવી ! પણે ઘુમ્મટ તો દેખાય છે."

"પ્રતાપ ! એ તેજ ઘુમ્મટ છેકે જે ભૂતીયા ઘુમ્મટના નામથી ઓળખાય છે. "

" શું એમાંજ રાજકન્યા અને મણીકાન્તા પૂરાએલાં છે ? "

" હા. "

"પણ એ ઘુમ્મટનો દરવાજો ક્યાં છે? ચારે તરફ તો દિવાલો આવેલી છે."

"ખરી ખૂબી તો ત્યાંજ રહેલી છે. જેવો આ ઘુમ્મટ ભેદી છે એવો ચમત્કારી પણ વિશેષ છે."

"ત્યારે અંદર શી રીતે જવાશે?"

"પ્રભુ કૃપા હશે તો તે પણ સિદ્ધ થશે. ગભરાવાનું કારણ નથી. ચાલો આપણે તેની નજીક જઈએ."

સઘળાં આગળ ચાલ્યાં. પ્રતાપે ચળકાટ વિશે પૂછ્યું. જવાબમાં વનદેવીએ જણાવ્યું કે ઘુમ્મટના કાળા પત્થરમાંથી એક જાતનો રસ ઝરે છે અને તેથી સૂર્યનો પ્રકાશ પડવાથી વિચિત્ર રંગ ઉત્પન્ન થાય છે. આવું સાંભળી પ્રતાપના આશ્ચર્યની સીમા રહી નહિ. બધાં ઘુમ્મટની નજીક આવ્યાં. પ્રતાપે ઘુમ્મટની દિવાલને હાથ લગાવ્યો. દિવાલ આરસપહાણ જેવી લીસી જણાઈ અને તેની પર પાણી જેવા પદાર્થના બીંદુઓ બાઝેલાં જણાયાં. દિવાલો ચારે તરફથી સરખી હતી. એક ઝીણી તરડ પણ તેમાં જણાતી ન્હોતી. પ્રતાપ વિચારવા લાગ્યો કે અંદર જવાશે શી રીતે? તે આમ વિચાર કરી રહ્યો હતો; એવામાં વનદેવી પ્રતાપને લઈ ત્યાં નજીકમાં આવેલા એક વૃક્ષ આગળ આવી. આ ઝાડ મોટું હતું. પાંદડાં મોરના પીંછાં જેવાં ચળકતાં અને સુશોભીત હતાં. વનદેવી આ વૃક્ષ પર ચઢી અને પછી પાછી તરત નીચે ઉતરી. ત્યાં થડની પોલાણમાં એક નાનું ત્રીશુળ આવેલું હતું. આ ત્રીશુળ વનદેવીએ પકડી જોરથી હલાવ્યું. પાંચ–છ આંટા ફેરવતાં જ ચમત્કાર થયો. ચારે તરફથી ઘુમ–ઘુમ જેવો અવાજ સંભળાયો. ઘુમ્મટ પરની દિવાલ પર વળગેલો પ્રવાહી વધુ વહેવા અને ચળકવા લાગ્યો. વિજળી જેવા ચમકાર થવા લાગ્યા.

વૃક્ષની ઉગમણી બાજુએ થોડેક દૂર એક નાની ગોળાકાર પત્થરની દેરડી આવેલી હતી. મોટા અવાજની સાથેજ એ દેરડી બે ભાગમાં ફાટી પડી. વનદેવી અને પ્રતાપ ત્યાં દોડી ગયાં. તેમણે શું જોયું ? એક મૂર્તિ બેસાડેલી જણાઇ. વનદેવીએ હસ્તાવદને તત્કાળ મૂર્તિને ઉપાડી લીધી અને બાજુ પર મૂકી. લાંબો ભાલો નજરે પડયો. વનદેવીએ એક મોટો પત્થર ઉપાડી ભાલાપર ઠોકયો. કારમો કાટકો થયો. આખો ઘુમ્મટ ધ્રુજી ઉઠયો; અને એ સાથેજ ભાલા આગળથી એક પત્થર ઉખડી પડયો. ઉંડાણમાં જગા જણાઇ. નાના પગથીઆં નજરે પડયાં. પ્રતાપ આનંદથી બોલી ઉઠયો; " અરે આશું ? "

" ઘુમ્મટમાં જવાનો રસ્તો."

" શું તે આજ. "

" હા, આવા અનેક રસ્તા હજી અંદર આવશે. "

" ખરેખર અજબ કારીગરી. " પ્રતાપે કહ્યું.

વનદેવીએ રામપાળ અને માહેશ્વરીને પાસે બોલાવી કહ્યું; " રામપાળ ! રસ્તો ખુલ્લો થયો છે. હવે આપણે કામની વ્હેંચણી કરવી જોઇએ. મારો વિચાર મારી સાથે પ્રતાપ અને રાણીને અંદર લઇ જવાનો છે. તમારે અને માહેશ્વરીને આ સ્થળે રહેવાનું છે અને પૂરતી સંભાળ રાખવાની છે. "

" અમે આ સ્થળે ઉભાં રહીશું. તમે બહાર કયારે આવશો ? "

" અમે મધ્યરાત્રિ પહેલાં તો જરૂર બહાર નીકળી આવીશું. "

" ભલે, પધારો. "

" તમે બરાબર સંભાળ રાખજો. આ સ્થળ ભયંકર છે. જો લગીર ગફલતમાં રહ્યાં તો મુઆંજ સમજજો. વળી દુષ્મનો પણ આટલામાં જ છે. કોઇ અજાણ્યો અગર વેશ ધારી આવે તો સંભાળજો

અને તેને નજીક નહિ આવવા દેતાં દૂરથી ચાલ્યા જવાનું જણાવજો. અને જો તે ન જાય તો તેને બંદુકના બ્હારથી ઠાર કરજો. તમે બન્ને તમારી બંદુકો ભરેલીજ રાખજો."

" અમે સાવધ છીએ. તમે પધારો."

વનદેવી–સત્યમતી અને પ્રતાપ વારા ફરતી નીચે ઉતર્યાં. જગા સાંકડી હતી. અંદર જતાં કેટલેક સ્થળેથી શરીરની ચામડી પણ છોલાઇ. ત્રીપુટી અંદર ઉતરી અંધકારમાં આગળ ચાલી.

## પ્રકરણ ૩ જું.

### ધુમ્મટમાં ઘટના.

પ્રતાપસિંહ–વનદેવી અને રાણી સત્યમતી સુરંગમાં આગળ ચાલવા લાગ્યાં.–સુરંગ સાંકડી અને લાંબી હતી. માર્ગમાં પત્થર–કાંકરાનો સૂમાર ન્હોતો. ઝેરી જાનવરો પણ અંદર હોય એમ ભાસ થતો હતો. આ માર્ગ ઘણા દિવસથી હવડ હોય અને જાણે તાજોજ ઉપયોગમાં લીધો હોય એમ જણાતું હતું. અંદર દુર્ગંધ પણ આવતી હતી. ત્રિપુટી નાક આગળ કપડું આડુ રાખીને આગળ વધતી હતી. બહાર ખરા મધ્યાન્હકાળ થયા હતા, પણ અંદર અંધારૂં ઘોર હતું. કંઇ પણ જોવાઇ શકાતું ન્હોતું. બન્ને બાજુએ આવેલી દિવાલોને હાથ લગાવી આગળ પ્રયાણ થતું હતું. અંતે આ સાંકડી અને લાંબી નેળનો પાર આવ્યો, પણ અંધકારનો પાર આવ્યો નહિ. પ્રતાપે રંગવિદ્યાથી અજવાળું કરવાનો પ્રયત્ન કર્યો.

પણ આ સ્થળે રંગવિદ્યાનો પ્રયોગ સફળ થયો નહિ. એકાદ મશાલ સાથે રાખી હોત તો ઠીક થાત એમ સઘળાંના મનમાં થયું. થોડેક દૂર આગળ વધતાં એક પત્થરનું ચોસલું આવ્યું. આ ચોસલાપર પ્રતાપનો પગ અફળાયો. પત્થરનું ચોસલું ગોળ ચક્કર ફરતું જણાયું અને એ સાથેજ આ ત્રિપુટીની આંખ્યોએ અજવાળું જણાયું. એક દિવાલમાંથી મીણબતી જેવી લાકડી બહાર નીકળી હતી અને તે સળગતી હતી. આ સ્થળે એક નાનો ઓરડો આવેલો હતો. આ ઓરડો ગોળ દહેરાના આકારનો હતો. આગળ જવાનો રસ્તો જણાયો નહિ. ચારે તરફ એક સરખી દિવાલો આવેલી હતી. પ્રતાપ આશ્ચર્ય પામી બોલ્યો; "હું ધારૂં છું કે આ દહેરાના આકારનો ઓરડો નાનો છે અને મોટા ઘુમ્મટના એક ભાગમાં આવેલો છે."

વનદેવીએ કહ્યું, "હા, એમજ છે. મોટા ઘુમ્મટની અંદર આવા બીજા કેટલાક દહેરાવાળા નાના ઓરડા આવેલા છે. આ સઘળા ઓરડા કરામતી છે. આપણી કસોટી અહિંજ છે. આપણે ખૂબ સંભાળવાનું છે. જો લગીર પણ ગફલત થઇ તો આપણાં સોએ વર્ષ પૂરાં થયાં સમજવાં."

"આગળ રસ્તો જણાતો નથી. આ સ્થળ ઘણું ભયકારક છે." રાણીએ કહ્યું.

"હજી ભયકારક ભાગ તો આગળ છે." વનદેવીએ કહ્યું.

"દેવી! આગળ ક્યાં જવું? રસ્તો જણાતો નથી. કેમ કરવું?" પ્રતાપે પૂછ્યું.

"ગભરાવાની જરૂર નથી. મારી પાસે જે અજાયબ ગ્રંથ છે, તેમાં આ ચમત્કારી સ્થાનનો ભેદ જણાવેલો છે."

"ત્યારે એ ગ્રંથમાં જુઓને?"

" હવે એમજ કરૂં છું."

વનદેવીએ કપડાની એક નાની પોટકી છોડી અને તેમાંથી ગ્રંથ કાઢ્યો. આ ગ્રંથ કદમાં નાનો હતો. વનદેવીએ પાનાં ફેરવવા માંડયાં. અંદર આ ભેદી મકાનના રસ્તા ચિતરેલા હતા. આઠેક પાનાં ફેરવી વનદેવીએ એક સ્થળે આંગળી મૂકી પ્રતાપસિંહ પ્રત્યે કહ્યું; " જુઓ આ સ્થળે એક નાનો ગોખલો આવેલો છે. તમે જઇ જુઓ કે આ પ્રમાણે ત્યાં છે ?"

તરત પ્રતાપસિંહ ઉભો થયો અને ગ્રંથની નીશાની ધ્યાનમાં રાખી દિવાલના એક ખૂણા આગળ ગયો. આ સ્થળે એક નાનો થાંભલો આવેલો હતો અને તે થાંભલામાં એક નાનો ગોખલો કોરી કાઢેલો હતો. આ ગોખલો એટલો તો નાનો અને સફાઇથી કોરી કાઢેલો હતો કે ઉપર ઉપરથી તપાસ કરનારને ખબરજ પડે નહિ. પ્રતાપે કહ્યું, " આ સ્થળે નાનો ગોખલો છે."

" તેમાં જુઓ કે કંઇ છે ?"

પ્રતાપે તેમાં હાથ ફેરવ્યો. એક ઝીણી ખીલી જણાઇ. પ્રતાપ ખીલી છે એમ જણાવ્યું. વનદેવીએ ખીલીને દબાવવા કહ્યું.

પ્રતાપે ખીલી દબાવી. ઘોર–ગંભીર અવાજ થયો અને એ સાથેજ સામે આવેલી કાળી દિવાલ જમીન પર આડી પડી. રસ્તો થયો. સામે બીજો ઘુમ્મટ હતો. આ ઘુમ્મટમાં અનેક થાંભલાઓ આવેલા હતા. આ થાંભલા નાના નાના અસંખ્ય સંખ્યામાં હતા. ગણી શકાય એમ ન્હોતું. ભૂલ ભુલામણીના જેવો ઘાટ હતો. સઘળે પોલાણ હતું. અંદર વિવિધ પ્રકારના ધીમા અવાજ સંભળાતા. નબળો પોચો તો ભૂતની કલ્પના કરીને મરીજ જાય. ઝાંખું અજવાળું પડતું હતું. પ્રતાપ અને વનદેવીએ થોડીવાર ઉભા રહી આ દૃશ્ય અવલોકયું. પ્રતાપે કહ્યું; " ગ્રંથમાં જુઓ કે આગળ રસ્તો કયાં છે ?"

વનદેવીએ પાનું ફેરવ્યું. ગ્રંથમાં હારબંધ અને અવળ–સવળ થાંભલા ચીતરેલા હતા. દરેક થાંભલે કંઇક નીશાન કરેલું હતું. વનદેવીએ એક લાલ રંગના નીશાન પર આંગળી મૂકી કહ્યું, "જુઓ; અહિં નીશાની છે, એકવીસમા થાંભલા આગળ કંઇક હોવું જોઇએ."

"હું તપાસ કરી આવું." પ્રતાપ ચાલ્યો. વનદેવીએ કહ્યું, "સંભાળજો. આ ભૂલભૂલામણી છે. જો ભૂલ્યા તો ગોથાં ખાયાજ કરશો."

પ્રતાપ આગળ વધ્યો અને એકવીસમા થાંભલે આવ્યો. આ થાંભલા પર એક બીલાડી કોતરેલી હતી. બીલાડીનું મુખ પ્હોળું હતું. પ્રતાપે તેમાં ઝીણી નજરે જોયું તો જણાયું કે; એક ઝીણી લાલ રંગની દોરી બીલાડીના દાંત વચ્ચે છે. પ્રતાપે તે બીના વનદેવીને જણાવી. વનદેવીએ દોરીને ખેંચવાની સૂચના આપી. પ્રતાપે આરતે રહીને બીલાડીના દાંત વચ્ચેથી દોરી કાઢી. દોરી લાંબી થઇ. પ્રતાપે દોરીનો છેડો પકડી ખેંચ્યો. વિચિત્ર ઘટના બની. એકે એક થાંભલો ગોળ ફરવા લાગ્યો. દરેક થાંભલામાંથી ઝણુણનો ધીમો અવાજ નીકળવા લાગ્યો. પ્રતાપ અને રાણી આવો પ્રકાર અવલોકી દિગ્મૂઢ બન્યાં. થોડીવારેજ આ વિચિત્ર લીલાનો અંત આવ્યો. દરેક થાંભલા જમીનમાં ઉતરી પડયા અને આગળ રસ્તો જણાયો. આ રસ્તો ઉંડાણમાં ઉતરતો હતો. પ્રતાપ–વનદેવી અને રાણી નીચે ઉતરવા લાગ્યાં. આરસના જેવાં લીસાં પગથીઆં હતાં. સંભાળીને પગ મૂકવાની જરૂર હતી. લગભગ પચાસેક પગથીઆં ઉતરી સઘળાં નીચે આવ્યાં. આ સ્થળે થોડું અજવાળું પડતું હતું. બાજુમાં એક નાની ગુફા આવેલી હતી. આ ગુફાના દ્વારપર એક ગરૂડ પક્ષીનું ચિત્ર હતું. ગરૂડ પક્ષીએ ચાંચો પહોળી કરેલી હતી. વનદેવીએ પુસ્તકમાં જોઈ તે ગરૂડ પક્ષીના માથાપર જોરથી પત્થરનો ઘા કર્યો. ગરૂડપક્ષી ગોળા-

કાર કર્યું અને સાથેજ એક પત્થર નીચે સરી જતો જણાયો. અહિં જે સ્થળે વનદેવી-પ્રતાપ અને રાણી ઉભાં હતાં, તે સ્થળનો આખો પત્થર નીચે સરી જતો જણાયો. પ્રતાપના મનમાં થયું કે પાતાળમાં ઉતરીએ છીએ. રાણીના ભયનો પાર ન્હોતો. વનદેવી નિશ્ચલ ભાવથી ઉભી હતી. થોડીવારેજ પત્થર એક ઠેકાણે અટક્યો.

આ શું આશ્ચર્ય ? આ અદ્દભુત ભેદ શો ? આવાં તલે-સ્માતી મકાનો કોણે બનાવ્યાં હશે ? શું દેવલોકોએ અગર યક્ષ-કિન્નરોનાં આ સ્થાન હશે ? ગમે તેમ હો પણ આ ઘુમ્મટ ગયબી છે. બનાવનારને હજારો ધન્યવાદ ઘટે છે. ઉપરથી નીચે ઉતરી આવેલો પત્થર જ્યાં અટક્યો હતો ત્યાં નજીકમાંજ વળી પાછી એક લાંબી ચાલ આવેલી હતી. ત્રીપુટી તે ચાલમાં પ્રવેશી. થોડેક જતાં ભીષણ અંધકાર ફરી વળ્યો. સઘળાં હિંમતથી આગળ ચાલ્યાં. એવામાં એકાએક ઘંટ વાગવાનો અવાજ સંભળાયો. ઘંટનો અવાજ ઉંડાણમાંથી આવતો હતો. પ્રતાપ વગેરેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તેમની ખાત્રી થઇ ચૂકી કે અંદર કોઇ માણસો હોવા જોઇએ. બીજા તો કોઇ નહિ પણ વ્હેમસિંહ અને બંકા હશે. બન્ને નિર્દોષ બાળાઓને સતાવતા હશે ? આપણે જલ્દીથી ત્યાં પહોંચી જવું જોઇએ. આમ વિચાર કરતાં તેઓ ઝડપથી આગળ વધતાં હતાં. અંધકારમાં આ ત્રીપુટી નિર્ભયતાથી આગળ વધે જતી હતી. રસ્તો સાફ હતો. આ રસ્તો આગળ જતાં પ્હોળો જણાયો. પ્રતાપે તેના બન્ને હાથ પ્હોળા કર્યા પણ નજીકમાં ભીત જણાઈ નહિ. ઘણીવાર ચાલવા છતાં ચાલનો અંત આવ્યો નહિ. પ્રતાપે પૂછ્યું; " મહાદેવી ! હવે કેટલે ચાલવાનું હશે ? "

" મને લાગે છે કે હવે રસ્તો આવી રહ્યો છે. "

" અંદર કોઇ માણસો હોય એમ ભાસ થાય છે."

" કદાચ વ્હેમસિંહ અને બંકા હશે."

" દેવી ! આ ઘણું ભયાનક સ્થાન છે."

" આના જેવું વિકટ સ્થાન આખા દેશમાં નથી."

" આ સ્થળ કોણે બંધાવ્યું હશે ?"

" દંત કથા તો એવી છે કે હજારો વર્ષ પહેલાં એક રાક્ષસ ..., તેણે પાંચસો વર્ષ સુધી શ્રી ભોળા ભગવાનની તપશ્ચર્યા કરી. ..ક્ષસની તપશ્ચર્યા અડગ હતી. ત્ર્યૈલોક ડોલ્યું. દેવલોકો કંપવા લાગ્યા. ..ળાનાથ રાક્ષસની પર પ્રસન્ન થઇ વરદાન દેવા તત્પર થયા. દેવ..કો ગભરાયા અને ભોળા શંભુની સ્તુતિ કરી કહેવા લાગ્યા, હે ..નબંધુ ! આપ દયાળુ છો. હે કૈલાસ નાથ! રાક્ષસને વરદાન ..પવા આપ ભલે પધારો પણ અમારો વિચાર કંઇ કર્યો ? આપ ..ળા છો. આપની દ્રષ્ટિ સર્વત્ર સમાન છે. તે દુષ્ટ રાક્ષસે અમને ..ડવાને માટેજ આટલાં વર્ષ સુધી દારૂણ તપ કર્યું છે. માટે તે ..ટને વરદાન આપશો નહિ. દેવલોકોની આવી સ્તુતિ સાંભળી શ્રી ..કર હસ્યા અને બોલ્યા. હે દેવલોકો તમે શા માટે ભય પામો ... તમે સત્યના શરણમાં છો, નિરંતર ધર્મનું પાલન કરો છો. તમને ..ય શું ? તમે નિર્ભય છો. તમને દુઃખ આપવા કોઇ પણ શક્તિ ..ન નથી. રાક્ષસે મારી અડગ તપશ્ચર્યા કરી છે. માટે તેને વરદાન ..પવું જોઇએ. જો હું તેમ ન કરૂં તો દેવલોક મને શુ કહે ? માટે ..વ. તમે નિર્ભય થઇ વિહાર કરો. આટલું કહી ભગવાન ચાલતા ..ા અને રાક્ષસની પાસે આવી કહેવા લાગ્યા. હે દાનવ ! ઉઠ, ..ો થા. હું તારી પર ઘણો પ્રસન્ન થયો છું. તારે માગવું હોય માગ. પ્રભુનાં વચન સાંભળી રાક્ષસના આનંદનો પાર રહ્યો નહિ.

તે તત્કાળ ઉભો થઇ બોલ્યો; હે કૃપાનાથ! હે સદાશિવ! હે પુણ્ય-શ્લોક! આપનાં દર્શનથી હું કૃતાર્થ થયો છું. આજે મારાં સઘળાં દુઃખ નાશ પામ્યાં છે. આજે ચારે તરફ હું આનંદ જોઉં છું. પિતા! મારી મહેનત સફળ થઇ છે. હું આપને જોતાંજ ભાન ભૂલ્યો છું. હું શું માગું? આપનાથી ક્યાં અજાણ્યું છે? જ્યારે મારી પાસેજ કહેવ-રાવો છો ત્યારે માગું છું કે મને એવું સ્થાન આપો કે જેની અંદર મને કોઈ શોધી શકેજ નહિ. રાક્ષસની આવી માગણી સાંભળી શંકર ભગવાન તથાસ્તુ કહી અદૃશ્ય થયા અને પછી થોડીવારે વિશ્વકર્મા ત્યાં આવ્યા. તેમણે રાક્ષસને પૂછી જગા પસંદ કરી અને આ ચમત્કારી મકાન બનાવ્યું. અંદર અનેક જાતના રસ્તા બગીચા—ઓરડા બનાવ્યા. બહારથી જોનારને તો ફક્ત ગોળ ઘુમ્મટજ જણાય. આવી અદ્દભુત કારીગરી જોઈ રાક્ષસ ઘણો ખુશી થયો અને પછી તેના કુટુંબીઓ સાથે આ સ્થળે રહેવા લાગ્યો. આ પછી તેણે દેવલોકોને પીડવા માંડયા. દિવસે દેવલોકોની જોડે લઢે અને પછી હાર ખાતાં ઘુમ્મટમાં પેસી જાય. વળી પાછો બળવાન બની બહાર નીકળે અને લઢે. દેવલોકોએ આ રાક્ષસનો નાશ કરવાને ઘુમ્મટમાં ઘણી શોધ ખોળ કરી પણ અંદર કંઇ પત્તોજ લાગે નહિ. બિચારા તપાસ કરનારા કેટલાક દેવલોક અંદર ભૂલા પડયા અને કહે છે કે ત્યાંજ મૂઆ. લગભગ બે હજાર વર્ષ સૂધી રાક્ષસ આ સ્થળે રહ્યો અને દેવલોકો જોડે લઢયો. અંતે દેવલોકો રૂદ્ર ભગવાનના શરણે ગયા. શંકર પ્રભુએ સાધુનું રૂપ લઇ રાક્ષસ પાસે આવી કહ્યું કે તું મારી સાથે ચાલ. અહિંથી થોડેક દૂર એક અમૃતની વાવ આવેલી છે. તે વાવનું પાણી પીવાથી માણુસ અમર થાય છે. તત્કાળ રાક્ષસ શીવ ભગવાનની સાથે ચાલ્યો. ભગવાન તેને એક ચમત્કારી વાવ આગળ

। આવ્યા. આ સ્થળે દેવલોકો છૂપાઇ રહ્યા હતા. સઘળા રાક્ષસ ટૂટી પડયા. રાક્ષસ મરાયો. દેવલોકો ઘુમ્મટના માલીક થયા. રાક્ષ- ાા મુઆ પછી આ ઘુમ્મટ આમને આમ પડયો છે. અંદર કોઇ ો શકતું નથી. પણ પેલા કારસ્થાની બંકાએ તેની વિદ્યાના પ્રતા- ાી આ ઘુમ્મટનો કેટલોક ભાગ જાણી અંદર પગ પેસારો કર્યો છે. ાુ આનું પરીણામ શું આવે છે તે આપણે જોવાનું છે. વનદેવી વાત ાુ કરી શાંન્ત રહી. પ્રતાપે પૂછ્યું; "તમારા જાણવામાં આ ઘુમ્મ- ાા ભેદ શી રીતે આવ્યો ?"

"મને મારા ગુરૂજીએ આ ઘુમ્મટની તમામ ઘટના કહી સં- ાાવી હતી. મારા ગુરૂજીએ આ ઘુમ્મટના એક એકાન્ત ભાગમાં ાા વર્ષ સુધી સમાધીલક્ષ્યનો આરંભ કર્યો હતો. આ ગ્રંથ ાુ મને તેમણે જ આપ્યો હતો."

"આપના ગુરૂજી હાલ ક્યાં છે ?" પ્રતાપનો આવો પ્રશ્ન ભળતાંજ વનદેવીની આંખ્યોમાં ઝળઝળીયાં જણાયાં. તેણે કહ્યું; પ્રતાપ ! ગુરૂજી સ્વર્ગમાં સિધાવ્યા છે." વનદેવી આટલુંજ બોલી ાી. સઘળાં મૌનતાથી આગળ ચાલ્યાં. સઘળાંના મનમાં આ ઘુમ્મ- ાી અલૌકિકતાના વિચારો થઇ રહ્યા હતા. અંધકાર ઘણો હતો. ાગળ જતાં ત્રણ રસ્તા આવ્યા. આ ત્રણે રસ્તા નજીકમાંજ હતા ાને જુદે જુદે સ્થળે જતા હતા, પણ છેવટે એકજ સ્થળે લાવી મૂકતા ાા. રાણી–પ્રતાપ અને વનદેવી અંધકારના કારણે જુદે–જુદે રસ્તે ચઢી ાાં. એ લોકોને ખબર પડી નહિ કે અમે એક બીજાંથી છૂટાં પડી ાદે રસ્તે ચઢ્યાં છીએ. ગાઢ અંધકારમાં તેઓ આગળ જવા લાગ્યાં.



# પ્રકરણ ૪ થું.

## વ્હેમસિંહ અને કેદી કુમારિકાઓ.

જે વખતે વનદેવી, પ્રતાપ અને રાણી છૂટાં પડી ગયાં, તે વખતે આ ગયબી ઘુમ્મટની અંદરના ભાગમાં અલૌકિક ઘટના બની રહી હતી. રાજકન્યા વિશ્વમોહિની અને મણીકાન્તા હાલ હવાલ સ્થિતિમાં ઉભાં હતાં. રાજા વ્હેમસિંહ બન્નેની સામે ઉભો રહી સમજાવી રહ્યો હતો. મોતીલાલ આ વખતે જણાતો ન્હોતો. વિશ્વમોહિની અને મણીકાન્તાનાં મુખ નિસ્તેજ જણાતાં હતાં. મણીકાન્તાની આંખ્યોમાંથી જાણે આગ વરસતી હોય એમ જણાતું હતું. વિકાળ યોગિની રાજાની સામે જોઇ રહી હોય એવો તેનો દેખાવ થઇ રહ્યો હતો. રાજકન્યાની આંખ્યોમાંથી અશ્રુ વ્હેતાં હતાં, બન્ને બાળાઓ આ સ્થળે ઘણા દિવસ પૂરાઇ રહેવાથી કંટાળી ગઇ હતી. આજે વ્હેમસિંહ તેમની પાસે આવ્યો હતો. વ્હેમસિંહને જોતાંજ રાજ્ય બાળાએ તેના બન્ને હાથે પોતાનું મુખ ઢાંકી દીધું. મણીકાન્તા તિરસ્કારમયનેત્રે રાજાની સામે જોઇ રહી. રાજા બન્નેની સામે થોડીક વાર શાન્ત બેઠો અને પછી બોલ્યો; " સુંદરીયો ! બોલો, શું ખબર છે ? આ સ્થળ તમને રહેવાને માટે પસંદ પડયું હશે ? "

રાજા મર્મમાં બોલે છે એવું મણીકાન્તા તરત સમજી ગઇ અને કંઇપણ જવાબ નહિ આપતાં શાન્ત ઉભી રહી. તેને શાન્ત જોઇ પુનઃ રાજા બોલ્યો; " કેમ શાન્ત થઇ ગયાં છો ? "

હજી પણ બન્નેમાંથી કોઇએ જવાબ આપ્યો નહિ. રાજા કંઇક ગુસ્સે થતાં બોલ્યો, " લલીતલલનાઓ ! કેમ બોલતાં નથી ? બોલો; તમારો મધુરો ટહુકાર આ તમારા પ્રિયતમને સંભળાવો. હવે હઠ ક્યાં સૂધી ચાલશે ? હદ થઇ. આટલાં માન ન ઘટે. તમારે માટે તો મેં રાજ્યપાટ ખેદાન-મેદાન કર્યું. મારી અપસરાઓ ! બરાબર મારી આંખ્યો સાથે તમારી કાતીલ આંખ્યો મેળવી જુઓ કે મારામાં તમારી પ્રત્યે કેટલો બધો પ્રેમ છે ? તમે મારી લયલીયો છો અને હું તમારો મજનું છું. આ પ્રેમ ભીખારીને ક્યાં સૂધી ટળવળાવ્યા કરશો ? "

રાજા દિવાનાની માફક બોલવા લાગ્યો. રાજકન્યા ધ્રુસકે-ધ્રુસકે રોવા લાગી. મણીકાન્તાથી આ સહન થયું નહિ. તે વિકાળ વાઘણ જેવું મુખ કરી બોલી; " તું હવે છાનો મરીશ ? "

" શું કરવા ? પ્રિયતમા ! શા માટે મને બોલતો અટકાવે છે ? " રાજાએ નરમાસથી પૂછ્યું.

" મારે તારૂં કહેવું કંઇ પણ સાંભળવું નથી. "

" શા માટે નહિ સાંભળે ? શું તને મારા મીઠા બોલ સાંભળવા ગમતા નથી ? "

" ના, તારા શબ્દો મને ઝેર જેવા લાગે છે. "

" અરે રામ ! તું ડાહી થઇ આ શું બોલી. હું અત્યારે જે જે શબ્દો બોલું છું તે પૂર્ણ વિચાર કરીને અને ગાળી ગાળી. નેજ બોલું છું. વળી તમને રીઝવવાને માટે મેં આજે કેટલાએ દિવસથી મોટા-મોટા શબ્દકોશ મંગાવી તેમાંથી સારા શબ્દો ખોળી નોંધ કરી છે. એ ગોખેલા શબ્દોજ તમને સંભળાવું છું, છતાં તને

ગમતા નથી ત્યારે મારે કરવું શું? મારા દુઃખની વેદના કહેવી કોને? મણીકાન્તા ! દયા કર, હું હવે જીવથી જઇશ. ”

“ ભોગ તારા મરી જઇશ તો. અમારે શું લેવા દેવા. ”

“ આટલી બધી સખત હૈડાંની શાને થાય છે. અરે જોતો ખરી કે હું તારે માટે કેટલો તલસું છું. ”

“ તું જેટલો મારા માટે તલસે છે એટલો ભગવાનને માટે તલસ કે જેથી તારો મનુષ્ય જન્મ સફળ થઇ જાય. ”

“ વ્હેમસિંહ મોટેથી હશી પડી બોલ્યો; “અરે આ શું બોલી ગાંડી ! ભગવાન તે વળી રાંડનો કોણ મુઓ છે ? મારો ભગવાન કોઇ નથી. અને કદાચ જો કોઇ પૂછે કે તારો ભગવાન કોણ છે તો હું તેને તરતજ તમને બન્નેને બતાવી કહું કે આજ મારા ભગવાન.”

“ ખરેખર તારી દુર્મતિજ થઇ છે. તારો વિનાશકાળ નજદીક છે. ” મણીકાન્તા બરબડી.

“ મુઆ મરીશું તો; પણ એકવાર મનની હોંશ તો પૂરી કરીશું.”

“ તારા મનની હોંશ લાકડાંમાં પૂરી થશે. ”

“ અરે ગાંડી ! આમ કાં બોલે છે ? હજીતો જાગતો જોધ છું. મણીકાન્તા ! માનીજા. મારાં આ મનામણાં–વિનમણાં તરફતો જો. આમ છેટજ નઠોર શું થાય છે ? ”

“ હુંતો તારાથી કંટાળી. હવે તું અહિંથી જાય તો સારૂં ?”

“ તમને લીધા વિના કયાં જાઉં ? ચાલો આપણે જઇએ. ” રાજા ઉભો થયો અને નજીક જવા લાગ્યો. મણીકન્તા ગર્જી ઉઠી; “ ખબરદાર ! નજીક આવીશ તો આ કટારથી પૂરો કરીશ. ”

રાજા ધ્રુજયો અને બોલ્યો, “ મારા બાપ ! આતો જાણે વકરેલી વાઘણ. ” આમ મનમાં બોલી રાજાએ રાજકન્યા પ્રત્યે

કહ્યું. " વિશ્વમોહિની ! તું તો મારા સામે જો. તું.... " તરત મણીકાન્તા બોલી; " ચૂપ થા. જો રાજકન્યાનું નામ દીધું છે તો તારી વાત તું જાણજે."

" અલી શું કરીશ ? " રાજાએ હશીને કહ્યું. હસવાથી તેના બોખા દાંતનાં ડાચાં જણાયાં.

" તારી છાતી ચીરીશ."

" ઓય બાપ ! બાળી આતો ગજબની કરનાર. પણ વ્હેમસિંહ તારાથી કાં ડરે એવો છે ? ખત્રીપુત્ર એક બાયડીથી બ્હીશે તો આ ધરતી પતાળમાં પેશી જશે સમજી ? "

" તાકાત હોય તો અહિં નજીક આવ; હું તને બતાવું. " મણીકાન્તાએ કહ્યું.

" મારે એવું જોખમ શા માટે ખેડવું પડે ? એતો જ્યારે તું મને તારા હાથ મારા ગળામાં નાખી વ્હાલા–પ્રાણનાથ કહી બોલાવીશ ત્યારેજ તારી પાસે ખેંચાઇ આવીશ. "

" તું હવે મુંગો મરી રહે. "

" શું કરવા ? ભગવાને જીભ આપી છે તો મીઠા શબ્દો શા માટે ના બોલીએ. "

" તું અહિંથી જતો રહે. "

" અરે રામ રામ કર. એકલો જવાનું પણ લઇને આવ્યો છું. બહાર જશું તો આપણે ત્રણે. "

" તું એકલો નહિ જાય ? "

" ના. "

" તને અહિં કોણે બોલાવ્યો છે ? " મણીકાન્તાએ પૂછ્યું.

"તમારી મનમોહક મૂર્તિએ, તમારી મધુરી ખુબસુરતીએ મને લોહચુંબકની માફક તમારી પાસે ખેંચી આણ્યો છે. મારા શ્વાસોશ્વાસમાં; મારી નશેનશમાં અને મારા શરીરનાં દરેક છીદ્રોમાં પ્રેમની પ્રબળતા વ્યાપેલી છે. હું દિવાનો–અંધ બન્યો છું. તમે મોહક ભુરકી નાખી મારૂં ભાન ભૂલાવ્યું છે. ઓ અલબેલડીઓ! હવે આમ શાને કરો છો ? કુવામાં અર્ધે ઉતારી વરત શાને વાઢો છો ? હું પાયમાલ થયો છું. પણ તમારીજ આશાએ જીવું છું. ઓ મારી મેનાંઓ ! ઓ મારાં બુલબુલો ! તમારા આ પ્રેમ ભીખારીની પર હવે દયા કરો. હદ થઇ. માનુનીયો માની જાવ આમ બકતો રાજા ઉન્માદ મનુષ્યની માફક બન્ને બાળાઓ તરફ જોઇ રહ્યો. મણીકાન્તા મનમાં અકળાઇ અને આ પાપને હવે શી રીતે કાઢવું એવા વિચારમાં પડી. વિશ્વમોહિની તો રાજાનાં આવાં ઘેલાં નિહાળી ગભરાઇ રહી. મણીકાન્તાને વિચારવશ જોઈ રાજા ધીમે પગલે રાજકન્યા તરફ જવા લાગ્યો. મણીકાન્તાએ જોયું. તેણે મોટા અવાજે કહ્યું, "એટલે મરી રહે. નજીક આવીશ તો જમને ઘેર જઇશ."

"સુંદરી ! આમ શાને કરે છે ?" રાજાએ દીનવદને કહ્યું.

"તું મરીજા."

"તારા મુખમાં આવા ભયંકર શબ્દો ન શોભે. હું મરૂં તો તમે રંડાઈ જાવ. મને તમારી ઘણી ફિકર છે."

"તું બોલતો બંધ થા."

"શામાટે ? ભગવાને જીભ આપી છે. મીઠી–મીઠી વાતો કરવાની આ જીભને ઘણી હોંશ છે. મારી કોકિલા ! કંઇક તો મીઠું મીઠું બોલ."

"તું આ બધું કોને સંભળાવે છે ?" મણીકાન્તાએ હવે વધુ ગુસ્સે થઇ પૂછ્યું.

" મારી પ્રાણેશ્વરી મણીકાન્તાને અને દિલારામ વિશ્વમોહિની દિલદારને. "

" અમે તો તારી બ્હેન-દિકરીયો થઇએ."

" તમે કહો તેથી શું ? હું એમ માનતોજ નથી."

" તું હવે અહિંથી જઇશ ? "

" શું કરવા ? મારી મનેચ્છા પૂરી કરો."

" તારી ઇચ્છા યમરાજના ધામમાં પુરી થશે. ધિક્કાર છે કે તું તારી માના પેટ પથ્થર કેમ ન પાકયો."

રાજા અટ્ટહાસ્ય કરી બોલ્યો; " ઓ રસઘેલડી! આટલો બધો કોપ કરવો તને ના ઘટે. ધીરીથા. સુંદરી ! તું ગમે એ કહે, ગાળો દે; માર; પણ હું તમને છોડનાર નથી."

" તું નષ્ટ મૂઓ છે."

" શું કરૂં ? એમ થવાનું કારણ પણ તમેજ છો. તમે દયા કરો તો હું આ પળેજ નષ્ટ મટી જાઉં."

" ખરેખર ! કામાંધને કંઇ ભાન હોતું નથી. તે છતી આંખે અંધ હોય છે." મણીકાન્તાએ નિઃશ્વાસ નાખ્યો.

" દીલારામ ! મેં પહેલેથીજ જણાવી દીધું છે કે હૃદયમાં મદનનું બાણ આરપાર ભોંકાયું છે. આથી હું આંધળો બન્યો છું, ભાન ભૂલ્યો છું; પ્રેમની પાવક જ્વાળામાં સળગી રહ્યો છું. ઓ મારા અંતરની અલબેલીયો ! ઓ મારા ઉજ્જડ મહેલની મનમોહિનીયો અને મારી આંધળાની આંખ્યો ! હવે દયા કરો. તમારી આંખ્યોમાંથી અમૃત વરસાવો. મારી આંખ્યોની કીકીયો સાથે તમારી કામણગારી આંખ્યો મેળવો અને પછી એકદમ દોડી આવી આ વરણાગીયા આશકને તમારા હૃદય સાથે જોરથી દબાવો. બસ ત્યારેજ;

હા, ત્યારેજ આ તપેલું હૈયું ટાઢું હીમ થશે." રાજા નિર્લજ્જની માફક વર્તન ચલાવવા લાગ્યો. મણીકાન્તા વિચાર કરવા લાગી કે; આ નરપશુ કામાંધ બન્યો છે. સારાસારનું ભાન છેકજ વિસરી ગયો છે. ગમે એટલું કહીશું પણ તેને અસર થનાર નથી. આવા નરાધમથી શી રીતે બચવું. હે હરી અમને મદદ કરો. અમે ઘણાં મુંઝાયાં છીએ. અમને કોઇનો આધાર નથી. પ્રભુ......" મણીકાન્તા બોલતી અટકી. વ્હેમસિંહ એકાએક બરાડ પાડી ઉઠયો; "ઓ મણીકાન્તા! મને કંઇક થઇ જાય છે?" આમ બોલતો પાપાત્મા કમ્મરે હાથ મૂકી નીચે બેસી બુમો પાડવા લાગ્યો. મણીકાન્તાએ ગભરાઇને તેની થોડીક નજીક જઈ પૂછયું; "તને શું થાય છે?"

"મારો દમ નીકળી જાય છે. શરીર પાણી–પાણી થઇ જાય છે. જીવ જાવાની તૈયારી ચાલી રહી છે."

"પણ શાથી?" મણીકાન્તાએ વ્યાકુળતાથી પૂછયું.

"શું કહું? કંઇ કહેવાની વાતજ નથી. આહ! મારો શ્વાસ રૂંધાય છે. મારાથી બોલાશે નહિં. મણીકાન્તા હું મરી જઇશ. દમણુંજ જતો રહીશ. મારા મનની મનમાં રહી જશે. મારે કંઇક કહેવું છે. તમે સાંભળી લ્યો કે જેથી મારો જીવ ગતીએ જાય."

"તારે શું કહેવું છે?"

"અહિં મારી છેક નજીક આવો."

મણીકાન્તા બ્હીતી–બ્હીતી તેની નજીક ગઇ. છેક નજીક જતાંજ પાપાત્માએ એકદમ છલંગ મારી મણીકાન્તાને કમ્મરમાંથી પકડી અને પછી ચુંબન કરવાને તેનું પાપી મુખ નજીક લઇ જવા લાગ્યો. પણ મણીકાન્તા તેનાથી જાય એવી ન્હોતી. પાપીની દગલબાજી સમજતાંજ તે ઝનુની બની. તેણે તેના બન્ને હાથે રાજાનું ગળું પકડયું

ને એવા જોરથી દબાવ્યું કે જેથી રાજાને શ્વાસ લેવાનું પણ મુશ્કેલ
્ર પડયું. મણીકાન્તાની કમ્મરે વિંટેલા હાથ છૂટા થયા. મ-
ાકાન્તાએ જોરથી એક તમાચો રાજાને ખેંચી કાઢયો. વ્હેમસિંહ
.લ પંપાળવા લાગ્યો. મણીકાન્તાનો તમાચો ખાધો પણ તેથી આ
:પશુને કંઇપણ અસર થઇ નહિ. તે ખડખડાટ હશી પડી બોલ્યો;
કેમ કેવી ગમ્મત પડી ?" મણીકાન્તા બોલી નહિ. તેણે પાપીના
.મે જોયુંજ નહિ. પુનઃ વ્હેમસિંહ બોલ્યો; " તમે ગમે એટલા
મપછાડા મારો પણ વ્હેમસિંહના ગળે વળગ્યા વિના તમારો છૂટકો
ાનોજ નથી. જ્યારે ત્યારે પણ આ વ્હેમસિંહ તમને બન્નેને હિં-
ાપર ડાબા-જમણી લઇ બેસસે અને તે વખતની છબી હું કોઇ
ટા ચિતારા પાસે ખાસ ચીતરાવીશ. મણીકાન્તા ! યાદ રાખજે કે
ે તારી ઉદ્ધતાઇનું તો બરાબરજ ફળ મળશે. તારા કોમળ હાથનો
ાચો ખાઇ ભાગ્યશાળી થએલો આ ગાલ હજી પણ ચચરે
. હું એક રાજા છું. મારૂં અપમાન કરનારને હું ધારૂં તે કરવાને
મર્થ છું. પણ તમે મારી હૃદયદેવીઓ થવાની હોવાથીજ હું અપ-
ાનના ઘુંટડા ગળી જાઉં છું. મણીકાન્તા ! હજી પણ હું વિનવીને
; છું કે રાજી ખુશીથી માની જાવ. તમે ઘણાં સુખી થશો. શામાટે
કરી આ ભયંકર ઘુમ્મટમાં પૂરાઇ રહ્યાં છો ? શું હું તમારે
યક નથી ? વિચાર કરો ? મારા સામે ધારી ધારીને જુઓ. મા-
માં શું ખોડ ખાંપણ તમને જણાય છે ? તમારા મનથી જો કે હું
ડો જણાતો હોઇશ; પણ ઝીણી નજરે જોતાં એમ જણાશે નહિ.
ઓ; મારૂં આખું શરીર ગોરૂં છે. મુખ પણ પૂનેમના ચંદ્ર જેવું
ળ ધાટીલું છે. આ આંખ્યો કંઇક ઉંડી ઉતરી છે અને ગાલ બેઠેલા
તેનું કારણ એજ કે હું રાત્રિ દિવસ તમારીજ ચિંતામાં ઝુર્યા

કરૂં છું. આ વાળ ઉપર ઝામર ઉતરવાથીજ ધોળા થયા છે. દાંત ફક્ત એક બે પડેલા છે. ટુંકાણમાં મારૂં આખું શરીર ભીમસેન જેવું પહેલવાન છે. માટે માન મૂકી આ પનોતા પ્રેમીને પસંદ કરી પરણી જાવ. ” રાજાએ વિવેચન કર્યું.

મણીકાન્તા અને રાજકન્યા દુઃખમાં દટાએલાં હતાં; પણ આ વખતે રાજાના બોલવાથી તેમને મનમાં હસવું આવ્યું. બન્ને બાળાઓ રાજાની મૂર્ખાઇ નિહાળી રહી. રાજાએ વિચાર્યું કે બન્ને જણીયો કંઇક વિચાર કરે છે, આથી તે ગૂપચૂપ ઉભો રહ્યો. લગભગ અરધો છાનો માનો ઉભો રહ્યો, પણ પછી તેનાથી રહેવાયું નહિ. તે બોલ્યો; “ કેમ વિચાર કરી રહ્યાં ? ”

“ શાનો વિચાર ? ” મણીકાન્તાએ ધુરકી કહ્યું.

“ આમ ધુરકે છે શાને ? ” રાજાએ મુખ બગાડી કહ્યું.

“ તારૂં મો જોઇને ? જા, અહિંથી જતો રહે. ”

“ હું તમારો વિચાર જાણવાનો નિશ્ચય કરીનેજ આજે અહિં આવ્યો છું. ”

“ અમે તને અમારો વિચાર ક્યારનો જણાવી દીધો છે. ”

“ પણ તમે ફરી વિચાર કરી જોયોને ? ”

“ શાનો ? અમે તો કંઇ પણ વિચાર કર્યો નથ. ”

“ ત્યારે તમે અરધા કલાક સૂધી ગૂપચૂપ ઉભાં રહી શું ગોઠવણ કરી ? ”

“ તારા મ્હોતની ! મુઆ પાજી. ” રાજકન્યા છછણી પડી.

રાજા બેઠેલાં ડાચે ખીખી હશી પડી બોલ્યો; ” આખરે રૂપાની ઘંટડી વાગી ખરી. વાહ વાહ શું મનમોહક અવાજ. ગુસ્સામાં પણ ગુલજાર કેવી અલબેલી દેખાઇ ? વાહ, વિધાતા વાહ. ધન્ય છે

તારી કારીગરીને. તેં નવરાશની વખતેજ આ કાચની પુત્રીયો બનાવી હશે. ઓ મેનાંઓ! કહો; આ જીગર તમને જોઇને ફાટી જાય છે. તમને ભગવાનના સોગન છે, તમે તમારા મનની ખરી વાત જણાવો. તમે મારી ગમ્મત ક્યાં સુધી કરશો? હું બળી જાઉં છું, ઝળી જાઉં છું; અનંગના મારથી આકળ-વિકળ થઇ જાઉં છું. માટે તમારા મનમાં જે હોય ને ઝટ કહી દયો. હવે મારાથી ધીરજ ધારી શકાશે નહિ."

"રાજા! તું શા માટે અમારો જીવ ખાયા કરે છે? અમે તને ચોક્ખું જણાવી દીધું છે કે અમારે પરણવું નથી."

"પણ તમારે પરણવું નથી એનું શું કારણ?"

અમારી મરજી. અમે તો પરણી ચૂકેલાં છીએ." મણીકાન્તાએ વાત પતાવવા ફરીથી કહ્યું.

"એમ પરણ્યાં ન કહેવાય. વળી તમે જેને પરણ્યાં છો તેઓ પણ હાલ જીવતા નથી." રાજાએ નવો બુટ્ટો ઉઠાવ્યો.

"શું કહે છે?" મણીકાન્તાએ રક્ત નેત્રે પૂછ્યું.

"તે બન્ને મરી ગયા છે." રાજાએ કહ્યું.

"કોણ?" મણીકાન્તાએ વ્યાકુળતાથી પૂછ્યું.

"પ્રતાપ અને વિજય." રાજાએ ડંડા કલેજે જણાવ્યું.

"ચૂપકર પિશાચ એવું બોલતાં તારી જીભ કેમ કપાઇ જતી નથી." મણીકાન્તાએ ક્રોપથી કહ્યું

પુનઃ રાજા હસ્યો અને બોલ્યો; "સાચું કહું છું છતાં તમે માનતાં નથી ત્યારે હું શી રીતે તમારી ખાત્રી કરી આપું? હઠીલી અબળાઓ! આખરે તમારે મારૂં કહેવું માનવુંજ પડશે. પ્રતાપ અને વિજય સ્વર્ગે સિધાવ્યા છે એ ચોક્કસ માનજો."

" તું જુઠ્ઠો છે, પાપાત્મા છે."

" એ તો ખાત્રી થતાં ખબર પડશે. આ વીરની તલ્વારેજ તેએ અળશાયાના જીવ લીધા છે."

" તેમના સામે જોવાની તારામાં તાકાત જ નથી. પ્રતાપને જોતાં જ તું ધ્રુજી ઉઠે છે."

" મણીકાન્તા ! હું ખરૂં જ કહું છું."

" જુઠ્ઠાનો ભરોંસો જગતમાં હોયજ નહિ."

" કહેતો તારી ખાત્રી કરી આપું ?"

" શી રીતે ?"

" મેં મારા પરાક્રમની નીશાની તરીકે તેમનાં માથાં હજી મારી પાસેજ રાખી મૂકયાં છે."

" શું કહે છે ?" મણીકાન્તાએ આભી બની પૂછ્યું.

" મને લાગે છે કે તને કંઇક બ્હેરાશ આવી છે. મણીકાન્તા! જોજે, સંભાળજે, એમ થાય નહિ. નહિ તો પ્રેમ વિનોદ વખતે મહા પંચાત ઉભી થશે."

"ઓ દૈત્ય ! બીજી વાત મૂકી દઇ જણાવ કે તારી પાસે કોનાં માથાં છે ?"

"તમે પ્રથમ જેઓને ચ્હાતાં હતાં અને હજી પણ જેઓને પરણવાનો ફાંકો ધરાવો છો તેમનાં, સમજ્યાં; મારી સ્નેહાળ સરીતાઓ ?" રાજાના આ શબ્દો મણીકાન્તને કાડો હાડ લાગી આવ્યા. તેણે તત્કાળ કટાર ઉપાડી. પણ તરત વિશ્વમોહિનીએ તેનો હાથ પકડી કહ્યું, " બ્હેન! સાહસ કરીશ નહિ. પાપી ફરેબ કરતો હશે. મણીકાન્તા શાન્ત ઉભી. રાજા આવું જોઇ બોલ્યો, "તું ગમે એટલી ઉંચી નીચી થા પણ હું તારાથી ડરનાર નથી. તારી કટારના જેવીજ મારી પાસે

પણ કટાર છે. હું ધારૂં તો તને આ વખતેજ મારી બાથમાં દબાવી તારૂં અભીમાન ઉતારૂં. પણ ના, મારે એમ કરવાની મુદ્દલે ઇચ્છા નથી. બન્ને રાજી ખુશી પરણીએ તેમાંજ આનંદ અને તેથીજ હું ધીરજ ધરી રહ્યો છું. મણીકાન્તા ! તું જબરી ચબરાક છે. તું મને જુઠ્ઠો માને છે. હું આ પળેજ પ્રતાપ અને વિજયસિંહનાં માથાં બતાવી તારી ખાત્રી કરી આપું છું." એટલું બોલી રાજાએ ત્યાં નજીકમાં લટકતી એક લોખંડની સાંકળ ખેંચી. તરતજ એક ઘંટ વાગતો સંભળાયો. ઘંટનો પડઘો ઘુમ્મટમાં ચારે તરફ પડી રહ્યો. રાજકન્યા અને મણીકાન્તા ભયગ્રસ્ત વદને આ પિશાચની પિશાચલીલા અવલોકી રહ્યાં.

---

## પ્રકરણ ૫ મું.

### માયાવી ઇંદ્રજાળ.

ચમત્કારી ગયબી ઘુમ્મટમાં શાન્તિ પથરાઇ રહી. રાજકન્યા અને મણીકાન્તાની તરફ રાજા એકાગ્ર નજરે નિહાળી રહ્યો હતો. મણીકાન્તા અને રાજકન્યાના આંતરીક સંતાપનો પાર ન્હોતો. શું પ્રતાપ અને વિજયસિંહ મરણને મળી ચૂકયા હશે ? શું આ પાપાત્મા તે બન્નેનાં શીર કાપી લાવ્યો હશે ? ઓહ ! આ કેવા સમાચાર ? હૃદય ચિરાઇ જાય છે. ઓ પ્રભુ અમારી આ શું દશા ? ઓ ઘુમ્મટ તું ફાટી જા અને અમને બહાર જવા દે અગર તારા પત્થરો તળે અમને દબાવી આ દુઃખમાંથી મૂક્ત કર. મણીકાન્તાના મનમાં આવા અનેક વિચારો થઇ રહ્યા

હતા. પેલો ઘંટ થોડીવાર વાગીને ક્યારનોએ બંધ થઇ ગયો હતો. એવામાં નજીકમાં આવેલા ઉંડાણુ ભાગમાં કંઇક ખડખડાટ થતો સંભળાયો. કોઇ ચાલી આવતું હોય એમ જણાયું. રાજા અને કેદી કુમારિકાઓની નજર એ તરફ ખેંચાઇ. એક માણસ ધીમે પગલે ચાલી આવતો જણાયો. આ માણસે ગળાથી પગ સુધી લીલી કફની પહેરેલી હતી. માથું ખુલ્લું હતું. દેખાવ મુસલમાની ફકીર જેવો હતો. બન્ને ભમ્મરોની વચમાં સીંદુર ચોપડેલું હતું. આંખ્યો અંગારાની માફક ચળકતી હતી. જમણા હાથના કાંડાપર લોખંડનાં નાનાં કડાં પહેરેલાં હતાં. તેના હાથમાં એક કાળી નાની લાકડી હતી. તેના બીજા હાથમાં લોહી ચુતાં બે માથાં લટકતાં હતાં. આવો વિકાળ દેખાવનો માણસ રાજાની પાસે આવી ઉભો. મણીકાન્તા અને રાજકન્યાની નજર માથાંપર પડી. આ સાથેજ બન્નેના મુખમાંથી એક સાથે કારમી ચીસ નીકળી ગઇ અને જેમ પવનથી વૃક્ષ મૂળમાંથી ઉખડી પડે; તેમ બન્ને બાળાઓ જોત જોતામાં જમીનપર ટુટી પડી અને બેશુદ્ધ બની. બન્નેના આ હવાલ જોઇ આવનાર માણસે હશીને રાજાના હાથમાં તાલી આપી. આ આવનાર મોતીલાલબંકા હતો. તેણે કહ્યું, " કેમ મહારાજ ! પ્રયોગ બરાબર છે ને ? "

" હા, દોસ્ત; તારા પ્રયોગમાં શું ખામી હોય ? પણ પ્રયોગનો અમલ ફત્તેહમંદ થાય તો ઠીક. "

" શું હજી પણ તમને અવિશ્વાસ છે ? " બંકાએ પૂછયું.

" હા કારણ કે છોકરીયો ઘણીજ હઠીલી છે. મને વારે વારે કટાર બતાવે છે. "

" તેથી શા માટે ડરો છો ? "

" હું ડરતો નથી; પણ તેમની દયા ખાઉ છું. "

" હવે દયા ત્યાગી કંઇક કડક થાવ કે જેથી કામ પાર પડે. "

" એમજ કરીશ. ચીબાવલીઓએ દયાનો ગેરઉપયોગ કરી નાંખ્યો. " રાજાએ વિલાતા મુખે કહ્યું.

" શું કર્યું ? "

" અરે કંઇ કહેવાનીજ વાત નથી. "

" પણ થયું શું ? "

" અલ્યા કહેવાય એવું નથી. "

" તો પણ ? "

" મારી આબરૂ જાય. "

" દોસ્તની આગળ આબરૂ કેવી ? "

" મણીકાન્તાએ મને જોરથી તમાચો ખેંચી કાઢયો. "

" બાપરે ! આ શું ? ઘણોજ ગજબ થયો. " મોતીલાલ ઉમેર્યુ.

" અરે ગજબ તે કંઇ જેવો તેવો ? ગાલ હજી પણ ચરચરે છે. મનમાં થાય છે કે હું કયારે એને 'પરણું' અને આ તમાચાનું ફળ ચખાડું. "

" તે વખત પણ આવશે. ગભરાશો નહિ. પણ હવે બરાબર સાવધ રહેજો. "

" હુંતો સાવધજ છું. કહે હવે શું કરવું છે ? "

" આજે ગમે એ ઉપાયે આપણે પરણવું. "

" પણ માનતી નથીને ? "

" હું મનાવીશ. આજે મારા સઘળા પ્રયત્નો અજમાવીશ. ભૂત પ્રેતનાં હાડ પીંજર ઉભાં કરીશ. આગનો વરસાદ વરસાવીશ. આમ

છતાં પણ જો નહિ માને તો છેવટે બળાત્કારનો રસ્તો લઇશ. આજે હું છેવટનો નિશ્ચય કરીનેજ આવ્યો છું."

"બંકા ! તને આવતાં આજે વાર કેમ લાગી ?"

"દેવોને બળીદાન દઈ સંતુષ્ટ કર્યા. આજ આપણો છેલ્લો દિવસ છે. આજ આપણે નહિ કાંતો એ ખુબસુરત બલાઓ નહિ."

"તારૂં વદન અને વેશ અત્યારે ભયકારક ભાસે છે."

"આજે અહિં એવાંજ કામ થનાર છે. તમે પણ મારા ચમત્કાર જોશો. પણ સાવધ રહેજો, ગભરાશો નહિ. જો ગભરાશો તો હાથ આવેલી બાજી પણ ગુમાવશો."

"ઠીક થયું કે તેં મને અગાઉથી ચેતાવ્યો."

"ત્યારે હવે આપણે આમને સાવધ કરીશું ?"

"શી રીતે ?"

"મારા પ્રયોગથી." બંકાએ જણાવ્યું.

બંકાએ એક નાની લાકડાની પેટી ઉઘાડી. તેમાં એક ગોળાકાર યંત્ર હતું. આ યંત્ર તેણે જમીન પર ગોઠવ્યું. યંત્રની બાજુમાં એક નાનું ચક્કર હતું. આ ચકકરને ફેરવવાને લાકડાનો નાનો હાથો યંત્રની બાજુમાં જડેલો હતો. બંકાએ ધીમે ધીમે ચકકર ફેરવવા માંડયું. કેટલાક આંટા ફર્યા બાદ તેમાંથી આગના જેવા તનખા ઝરવા લાગ્યા. આ તનખા જુદા-જુદા રંગના જણાતા હતા. તનખા બેશુદ્ધ બાળાઓ તરફ જતા હતા. વ્હેમસિંહ બંકાનો આ પ્રયોગ ધ્યાન પૂર્વક નિહાળી રહ્યો. થોડીવારે બન્ને બાળાઓ સાવધ થતી જણાઇ બંકાએ જોરથી ચકકર ફેરવવા માંડયું. મણીકાન્તા અને રાજકન્યા સંપૂર્ણ સાવધ થયાં. બન્નેએ પાપાત્મા સામે નજર કરી.

બંકાએ ચક્કર ફેરવવું બંધ કરી યંત્રને યથાસ્થાને મૂકી દીધું; અને પછી તે પોતે રાજાની પાસે આવી ઉભો.

પ્રતાપ અને વિજયનાં લોહીથી રંગાએલાં માથાં બાળાઓની આગળ પડયાં હતાં. મણીકાન્તા અને રાજકન્યાની આંખ્યોમાંથી ચોધાર અશ્રુઓ વ્હેતાં હતાં. બન્નેના હૃદયમાં આ વખતે કાતીલ કષ્ટ ઉત્પન્ન થઇ રહ્યું હતું. શરીરની શુદ્ધિ ધીમેધીમે જતી હતી. પોતે જીવતાં છે કે મૂએલાં છે એનું પણ ભાન તે બન્નેને ન્હોતું. પ્રતાપ અને વિજયસિંહ સ્વર્ગે ગયા. હવે સંસાર શું કામના? જેની આ-શામાં જીવન હતું; તે આશા નષ્ટ થતાં હવે જીવન શું કામનું? કુમાર પ્રતાપસિંહ! તમે ક્યાં ગયા? શું તમને અમારી લગીર પણ દયા ન આવી કે જેથી અમને તજીને જતા રહ્યા? અરેરે! અમે તમારે માટે ઝુરી મરીએ છીએ. તમારી આશાએજ જીવન લંબાવીએ છીએ. પણ હાય, તમે ગયા. અમને રઝળતાં મૂક્યાં. આ નર પિશાચોના પંઝામાંથી અમને કોણ બચાવશે? તમારા મીઠા શબ્દો હવે ક્યાં સંભળાશે. હાય આ શો ગજબ થઇ ગયો? આમ મનમાં બોલતી બાળાઓ ધ્રુસકે-ધ્રુસકે રડવા લાગી. તેમના રૂદનથી પત્થર હૃદય ફાટી પડે એવો દેખાવ બની રહ્યો હતો. પણ વજ્જર હૃદયના બંકા અને રાજાને કંઇપણ લાગણી થતી ન્હોતી. બન્ને એક બીજાને છૂપી ઇસારતો કરતા હસતા હતા. બન્ને કુમારિકાઓએ ઘણીવાર સૂધી રડયા કર્યું. અંતે વિશ્વમોહિનીએ ડસકાં ભરતાં કહ્યું, "બ્હેન મણીકાન્તા! હવે આપણે શું કરીશું? અરેરે! આપણી આ શી દશા?"

"બ્હેન! આપણાં નશીબ ફુટયાં છે. વિધાતા વંઠી છે. આ-પણો સૌભાગ્ય સૂર્ય અસ્ત થયો. હાય શું કરશું?" મણીકાન્તાએ કપાળપર કર પ્રહાર કરતાં કહ્યું.

" બ્હેન ! આપણું દુઃખ નિહાળી પાપીઓ હસે છે." રાજ-કન્યાએ કહ્યું.

"હસવા દો, જગતમાં કોઇ રડે છે–કોઇ હસે છે. આપણા દુઃખથી ભલે તેઓ હસે; પણ એક વખતે તેમને પણ પુષ્કળ રડવું પડશે. તેમનાં દુષ્કર્મનો બદલો તેમને જરૂર મળશે."

" બ્હેન ! આપણે હવે શું કરીશું?" વિશ્વમોહિનીએ રડતા અવાજે પૂછ્યું.

" હું પણ તેજ વિચાર કરૂં છું. આપણે નિરાધાર થયાં છીએ."

" અરેરે! આપણું સર્વસ્વ નાશ થયું."

" પાપીઓનું સત્યનાશ જજો કે તેમણે આવું ભયંકર કામ કર્યું."

" મને લાગે છે કે તેમણે દગાથીજ આવું ઘાતકી કામ કર્યું હશે?"

" એમજ, પાપીઓની તાકાત નથી કે સામી છાતીએ લઢી શકે."

" મણીકાન્તા! મને ગભરામણ થાય છે. હું દશેદિશ અંધકાર જોઉં છું."

" મને પણ જીવવું ગમતું નથી. શું કરવું?"

" તું તારી કટાર મારા કાળજામાં ભોંકી દે."

" અને તું પણ તેમ કર. આપણે બન્ને સ્વર્ગમાં જઇ તેમને મળીએ."

મણીકાન્તા અને રાજકન્યા કટારો પકડી પરસ્પરના પ્રાણ પરહરવા તત્પર બન્યાં. સંસાર ઝેર સમાન માન્યો. મ્હોતના ભણકારા વાગી રહ્યા. બસ એકજ પળ. પણ આ પળેજ મોતીલાલ બંકાએ અને રાજાએ તેમની નજીક દોડી જઇ બન્નેના હાથમાંથી

કટારો છીનાવી લીધી. કુમારિકાઓ સ્વબ્ધ બની. શું કરવું અને શું નહિ તેની વિસ્મૃત્તિ થઇ રહી.

મોતીલાલે મોટા અવાજથી કહ્યું, " મણીકાન્તા ! આ શું કરવા તૈયાર થઇ હતી ? "

" મરવા." મણીકાન્તાએ તીવ્રસ્વરે જવાબ આપ્યો.

" તારે શા માટે મરવું જોઇએ ? " બંકાએ પૂછ્યું.

" હવે જીવવામાં સાર રહ્યો નથી. મારો સંસાર સ્મશાનવત્ બન્યો છે."

" શાથી આમ સમજે છે. ? "

" તેં કરેલા ઘોર ઘાતકી કામથી. "

" મેં શું એવું શું ઘાતકી કામ કર્યું છે ? "

" ચંડાળ! પૂછતાં શરમાતો નથી ? તારા ક્રૂર કર્મનો પૂરાવો પ્રત્યક્ષ છે છતાં પૂછતાં લજાતો નથી."

" આ કામ મેં ઘાતકી કર્યું નથી."

" ત્યારે ? "

" વખાણવા લાયક કામ કર્યું છે. શત્રુનું મ્હોત થાય ત્યારેજ અમને આનંદ થાય. વિજય–પ્રતાપના મ્હોતથી અમે નિર્ભય બન્યા છીએ. અમને આનંદ માતો નથી. "

" તમારો આનંદ ક્ષણીક રહેશે. આ ઘાતકી કર્મનો બદલો ઇશ્વર તમને જરૂર આપશે. "

" એતો સમયે જોઇ લેવાશે. બોલો હવે તમારો શું વિચાર છે?"

" મરવાનો. અમારે મરવુંજ છે. અમારી કટારો લાવો. અમને વિલંબ થાય છે. અમારા પ્રિયતમ સ્વર્ગદ્વારમાં અમારી રાહ જોઇ રહ્યા છે. "

" **અમે તમને મરવા દેનાર નથી.** "

" કારણ ? "

" અમે તમને ચાહીએ છીએ. તમે અમારા કબજામાં છો. "

" મોતીલાલ ! સમજ. ગરીબ અબળાઓને સતાવતાં સાર નહિ નીકળે ? અમારી આંતરડીઓ કકળી રહી છે. અમારૂં હૃદય ચીરીને જો કે તેમાં અત્યારે શું થઈ રહ્યું છે? પાપી ! ગરીબની હાય તને બાળીને ખાખ કરશે. " મણીકાન્તાએ કોપથી કહ્યું.

" અમને કોઇનો શ્રાપ લાગતોજ નથી, બધું ખોટું છે. "

" પાપી! આખરે તને ખબર પડશે. લાવ અમારી કટાર. અમને શા માટે હેરાન કરી રહ્યો છે? "

" અમે જીવતા છીએ ત્યાં સુધી તમને મરવા દેનાર નથી. "

" કારણ ? "

" અમારો સ્વાર્થ છે. અમારે તમને પરણી એશઆરામમાં જીંદગી ગુજારવાની ઇચ્છા છે. "

" આ તારી ઇચ્છા આકાશ કુસુમવત્ છે, મરૂભૂમિમાં જળ બિંદુ સમાન છે. "

"અમે બળાત્કાર કરીશું." મોતીલાલે મુછપર હાથ નાખી કહ્યું.

" બળાત્કાર પહેલાં પરીણામનો વિચાર કરજે. તારી સામે વીરતનયા છે. પાપાત્મા ! નજીક આવતાંજ ભોંય ભેગો કરી નાખીશ. " મણીકાન્તાની આંખ્યોમાંથી ક્રોધના ભભુકા ઝરવા લાગ્યા. મોતીલાલે રાજાના કા'નમાં કંઇક કહ્યું કે જેથી રાજા ખુંખારો કરી બોલ્યો, "જ્યારે તમે માનતી નથી, ત્યારે અમારે હવે નિરૂપાયે કડક થવું પડે છે. રાજકન્યા! ચાલ તૈયાર થા અને તારા આ રંગીલા પતિને ભેટવા સાવધ થા. "

" અને ઓ મણીકાન્તા તું પણ આ દિલદારની સાથે દબાઇજા."

બન્ને પાપીઓ બાળાઓ તરફ દોડયા. રાજકન્યા અને મણી-કાન્તા સાવધ હતાં. મણીકાન્તા દુઃખથી-જુલ્મથી ક્રોધાક્રાન્ત બની હતી. તે મરવાના નિશ્ચય પર આવી હતી. તેણે વિશ્વમોહિનીને ઉશ્કેરી તૈયાર કરી. જુલ્મીઓથી બચવાને બન્ને બાળાઓ બહાદુ-રીથી બચાવ કરવાને તત્પર થઇ. પાપાત્માઓ નજીક આવ્યા. મણી-કાન્તાએ અને રાજકન્યાએ બન્નેના મુખપરથી જોરથી મુકકા લગા-વ્યા. મુકકા નાકપર લાગ્યા. બન્ને ઉશ્કેરાયા અને વધુ સાહસ કર-વાને તત્પર બન્યા. પણ એવામાંજ એક વિચિત્ર ઘટના બની; કે જેથી પાપીઓ અટકયા અને વિસ્મયતાથી એ તરફ જોઇ રહ્યા.

---

## પ્રકરણ ૬ ઠું.

---

### પાપીઓ પકડાયા.

રાજકન્યા અને મણીકાન્તાના આશ્ચર્યનો પણ પાર રહ્યો નહિ. બન્ને બાળાઓ ગભરાટ-વિસ્મયતાથી એ તરપ જોઇ રહી. નજીકમાં આવેલી દિવાલનો એક પત્થર ગબડી પડયો અને તેમાંથી એક બુરખાધારી વ્યક્તિ ત્યાં દોડી આવી. બંકા અને રાજા ભય પામ્યા. તેમને વ્હેમ પડયો કે કંઇ નવાજુની છે. બુરખાધારીએ ઘોઘારી અવાજે પૂછ્યું, " આ શું જુલ્મ છે ? નિરા-ધાર અબળાઓને સંતાપનારા શયતાનો ! તમે આ શું કરી રહ્યા છો ?"

બંકા અને રાજા સ્તબ્ધ બન્યા અને આ કોણ હશે એમ તર્ક વિતર્ક કરવા લાગ્યા. મણીકાન્તાને હિંમત આવી. તે બોલી, " આ

શયતાનો મર્દ નથી; પણ નામર્દ છે. અબળાઓને બળ બતાવતાંજ શીખ્યા છે. હું તેમને હથીઆર સાથે મારી સાથે યુદ્ધ કરવાનું કહું છું; પણ આ ચંડાળો અમને હથીઆર વિના રાખી તેમનું બળ બતાવે છે. ”

“ તેમનો શું ઇરાદો છે ? ” બુરખાધારીએ પૂછયું.

“ અમને પરણવાનો. ”

‘ તેમનો ઇરાદો નકામો છે. તમેતો તેમની પુત્રીઓ કહેવાઓ. ”

“ તેનું આ કસાઇઓને કયાં ભાન છે ? અરેરે ! તેમણે અમારી પર સિતમ ગુજારવામાં પાછું વાળીને જોયું નથી. અમારા જીવનમાં ઝેર રેડયું છે. અમને જીવતાંજમુઆંની સ્થીતીમાં લાવી મૂકયાં છે.”

“ ખરેખર ! આ દુષ્ટાત્માઓના જુલ્મની અવધી નથી. બેટા ગભરાઇશ નહિ. દુઃખનો બદલો પ્રભુ આપશે. તેજ પરમાત્મા તમને સુખી કરશે. ”

“ અરેરે ! અમારૂં સુખ પણ દુષ્ટોએ ધૂળમાં મેળવ્યું છે. ”

“ શું કર્યું છે ? ”

“ જુઓ આ માથાં. ” મણીકાન્તાએ પ્રતાપ-વિજયનાં માથાં બતાવ્યાં.

બુરખાધારીએ ચમકીને માથાં તરફ જોયું અને પછી નજીક દોડી જતાં કહ્યું; ” અરે ! આ તો પ્રતાપ-વિજયનાં માથાં ? ” આમ કહી તે વ્યક્તિ માથાંને ધ્યાન પૂર્વક જોવા લાગી. મણીકાન્તા અને રાજકન્યાની આંખ્યોમાંથી ચોધાર અશ્રુ વ્હેવા લાગ્યાં. બંકા અને રાજા જડવત્ બની આ અજબ પ્રકાર અવલોકી રહ્યા. થોડીવાર થતાંજ બુરખાધારીએ આનંદની બૂમ મારી કહ્યું; ગભરાશો નહિ, તમે ઠગાયાં છો. ”

" હેં ! શું કહો છો ? " મણીકાન્તાએ ચમકીને પૂછ્યું.

" પાપીઓએ તમને ઠગ્યાં છે. "

' શી રીતે ? "

" તરકટ કરીને. "

" શું આ તરકટ છે ? "

" હા, આ માથાં બનાવટી છે. "

" શું આ ખરૂં છે ? " મણીકાન્તા અને રાજકન્યા માથા તરફ જોઇ રહ્યાં.

" હા, જુઓ હું આ પળેજ તમારી ખાત્રી કરી આપું છું."

તે બુરખાધારીએ એક માથું ઉપાડી જમીનપર પછાડ્યું. તરતજ તે માથાના ચૂરેચૂરા થઇ ગયા. મણીકાન્તાની ખાત્રી થઇ ચૂકી કે આ બધું તરકટ છે. તેનામાં ઉત્સાહ આવ્યો. તેણે કોપમય વદને બંકા તરફ જોયું. ભેદ ખુલ્લો થતાં બંકાના કોપનો પાર રહ્યો નહિ. તે તત્કાળ બુરખાધારી નજીક દોડી આવતાં બોલ્યો. "મારા માર્ગમાં કંટકરૂપ થનાર તું કોણ મુઓ છે ? "

" બુરખાધારીએ ઘોર-ગંભીર અવાજે કહ્યું; " ચૂપ થા. ગુલામ ! તને પૂછવાનો અધીકાર નથી. "

" મારૂં અપમાન તને ભારે થશે. તું મને ઓળખે છે ? " બંકાએ પૂછ્યું.

" મારા ગુલામને હું કેમ ના ઓળખું. "

" તું ભયંકર આફતમાં ફસાય છે. " બંકાએ કહ્યું.

" હું કે તું તેની હવે તરતમાંજ ખબર પડશે. "

" તું કોણ છે ? "

" તમારો જમદૂત, લે જો. "

બુરખાધારીએ બુરખો અલગ કર્યો. બંદા અને રાજાના મુ
માંથી એક સાથેજ ચીસ નીકળી ગઇ. રાજા અનિમેષ દષ્ટે જો
રહ્યો. તે વ્યક્તિએ પૂછ્યું, “ કેમ ઓળખાણ પડી ? ”

“ હા, તું રાણી છે. પણ તુંતો મરી ગઇ છે ને ?
રાજાએ પૂછ્યું.

“ તારા ભયાનક અત્યાચારના કારણે મારે ભૂત થવું પ
છે. ” રાણીએ કહ્યું.

“ શું તું ભૂત થઇ છે ? ” રાજાએ ભયભીત થતાં પૂછ્યું.

“ હા. ” રાણીએ વિકટ હાસ્ય કર્યું.

રાજા ધ્રુજી ઉઠયો અને બોલ્યો; “ તું અહિં કેમ આવી છે ?

“ આ બાળાઓને બચાવવા અને તને નર્કકુંડમાં લઇ જવા.

“ શું મને ? તારા પતિને ? ”

“ હા, તેં પતિ તરીકેની ફરજ બજાવી નથી. તેં રાજ
કુળને કલંક લગાડયું છે. તું ધર્મભ્રષ્ટ બન્યો છે. બસ તેથી
મ્હોતનો મ્હેમાન બન્યો છે. ”

“ અરે તું આ શું બોલે છે ? ”

“ હું સઘળું સત્યજ બોલું છું. ”

મોતીલાલ ચિઢાયો અને બોલ્યો; “ રાણી ! તું ભૂત હો
પ્રેત હો, પણ અમને તારી દરકાર નથી. અમે તારાથી લગીર પ
ભય પામનાર નથી. જા જતી રહે. ”

“ કુલાંગાર શયતાન ! તું મારી સાથે વાત કરવાને પણ લા
નથી. તું મારો ગુલામ છે. પિશાચ ! ત્હેં-ત્હેંજ આ ભોળી
અને કાનના કાચા રાજાને અવળે રસ્તે ચડાવી તેનું સર્વ નાશ કરા
છે. તારાં પૈશાચિક કર્મોથીજ ત્રાસ-પીડનાનું સામ્રાજ્ય સઘળે વ્યાપ

છે. કસાઇ ! તારૂં કાળું મુખ લઇ મારી સામે શું ઉભો છે ? ” રાણીએ ગર્જના યુક્ત સ્વરે કહ્યું.

બંકાના ક્રોધનો પાર રહ્યો નહિ. તેણે રાજા તરફ જોઇ કહ્યું; “ મહારાજ ! હવે મારાથી આ અપમાન સહન કરી શકાશે નહિ. હું મારા પ્રયોગનો આરંભ કરૂં છું. તેમા આ ત્રણેને સપડાવી આ પળેજ પાંસરાં દોર કરૂં છું. ”

“ હા, ત્યારે શું કરવું ? પ્રયોગ શરૂ કરો.” રાજાએ કહ્યું.

તરતજ મોતીલાલે લાકડી હાથમાં પકડી. મણીકાન્તા ચેતી ગઇ અને તેણે જાણ્યું કે રંગવિદ્યાની શરૂઆત થાય છે. ભયંકર ઉત્પાત મચશે. પાપી તેનું છેલ્લું જોર અજમાવશે. મારે પણ હવે મારી વિદ્યાથી તેનો મુકાબલો કરવો જોઇએ. આમ વિચારી મણીકાન્તાએ તેના ડાબા હાથની આંગળીએથી એક વીંટી ઉતારી અને એક નાનો રૂમાલ હાથમાં પકડ્યો. પેલી તરફ મોતીલાલે નાની શીશીમાંથી દવા કાડી આસપાસ છાંટી. જોત જોતામાં અવાજ થવા લાગ્યા. ત્યાંની જમીન હાલવા લાગી. મણીકાન્તા રાજકન્યા અને રાણી જ્યાં ઉભાં હતાં; તે જગાની દિવાલો તેમની તરફ ખસી આવતી જણાઇ. રાજકન્યાએ બૂમ મારી કહ્યું; “ મણીકાન્તા ! જો, જો; આ દિવાલો આપણી તરફ જોરથી ધસી આવે છે. આપણે આ પળેજ દબાઇ જઇશું.” મણીકાન્તાએ તેને શાન્તિ આપતાં કંઇક બરબડી હાથમાંનો રૂમાલ હલાવ્યો કે જેથી દિવાલો હાલતી-દોડતી બંધ થઇ અને પ્રથમની માફક શાન્તિ પથરાઇ રહી. બંકાના ગુસ્સાનો પાર રહ્યો નહિ. તેણે લાકડી હલાવી. ચારે તરફ આગના ભડકા અને ચળકતાં તીર જણાયાં. ઓ મુઆં-ઓ વિંધાયાં. વિશ્વમોહિની ચીસો પાડવા લાગી. મણીકાન્તાએ લગીર પણ નહિ ગભરાતાં હાથમાંના કરામતી રૂમાલને હવામાં ઉરાડ્યો; કે જેથી તેમની આગળ પાછળ

અને ઉપર જાળી જેવું કપડું ફરી વળ્યું. આગ-તીરની અસર થઇ નહિ. બંકાએ અધીક ગુસ્સામાં આવી-જળ-ભૂત અને છેવટ વીષથી મારી નાખવાના પ્રયોગ આરંભ્યા; પણ પ્રભુ કૃપાએ મણીકાન્તાએ તેના સઘળા પ્રયોગ નિષ્ફળ કર્યા. પાપી ક્રોધાંધ બન્યો. તેણે છેલ્લો પ્રયોગ અજમાવવાનો આરંભ કર્યો. આ પ્રયોગ હાડપિંજરોનો હતો. હાડપિંજરો ઉત્પન્ન થાય અને મણીકાન્તા-રાજકન્યા અને રાણીને ચારે તરફથી પકડે અને પછી એ બન્ને બાળાઓને ભ્રષ્ટ કરવી. આવા વિચારથી બુદ્ધિહીન બંકાએ સફેત ભૂકીમાં પાણી મેળવી કંઇક લીલા રંગનો પદાર્થ ઉત્પન્ન કર્યો. આ પછી પેલી લાકડી આમ તેમ ઉછાળી કંઇક બડબડી કાંડે પહેરેલાં લોખંડના કડાં ખખડાવ્યા. મણીકાન્તા સાવધ બની. તેણે પણ કંઇક પ્રયોગનો આરંભ કર્યો. મોતીલાલના પ્રયોગથી ત્રણ હાડપિંજરો ઉત્પન્ન થયાં; અને મણીકાન્તા વગેરેને પકડવા દોડયાં. પણ તેજ ક્ષણે મણીકાન્તાએ એક વિંજળી જેવો તાર ઉત્પન્ન કર્યો. તે તારના છેડામાંથી વિજળી નીકળતી હતી. હાડપિંજર નજીક આવતાંજ વિજળીના તાર ચોટયા અને જોત જોતામાં હાડપિંજરો ઓગળી ગયાં. મોતીલાલ આવી રીતે નિષ્ફળ જવાથી ઉશ્કેરાયો અને છેવટે મારવા કે મરવાના નિશ્ચય પર આવ્યો. મણીકાન્તાનું પ્રબળ જોઇ રાજા પણ વિસ્મય થયો. બંકાએ છેવટનો પ્રયોગ અજમાવવા માંડયો; પણ તેના કમનશીબે તેના ગુરૂના કહેવા મુજબ આ પ્રયોગની વિધા યાદ કરી શકયો નહિ. આ અરસામાંજ મણીકાન્તાએ એક અદૃશ્ય દોર બંધનનો પ્રયોગ આરંભ્યો, કે જેથી એક દોરડું ઉત્પન્ન થાય અને તે કોઇનાથી દેખાય નહિ; પણ દુશ્મનોને ચારે તરફથી જકડે. મણીકાન્તાએ ગુરૂનું નામ લઇ દોર ઉત્પન્ન કર્યો. દોર સડસડાટ

રાજા અને બંકા તરફ ચાલ્યો. મોતીલાલ તેના પ્રયોગની અજમાયશમાં ગુંથાયો હતો. એવામાંજ રાજાએ એકાએક કારમી ચીસ નાંખતાં કહ્યું, " બંકા ! હું મુઓ, મને બચાવ; મારા ગળાની આસપાસ કંઇક વિંટાય છે."

મોતીલાલ રાજાને શી રીતે બચાવે. તેની આસપાસ પણ દોરડું વિંટાવા માંડયું. બંકાએ ભયંકર કારમી ચીસ નાખી. જોત જોતામાં રાજા અને બંકા ચારે તરફથી જકડાયા અને જમીનપર પછડાયા. મણીકાન્તા વાઘણના જેવા ઝનુનથી બન્નેની તરફ ધસી અને પોતાની કટારો કે જે પાપીઓએ લઇ લીધી હતી તે પાછી લીધી અને તેમાંથી એક કટાર રાજકન્યાના હાથમાં આપી કહ્યું, "બ્હેન! લે આ કટાર અને મારી નજીક આવ. પાપીયો પકડાયા—સપડાયા છે ચાલ આપણે આ નર પશુઓનાં કાળાં હૃદય ચીરી નાંખીએ."

મણીકાન્તા ઉન્મત્ત બની હતી. રાજકન્યાની સ્થિતિ પણ એવીજ થઇ હતી. બન્નેનો દેખાવ ચંડિકા સમાન બની રહ્યો હતો. રાણી બન્નેનો દેખાવ જોઇ ભયભીત બની. તે કંઇ પૂછે એ પહેલાંજ મણીકાન્તાએ કહ્યું, "રાજ્યમાતા ! તમને પણ આ નરાધમોએ ઘણાં દુઃખી કર્યાં છે, આ નર પશુઓના લીધેજ તમારે આ ભૂત યોનીમાં આવવું પડયું છે. પણ હવે આ પાપીઓને તેમનાં કર્મનો બદલો મળે છે. અમે આ પળેજ તેમને વધેરી નાખીએ છીએ."

મણીકાન્તા રાજકન્યાનો હાથ પકડી એ તરફ ખેંચી ગઇ. રાજા અને બંકા નરમ—ગરીબ ગાય જેવા બની પડયા રહ્યા હતા. મણીકાન્તા મારી નાખશે એવી તેમની ખાત્રી થઇ ચૂકી હતી. રાજાતો મોટા અવાજથી રડતો હતો. મણીકાન્તા અને રાજકન્યા તે બન્નેની

નજીક ધશી આવ્યાં અને તેમનામાં જેટલું જોર હતું તેટલું અજમાવી ગડદા પાટુનો માર મારવા લાગ્યા. બન્ને થાકયાં ત્યાં સુધી આ શિક્ષાનો અમલ શરૂ રહ્યો. અંતે પાપીઓનો વધ કરવાને બન્ને બાળાઓએ કટારો ઉંચકી. રાણી ગભરાટથી આ દેખાવ જોઇ રહી. રાજકન્યા અને મણીકાન્તાને રોકવાની કે કંઇ કહેવાની હિંમત રાણી કરી શકી નહિ. મણીકાન્તાએ બન્ને પાપીઓને ઇશ્વરનું સ્મરણ કરવાનું સૂચવ્યું. રાજા અને બંકાની ઘડીયો ગણાવા લાગી. બસ એકજ પળ, પણ મણીકાન્તા અને રાજકન્યાની કટારો પાપીઓના નિષ્ઠર હૃદયમાં ભોંકાય એ પહેલાંજ પાછળથી મોટો અવાજ સંભળાયો, " સબુર–પાપીયોને થોડીકવાર જીવવા દયો. "

બન્ને બાળાઓએ ચમકીને પાછળ જોયું. તો તેમણે પ્રતાપને જોયો. પ્રતાપની સાથે વનદેવી હતી. પ્રતાપ વનદેવી અને રાણી સુરંગમાં જુદાં પડી ગયાં હતાં; પણ ત્રણે રસ્તા આગળ ભેગા થવાથી પ્રતાપ અને વનદેવી ભેગાં થઇ ગયાં અને અહિં આવ્યાં. રાણી અગાઉથી આવી પહોંચી હતી. પ્રતાપને જોતાંજ મણીકાન્તાના આનંદનો પાર રહ્યો નહિ. પ્રતાપે તેના હાથમાંથી કટાર લઇ લેતાં કહ્યું, "દેવી ! શાન્ત થાવ. આ પાપીને થોડી વાર જીવવા દયો. તેમને ઇન્સાફની કચેરીમાં ઉભા કરી; લોકોને તેમનાં કાળાં કર્મોની જાણ કરીનેજ કાળને સ્વાધીન કરવા છે. "

મણીકાન્તા અને રાજકન્યા ઉભાં થઇ ગયાં. પ્રતાપે એક મજબુત દોરડાથી બન્નેને જકડીને બાંધ્યા. બાદ મણીકાન્તાએ તેનો બંધન પ્રયોગ ખેંચી લીધો. પાપીયો ધોળા પુણી જેવા બની ગયા. મણીકાન્તા અને રાજકન્યા વનદેવીને પગે પડયાં. આ પછી કેદીયોને લઇ બધાં બહાર નીકળ્યાં. રામપાળ અને માહેશ્વરીને આનંદ થયો.

સઘળાં પેલા ગામમાં ભીલના ઘેર આવ્યાં અને પછી તે ભીલને સાથે લઇ અમલગઢ તરફ પ્રયાણ કરવા લાગ્યાં. પાપીયો પકડાયા. આખરે પાપની પાયમાલી જરૂર થાય છે.

## પ્રકરણ ૭ મું.

### નવો શિકાર.

અમલગઢથી ઘણે દૂર એક નગર આવેલું હતું. આ નગરનું નામ વેણીપુર હતું. નગર અમલગઢના રાજ્યને તાબે હતું. ઘેલાગોરના રૂપીઆ લઇ ડંકા–વંકા અને લાલન આ નગરમાં આવીને રહ્યાં હતાં. એક આલીશાન મકાન ભાડે રાખી પૂરાં દમામથી રહેવા લાગ્યાં. ત્રણેએ નામ પણ બદલ્યાં હતાં. કોઇ ગ્રહસ્થ ખાનદાન કુટુંબનાં હોય એ પ્રમાણે રૂઆબથી રહેતાં હતાં. સઘળી સીલીક ડંકાએ પોતાની પાસે રાખી હતી. વંકા અને લાલન જાણે પોતાનાં નોકર હોય એમ તે તેના મનમાં સમજતો હતો. તેની આંતરીક ઇચ્છા બધા પૈસાનો માલીક પોતેજ થઇ પડવાની હતી. વળી કોઇ સારી કન્યા મળે અને તેની સાથે લગ્ન કરવું અને પછી મીલ્કત લઇ ઉપડી જવું આવો વિચાર તેણે કરી રાખ્યો હતો. આ નવા વેણીપુર નગરમાં તેના અનેક મિત્ર થયા હતા. વંકા તથા લાલનને ઉપર–ઉપરથી તે સારો પ્રેમ બતાવતો હતો; પણ અંદરથી વંકા અને લાલન જલ્દીથી દૂર થાય એમ ઇચ્છતો હતો. જ્યારે તેના મનમાં વંકા અને લાલન પ્રત્યે આવો દ્વેશ ઉત્પન્ન થયો હતો ત્યારે વંકા અને લાલનનું હૃદય પણ સાફ રહી શક્યું નહિ.

પૈલાની સઘળી મિલ્કત ડંકાએ પાસે રાખી છે અને પોતાને જોઇએ તો તેની પાસે માગવું પડે છે, વળી ડંકા પ્રથમની માફક ચાહતો નથી; માટે હરકોઇ ઉપાયે તેની પાસેની મીલ્કતમાંથી પોત પોતાનો ભાગ લઇ તેના છૂટા થઇ જવું. લાલન અને વંકા આવો વિચાર ગોઠવી રહ્યાં હતાં. પણ એક બીજાને સ્પષ્ટ રીતે હજી કહી શક્યાં ન્હોતાં.

આજે સાંજના સમયે ડંકા ફાંકડો પોશાક પહેરી ગાડીમાં બેસી એક મિત્રના મકાને જવા નીકળ્યો. આ મિત્ર કંઇક પૈસાપાત્ર હતો. ડંકા તેના ઘર આગળ આવી ગાડીમાંથી નીચે ઉતર્યો. આ મિત્રનું નામ માણેકલાલ હતું. તેણે ડંકાનું સન્માન કર્યું. બન્ને મિત્રો દિવાનખાનામાં ગાદી પર બેઠા. થોડીવારે દુધના પ્યાલા આવ્યા. દુધ પી બન્ને મિત્રો ખુશ મિજાજે વાર્તા વિનોદ કરવા લાગ્યા. માણેકલાલે પૂછ્યું, " દોસ્ત ! મારે તમને એક ખાનગી વાત પૂછવી છે ? "

" ખુશીથી પૂછો. આ જીગર તમારૂંજ છે. હું તમારાથી કંઇ પણ જુદાઇ સમજતોજ નથી. આપણાં મન મળી ચૂક્યાં છે. આપણી દોસ્તી લાંબી ટકે એમ હું ઇશ્વર પાસે માગું છું. " ડંકાએ કહ્યું.

" પ્રભુ આપણા સ્નેહમાં વૃદ્ધિ કરો. મિત્ર ? હું તમને એમ પૂછવા માગુ છું કે આપનું મૂળ ગામ કયું ? અને આપને શું કારણથી આ નગરમાં આવીને રહેવું પડ્યું ? "

" આ સઘળી વાત જણાવવાની હું ઘણા દિવસથી ઇચ્છતો હતો. કારણ કે જ્યાં દિલ મળી ચૂક્યાં ત્યાં ભેદ રાખવો જોઇએ નહિ. મિત્રોએ એક બીજાની વાતોથી જાણીતા થવુંજ જોઇએ. સારૂં થયું કે તમે આ વાત મને આજે પૂછી. જાણે મારૂં

અસલ વતન તો અમલગઢ. મારા બાપ રાજ્યના દિવાન હતા. તે વખતે આ વ્હેમસિંહના બાપ રાજ્યગાદી પર હતા. મારા બાપ નિમકહલાલીથી કાર્ય કરતા. રાજ્યની તીજોરી આબાદ કરી. નગરમાં બાગ બગીચા ઉપરાંત સારા સુધારા વધારા કર્યા. મારા બાપ પર રાજા અને રૈયત ખુશ ખુશ રહેવા લાગ્યા. મારા પિતા પાસે સારી સંપત્તિ એકઠી થઇ. બાદ વ્હેમસિંહના બાપ મરી ગયા. વ્હેમસિંહ ગાદી પર આવ્યો. મારા પિતા પણ મરી ગયા. વ્હેમસિંહે મને દિવાનપદ આપવા માડયું. પણ મારી ઇચ્છા નોકરી કરવાની ન્હોતી. હું મૂળથીજ નોકરીને ધિક્કારતો હતો. નોકરી નફટ છે–બહાદુર માણસો નોકરી કરવાથી નિર્માલ્ય બને છે. ગમે એવી મોટા પગારવાળી નોકરી પણ આખરે તો ગુલામી ને ? આવા સિદ્ધાંતથી મેં રાજાને નોકરી માટે સવિનય ના પાડી. આથી રાજાએ મને નગર શેઠની પદવી પર વિભુષિત કર્યો. હું મોટા વેપાર કરવા લાગ્યો. ચીન–જાવા–આફ્રીકા વગેરે સ્થળોએ ધમધોકાર વેપાર શરૂ કર્યો. ભરતામાં ભરાય, સુખમાં સુખ આવી મળે આ પ્રમાણે મને વેપારમાં પુશ્કળ નફો મળવા લાગ્યો. હું થોડાંક વર્ષમાં કરોડપતિ થયો. રાજ્યને પણ નાણું ધીરવા લાગ્યો. રાજ્ય તરફથી મને મોટા મોટા ઇલ્કાબ મળ્યા. હું ચાર ઘોડાની ગાડીમાં બેસી ફરવા નીકળતો. મારી આગળ–પાછળ ખુલ્લી તરવારોવાળા ઘોડેસ્વારો રહેતા. છડીદાર સલામી પોકારતો. આવી રીતે પૂરઠાઠમાઠથી હું અમલગઢમાં ફરવા નીકળતો. ગરીબ–ગરબાંઓને મૂઠીયો ભરી રૂપીઆ તથા સોના મ્હોરો આપતો. આથી ગરીબોમાં હું દાનેશ્વરી તરીકે પંકાતો. મારા વૈભવથી શત્રુઓ પણ અજબ થયા. પણ તેઓ શું કરે ? દરેક માણસો મારી મિત્રાચારી

કરવાની ઇચ્છા ધરાવવા લાગ્યા. અમલદારો તો નિરંતર મારા ગુલામ જેવા બની મારી ખુશામત કરતા. રાજા વ્હેમસિંહ પણ મારૂં સારૂં સન્માન કરતો. હું જ્યારે રાજસભામાં જતો, ત્યારે સઘળા સભાસદો ઉભા થતા અને રાજા પોતે આસન પરથી નીચે ઉતરી મને થોડેક સુધી લેવા આવતો અને મારો હાથ પકડી મારા માટે ખાસ તૈયાર કરાવી રાખેલા સુવર્ણ આસન સૂધી લઇ જતો. મારા મુખમાંથી નીકળતા શબ્દો જાણે પુષ્પ ગરતાં હોય એમ સૌને લાગતું. આખા નગરમાં—રાયથી તે રંક સૂધીમાં મારૂં સારૂં સન્માન હતું. રાજા પણ એક લેખે મારો દેવાદાર હતો. આવી રીતે મને સર્વ પ્રકારનું સુખ હતું. પણ મને મારા લાયકની કન્યા મળી નહિ. જો કે મારા માન પ્રતિષ્ઠાને કારણે મોટામોટા માણસો તેમની કન્યાઓ આપવાને ઇચ્છતા, પણ મારી ઇચ્છા સ્નેહ લગ્ન કરવાની હોવાથી હું સૌને ના પાડતો. ઘણા લોકો તેમની કન્યાઓને મારી પાસે મોકલતા. હું દરેક કન્યાઓના સમાગમમાં આવી પરિક્ષા કરતો, પણ મારી પરિક્ષામાં દરેક નિષ્ફળ નીવડતી. લગ્ન શું છે ? આખા સંસારનું સુખ લગ્ન પરજ હોય છે આવું હું સારી રીતે સમજતો હોવાથી મેં લગ્નને માટે સારી કન્યાની શોધ કરવા માંડી. પણ હજી સૂધી એવી સારી સુશિલ કુમારીકા મેળવી શકયો નથી. એવામાંજ નવીનદુર્ગ અને અજીતગઢના રાજા સાથે વ્હેમસિંહને લઢાઇ શરૂ થઇ. તેમાં હાર જીત થવા માંડી, અંતે વ્હેમસિંહ હાર્યો. તેનું સર્વસ્વ ગયું, પણ થોડા મહિના પછી તેણે રાતની વખતે હલ્લો કરી રાજ્ય પાછું મેળવ્યું. રાજ્ય મળ્યું પણ તીજોરીનું તળીયું તળીયા ઝાટક હતું. રાજાએ રાજ્યની તિજોરી તર કરવાને રૈયત પર નવનવા કર નાખ્યા. શ્રીમંતોને તેમનું ધન રાજ્ય તિજોરીમાં જમા કરવાના હુકમ થયા. મારી પર

પણ હુકમ આવ્યો. આમ ન કરવાને મેં રાજાને ઘણુંએ સમજાવ્યો, પણ રાજાએ માન્યું નહિ. તેણે તાકીદના હુકમો કાઢયા. ઘેરઘેર જપ્તીઓ બેસાડી. આથી મેં પણ તે નગર ત્યાગવાની છૂપી તૈયારી કરવા માંડી. મેં રોકડ પૈસા–દાગીના–હિરા–મોતી–માણેક વગેરે ઉંટ પર ચઢાવી રાત્રે પોબારા ગણ્યા, અને છેવટે અહિં આવ્યો. અહિં આવતાંજ મને ખબર મળી કે બ્હેમસિંહ હાર્યો છે અને વિજયકુમારે અમલગઢ હાથ કર્યું છે. ” આટલી વાત કહી ડંકા શાન્ત રહ્યો અને મૂછોના આંકડા આમળવા લાગ્યો.

માણેકલાલ મિત્રની વાત સાંભળી ઘણો ખુશી થયો અને આવો ગુણવાન શ્રીમાન મિત્ર મળવા માટે પોતાના ભાગ્યને વખાણવા લાગ્યો; તેણે કહ્યું, “ ત્યારે હવે તમારો શું વિચાર છે ? ”

“ શાનો દોસ્ત ? ” ડંકાએ ગરદન ટટાર કરી પૂછ્યું.

“ અહિં રહેશો કે અમલગઢ પાછા જશો ? ”

“ મારે હવે અમલગઢ જવું નથી. તમારા જેવા ગુણજ્ઞ દોસ્ત મળવાથી હું હવે અહિંજ રહીશ અને આ નગરનેજ મારૂં કાયમને માટે વતન બનાવીશ, ધીમેધીમે એકાદ સારૂં મકાન પણ ખરીદશું. ”

“ બસ હવેજ મને આનંદ થયો. હું આપના માટે સારૂં મકાન ખોળી કાઢીશ. ”

“ ઉપકાર થયો. મિત્ર ! તમે મારા માટે ઘણું કરો છો હાં ? ”

“ મિત્રે પોતાની ફરજ બજાવવીજ જોઇએ. જે મિત્ર તેની ફરજ બજાવવામાં બેદરકાર રહે તે પછી મિત્ર શાનો ? ”

“ બરાબર છે. હું પણ એમજ ઇચ્છું છું. ” ડંકાએ કહ્યું.

“ દોસ્ત ! આપના મકાનમાં જે માણસ છે તે શું આપના સગા છે ? ”

" નારે ના, છપ્પનીયા દુકાળમાં એક ગરીબ મરી જતો હતો, તેને મેં બચાવી મારી પાસે રાખ્યો હતો. તે એજ ગરીબ આજ સૂધી મારી પાસે રહી મારી સેવા ચાકરી કર્યા કરે છે, માણુસ લાયક છે, વર્ષો વિતવાથી તે હવે ઘરના માણુસ જેવો થઇ પડયો છે."

" એમજ છે, બોલવા ચાલવામાં પણ લાયકીવાળો છે. હું એક વખતે તમારી ગેરહાજરીમાં તમારા મકાને આવ્યો હતો, તે વખતે તે તમારા સેવકે મને સારો આવકાર આપ્યો હતો. "

" કેમ ન આપે ? તેને તેની ફરજ બજાવવીજ જોઇએ. વળી નોકરોને વિનય-વિવેકથી વર્તવાની પ્રથમથીજ હું તાલીમ આપું છું. જેવા શેઠ એવા નોકર, દેખે એવું શીખે. "

" હું આપને એક બીજી વાત પૂછવા માગું છું. "

" દિલ ચાહે તે પૂછો ! "

" તમે ગુસ્સે તો નહિ થાવ ને ? "

" શું હું તારીપર ગુસ્સે થાઉં ? મારા જીગર જાન દોસ્ત પર ગુસ્સો કરૂં ? કદી નહિ. તારી પર ગુસ્સો કરતાં હું પ્રથમ મરી જવાનુંજ પસંદ કરૂં. બોલ દોસ્ત ! તું શું કહેવા માગે છે ?"

" તમારા ઘરમાં પેલી કોણ છે ? "

ડંકા ખડખડાટ હશી પડી બોલ્યો; " એમાં શરમાય છે શાનો ? તે પણ મારી નોકર છે ? "

" શું તે નોકરડી છે ? " માણેકલાલે અજબ થતાં પૂછયું.

" હા, પહેલાં તેને હુક્કો ભરવાના કામ માટે મેં રાખી હતી; પણ પછી રસોઇના કામમાં હોંશીયાર જણાવાથી હવે તે રશોઇનું કામ કરે છે. "

" ઘણીજ રૂપાળી છે. "

"" ઇશ્વરે ભયાનક ભૂલ કરી છે. બીચારી રૂપાળી છે ત્યારે તેને ગરીબ રાખી છે."

" તમારૂં દિલ ભલું વશમાં રહે છે ?"

" એટલે ?" ડંકાએ મંદ-મંદ હસતાં પૂછયું.

" તે દિલ લોભાવે એવી છે."

" તેમ છે; પણ આ તારો દોસ્ત ઇંદ્રીયજીત છે. તેણે તેના મન પર તો એવો સરસ કાબુ મેળવ્યો છે કે કંઇ કહેવાનીજ વાત નહિ. સ્વર્ગની અપ્સરા સાથે એકાંતમાં રહું પણ મારૂં મન ચળે નહિ. મેં આજ સુધી અખંડ બ્રહ્મચર્ય વૃત્ત પાળ્યું છે. હું બ્રહ્મચર્યનો હિમાયતી છું. અને મારા સમાગમમાં આવનાર દરેકને બ્રહ્મચર્યનો મહીમા સંભળાવું છું. વળી કોઇ કોઇ વખતે ભાષણો પણ કરૂં છું.

" તે બાઇનું નામ ?"

" જયકુંવર."

" તમે તેને શું કહીને બોલાવો છો ?"

" જયાબ્હેન."

" દાશીને શું બ્હેન કહીને બોલાવો છો ?"

" એમાં શું ? હું બ્રહ્મચારી છું-સાહિત્ય રસીક છું અને સર્વને સમાન ભાવે જોવાની વૃત્તિવાળો હોવાથી હું નોકરો પ્રત્યે પણ માનથી વર્તુ છું અને માનથી બોલાવું છું."

" તમે ઘણા ગુણજ્ઞ અને કદરદાન છો." માણેકલાલ કંઇક વિચારમાં પડેલો જણાયો.

ધાપમારૂ, લુચ્ચો અને જુઠઠા બોલો સફેત શાહુકાર માણેકલાલના મુખ સામે જોઇ તેના અંતરના ભાવ કળી ગયો અને પછી

મુખ ગંભીર રાખી બોલ્યો; " દોસ્ત માણેકલાલ ! શું વિચારમાં પડયા ? "

માણેકલાલે સાવધ થઇ કહ્યું. " મને તમારાજ વિચાર થયા કરે છે. "

" કેમ વારૂ ? શું હું દુઃખી છું ? " ડંકાએ પૂછ્યું.

" મારા મનથી તો તમે પૂરેપૂરા દુઃખીજ છો. " માણેકલાલે કહ્યું.

" પણ શી રીતે ? તમે આ શું બોલો છો ? "

" દોસ્ત ! તમે પૈસાપાત્ર છો, ગુણવાન છો–ખાનદાન છો–કદરદાન છો, પણ તે સઘળું પત્નિ વિના નકામું છે. જીવનની ખરી મઝાતો માનુનીમાંજ છે. સંસાર સુંદરી વિના શૂનો છે. જગતમાં રામા વિના આરામ નથી. તમે શ્રીમાન છો; પણ સાક્ષાત લક્ષ્મી વિના નકામા છો. " માણેકલાલે ખૂબ કહી નાખ્યું.

" ત્યારે મારે કરવું શું ? "

" પરણવું. "

" પણ કોને ? લાયક કન્યા મળે ત્યારે ને ? "

" તમારે લાયક મારી ધ્યાનમાં એક કન્યા છે. "

" કયાં છે ? બતાવો ને ? " ડંકાએ આભાર દર્શક નેત્રે પૂછ્યું.

" મારા ઘરમાંજ છે. મારો મિત્ર કુંવારો રહે તે મારાથી કેમ જોયું જાય. "

" તમારા ઘરમાં કોણ છે ? "

" મારી બ્હેન. ચાલાક છે.–ભણેલી છે. સાહિત્ય રસીકા છે. શૃંગારની શોખીન છે–ફાંકડી છે. ખાસ તમારે લાયકજ છે. તમારૂ જોડું જગતમાં ન જડે, લોકો અદેખાઇ કરે. "

" શું તે એવી સુંદર છે ? " ડંકાએ મનમાં ખુશ થતાં પૂછયું.

" હા, તમે જોતાંજ દિવાના બની જશો."

દાવ બરાબર છે. હવે બહુ માનમાં રહેવું જોઇએ નહિ. ચાલો ધાર્યું તે સિદ્ધ થયું. ભાગ્યનો સિતારો પણ બુલંદ છે. માણેકલાલ મારા દમમાં અંજાયો અને તેની બ્હેન દેવા તૈયાર થયો. બસ હવે કહેવા દે હા. લક્ષ્મી ચાંદલો કરવા આવે ત્યારે શું કરવા મુખ ધોવા જવું ? આમ બબડતા ડંકાએ ગંભીરતાનો ડોળ કરી પૂછયું.

" શ્રીમતીનું નામ શું છે ? "

" રામદુલારી. "

" નામ ઘણું મઝેનું છે. ઉમ્મર શું છે ? "

" લગભગ પચીસ વર્ષ. "

" શું આટલી ઉમ્મર સુધી તે કુંવારી છે ? "

" હા, તેણે પણ તમારી માફક મન પસંદ પતિ પ્રાપ્ત કરવાની પ્રતિજ્ઞા લીધી છે અને આજ પર્યંત અખંડ બ્રહ્મચારીણી રહી છે. "

" મને તે શ્રીમતીનાં દર્શન કરાવશો ? " ડંકાએ મનમાં ખૂબ ખુશી થતાં પૂછયું.

" હું આ પળેજ તેને અહિં બોલાવું છું. "

" શરમાશે તો નહિ ને ? "

" અરે શરમ તો તેનાથી સો કોશ દૂર રહેછે. "

" એમ ? ત્યારે તો બોલાવો. "

માણેકલાલે બે ચાર બૂમો મારી રામદુલારીને ઉપર બોલાવી. પચીસેક વર્ષની ખુબસૂરત તરૂણી પૂર રૂઆબથી ત્યાં આવી અને અક્કડ ઉભી રહી બોલી; " કાં મને શું કરવા બોલાવી મોટા ભાઇ ? "

"બ્હેન! તું અહિં મારી પાસે બેસ. મારે આ ગૃહસ્થની સાથે તારૂં ઓળખાણ કરાવવું છે." માણેકલાલે કહ્યું, રામદુલારી ડંકાના સામે જોતી માણેકલાલ પાસે બેઠી. ડંકાએ કટાક્ષ ફેંક્યું. સામે રામ• દુલારીએ પણ મદન બાણ ફેંકયું. તારા મૈત્રક મચ્યું. બન્નેના હૃદયમાં અનંગની છોળો ઉછળી. રામદુલારીએ પૂછયું.

" મોટા ભાઇ ! આ શ્રીમાન કોણ છે ? "

" તે અમલગઢના દિવાન છે. અને હવે આપણા નગરમાં કાયમને માટે રહેવા ઇચ્છે છે. લક્ષ્મીનો પ્રતાપ સારો છે, સાથે સાહિત્ય રસીક પણ છે. "

" એમ કે ? ત્યારે તો હું ઘણી ખુશી થઇ. સાહિત્ય રસીકની સાથે સાહિત્ય રસીકાનો પરીચય ઓરજ આનંદ પ્રકટાવશે. "

" બ્હેન ! તેઓ શ્રી સાહિત્ય રસીકાની શોધમાંજ છે. "

" વાહ વાહ. કેવું પળ ચોઘડીયું. હું ઘણી ખુશી થઇ. વ્હાલા શ્રીમાન ! તમે મારા પરીચયથી ખુશ છો ને ?" રામદુલારીએ ડંકા સામે જોઇ બેધડક પૂછ્યું.

" તમારાં જેવાં શ્રીમતી સાથે પરીચય થવાથી હું મારા ભાગ્યના સીતારાને બુલંદ માનું છું; અને મારા જીગરની એક નમ્ર પ્રાર્થના આપના ચરણ કમળમાં નિવેદન કરવા ઇચ્છું છું. " ડંકાએ સફાઇથી કહ્યું.

" અહા ! તમારા મીઠા શબ્દો સાંભળી મને કંઇનું કંઇ થઇ જાય છે. "

" અને તમારા જેવા રમ્ય બુલ બુલને જોવાથી આ જીગર ઉલટ-સુલટ બની જાય છે. માફ કરજો માણેકલાલ ભાઇ ! કે આ વખત તમારી શરમ પણ રહી શકતી નથી. "

" અરે દોસ્ત એ શું બોલ્યા ? મારી આગળ શરમ શી ? રામદુલારી કંઇ પારકી નથી. તે આપણીજ છે. વળી મારા ઘરમાં સ્ત્રીયોને તો પૂર્ણ સ્વતંત્રતાથી વર્તવાની છૂટજ છે. તમે મારી હાજરીમાં બીલ્કુલ શરમાયા વિના વિનોદ કરો. હું પણ સાંભળીને-જોઇને ખુશી થઇશ. " માણેકલાલે કહ્યું.

" ખરેખર ! તમે મારા વિચારને મળતાજ છો. જ્યાં સ્ત્રીયોને પૂરેપૂરી સ્વતંત્રતા મળે છે ત્યાંજ લીલાલ્હેર વ્યાપી રહે છે. અને ત્યાંજ સ્ત્રીયો સદા સૌભાગ્યમયી રહે છે. માણેકલાલ ! આ જગતમાં સમાન હૃદયના મિત્રો મળવા મૂશ્કેલ છે. જે પૂરો ભાગ્યવાન હોય છે તેનેજ એવા ગુણીયલ મિત્ર રત્નની પ્રાપ્તી થાય છે. હું તમારા જેવા સ્વતંત્ર વિચારના અને સ્ત્રીયો પ્રત્યે માનની નજરથી જોનારા મિત્ર માણેકને મેળવી મહા ભાગ્યવાન થયો છું. પ્રભુ આપણી મિત્રતા અખંડ રાખો. આપણે ઘણું લાંબું જીવીએ અને મરીએ ત્યારે સાથેજ મરી એકજ સ્થળે રહીએ. એવી મારી ભગવાન પ્રત્યે હરદમ પ્રાર્થના છે. "

" હું પણ એમજ ઇચ્છું છું. " માણેકલાલે ટુંકો ઉત્તર વાળ્યો.

" હવે તમારા દિલની જણાવશો ? " રામદુલારીએ વચમાં ટહુકાર કર્યો.

" અહા ! શું મારી મધુરીનો ટહુકાર ? " ડંકાએ કલેજા પર હાથ મૂકી ઉદ્દગાર કાઢયા.

" હવે મારાં વખાણ કરવાં રહેવાં દઇ તમારૂં જીગર ખોલી નાંખો.

" હા, મારા બુલબુલ ! હું હવે એમજ ઇચ્છું છું. હું સર્વાંગે ઘાયલ થઇ ચૂકયો છું. "

" ફિકર નહિ, હું અચ્છી તરાહથી મલમપટ્ટો લગાવીશ."

" વાહ–વાહ. ઓ શ્રીમતી ! તારો ઉપકાર તો હું વિસરનાર નથી. મેં આજ પર્યંત તારા જેવી મનહર મુરતી ક્યાંઇ પણ જોઇ નથી. મારી પરીક્ષામાં તું પહેલા નંબરેજ પાસ થઇ છે."

" અને મારી પરીક્ષામાં તમેજ ફત્તેહમંદ થયા છો."

" એમ ?" ડંકાએ હસ્તા વદને રામદુલારી સાથે હાથ મેળવી પૂછ્યું.

" હા."

" ત્યારે આપણે એક બની ચૂક્યાં ?"

" અલબત. આપણાં હૃદય મળી ચૂક્યાં. સાકર દૂધમાં ભળી ગઇ."

" ત્યારે હવે પરણીએ."

" એમજ. કાં માણેકલાલભાઇ આપની શું સંમત્તિ છે ?" ડંકાએ પૂછ્યું.

" હુંતો સંમત્તિ આપીજ ચૂક્યો છું. મારો દોસ્ત મારી બ્હેનનો પ્રાણેશ્વર થાય અને બન્નેને આનંદમાં જોઉં તેના સમાન મને ખુશાલી ક્યાં મળે ? મારા ઘરનું ફળ બીજો લઈ જાય તેને બદલે મારો મિત્રજ માલીક થાય તેના જેવું બીજું રૂડું શું ?"

" આપનો અતી ઉપકાર થયો." ડંકાએ વિવેક કર્યો.

" ત્યારે હવે જાહેર લગ્નનું ક્યારે નક્કી કરીશું ?" માણેકલાલે પૂછ્યું.

" આપની અનુકુળતાએ ?"

" કાલેજ."

" ત્યારે મારે પણ કબુલ."

" મૂહુર્ત જોવરાવવું છે ? " ડંકાએ પૂછ્યું.

" અરે મૂહુર્તને શું બાળવું છે. બધું હમ્બગ છે. રાંડના જોશીઓ જો બરાબર જોશ જોતા હોય તો તેમને પોતાનેજ દુઃખ પડે નહિ. આપણને મહુરતની બીલ્કુલ જરૂર નથી. આપણે તો બસ કાળ ચોઘડીયામાંજ પરણવું. " રામદુલારીએ પોતાના મનનો અભીપ્રાય જણાવી દીધો. "

" હું પણ શ્રીમતીના વિચારને બરાબર મળતોજ છું. " ડંકાએ ટેકો આપ્યો.

" ત્યારે હવે શું કરવાનું ? " માણેકલાલે પૂછ્યું.

" તમારે આવતી કાલે લગ્નની તૈયારી કરવી. હું હવે મારા મકાને જાઉં છું. તમે બે કલાક પછી ત્યાં આવજો અને ચાંલ્લા વગેરે જે લોકાચાલ કરવાનો હોય તે સજજો. "

" બહુ સારૂં. રામદુલારી સાથે આવશે તો વાંધો નથી ને ? "

" અરે એ શું બોલ્યા ? જે પૂરો નશીબવાન હોય તેના ઘરેજ પરણ્યા પહેલાં પદમણીનાં પનોતાં પગલાં થાય. "

" ડંકા સાહેબ ! પણ મારી એક વાત જરાક ધ્યાનથી સાંભળશો ? " રામદુલારીએ કહ્યું.

" શ્રીમતીની વાત જીગરથી સાંભળવાને તૈયાર છું. "

" મને પરણતાં પહેલાં પૂરો વિચાર કરજો કે જેથી પાછળથી પસ્તાવું ના પડે. દુનિયાં દિવાની છે. મારે વિશે ફાવે એમ કહેશે. અહિંના લોક મને સુધરેલી ગણે છે અને તે હરામખોર લોકોએ મારૂં નામ પણ પાડયું છે. " રામદુલારીએ કહ્યું. ડંકા થોડીકવાર વિચારમાં રહી બોલ્યો; " હું લોકોની પરવાહ કરનાર નથી. હું મારા મનનો માલીક છું. તું મારૂં સર્વસ્વ છે. તારે વિશે ગમે એમ

કહે; અરે એક વખતે ખુદ ભગવાન આવીને મને કહે કે રામદુ-લારી તો ખરાબ ચાલની છે; તો પણ હું પરવાહ કરૂં નહિ. અરે કદાચ તારાથી ભૂલ થઇ જાય અને અતીશય પ્રેમના કારણે કોઇ બીજા પ્રેમી સાથે દિલ જોડીદે તો પણ હું આનંદ માનું. દિલદાર ! હું સ્રીયોનો સેવક છું. સ્ત્રીયોને સુખ અને આનંદી રાખવા હું એક પગે તૈયાર છું. તારે બિલ્કુલ ગભરાવું નહિ." ડંકાએ ગાડુ હાંકે રાખ્યું.

"હું ઘણીજ ખુશી થઇ." રામદુલારીએ ગાલમાં હશીને કહ્યું.

"લોકોએ તારૂં શું નામ પાડયું છે ?"

"હુશેનપરી."

"વાહ. આ નામ પણ મઝાનું. લે દિલદાર હું હવે રજા લઉં છું. મારે પણ આવતી કાલને માટે અત્યારથીજ તૈયારી કરવી પડશે. તું તારા ભાઇ સાથે જરૂર મારા મકાને આવજે." ડંકા ઉભો થયો અને માણેકલાલ તથા રામદુલારી સાથે હાથ મેળવી રસ્તે પડયો. માણેકલાલ અને રામદુલારીના મનમાં આનંદનો પાર ન્હોતો. રામદુલારી સુધારામાં છેક ઉંચા શીખરે ચઢી હતી. પચીસ વર્ષ સુધી કુમારીકા રહી હતી તેનું કારણ એ કે તેણે પરણ્યા વિના અનેક પ્રેમીયોની પરીક્ષા કરી જોઇ હતી. અને એથી તેને કોઇ પરણવાની હિંમત કરી શકતું નહિ. આથીજ શ્રીમતીને બ્રહ્મચારીણી રહેવું પડયું હતું. માણેકલાલ મનમાં મુંઝાતો; પણ શું કરે ? છેવટે આ નામવર બાપ મારૂ અમલગઢના દિવાન અને નગરશેઠ કેશ-વલાલ ડંકાનો પરીચય થયો.. કેશવલાલની પણ એજ ઇચ્છા હતી કે બ્રાહ્મણના ધનના માલીક એકલાએ બનવું-વંઠા તથા લાલનને કાઢી મૂકવાં અને કોઇ ખુબસુરત પરી જોડે પરણી આનંદમાં રહેવું.

આ વિચારથી તે કન્યાની શોધમાં હતો. એવા કોઇ અચ્છા શીકા-
ની તલાસમાં કેશવલાલ ખુબ ધ્યાન આપી રહ્યો હતો, પરીણામે
ાણેકલાલ મિત્ર મળ્યા અને અખંડ બ્રહ્મચારીણી રામદુલારી હું
શેનપરી તેમની પર પ્રસન્ન થયાં.

## પ્રકરણ ૮ મું.

### હરામખોરોના ઠરાવ.

ઇચ્છો જેવું અવરનું—અવર પણ ઇચ્છે તેમ.

બ્રાહ્મણના પૈસાથી પૈસાપાત્ર બનેલા કેશવલાલ ડંકાએ આ
નવીન નગરમાં બીજો શીકાર ખોળી
હયો. લાલન અને વંકા તેનાં મદદગાર હતાં; પણ હવે આ
ાપમારૂ તેમનાથી છૂટો થવાને ઇચ્છતો હતો. જે મદદગારો ધન
તવામાં તેનાં સ્હાયક હતાં; તેમને એક રાતુ દોઢીયું પણ નહિ
ાપવાનો ડંકાએ નિશ્ચય કર્યો હતો; અને એ બન્નેને શી રીતે
ર કરવાં તેનો વિચાર ગોઠવી રહ્યા હતો. માણેકલાલ જેવો મિત્ર
ને રામદુલારી જેવી પત્ની સદાનાં સંબંધી થશે જાણી કેશવલાલ
નમાં કંઇ કંઇ આશાઓના હિંચકે હિંચવા લાગ્યો. માણેકલાલ
ાધારણ સ્થિતિનો માણસ હતો. ભણેલો થોડું હતો; પણ પોતે મહાન
દ્વાન છે એમ જણાવવા મહાન દંભ રાખતો. અક્કલમાં પણ
ઇક અધુરો હતો. મોટી-મોટી બડાશો મારવામાં પાછું વાળીને

જોતો નહિ. અન્યનું સારૂં-ખોટું અનુકરણ કરવામાં તે ઘણો નિપુણ હતો. વળી સુધારામાં તો તે વધુ આગળ વધ્યો હતો. સ્ત્રીયોને પુરૂષોના સમાન હક્ક આપવાનો હિમાયતી હતો. સ્ત્રીયો પુરૂષોના પ્રસંગમાં જેમ વધુ આવે તેમ સ્ત્રીયો હોંશીયાર બને આવી માન્યતાથી આ અક્કલના અધુરાએ અનેક મિત્રો સાથે મિત્રતા બાંધી પોતાના ગૃહને મિત્રોની મુલાકાત ગૃહ બનાવ્યું હતું. તેની પત્ની અને બ્હેન રામદુલારી આ મિત્ર મંડળમાં સંપૂર્ણ છૂટથી ભાગ લેતાં. સમય વિતતાં પરીણામ એ આવ્યું કે માણેકલાલનાં પત્ની અને બ્હેન પણ અનેક મિત્રો મેળવવાને ફત્તેહમંદ થયાં અને નવનવા મિત્રો સાથે એશઆરામ ઉડાવી આ જગતમાંજ સ્વર્ગીય સુખ ભોગવી સ્વતંત્રતાની બોલબાલા બોલાવવા લાગ્યાં. આવાં તેમનાં પરોપકારી કાર્યથી અનેક લુચ્ચા લાલ લોકો માણેકલાલના મિત્ર બનતા અને માણેકલાલના સુખદાયક મુલાકાત ગૃહમાં રામદુલારી અને તેની ભાભીનું સ્વર્ગીય સ્વાગત સ્વીકારી પોતાના જીવનને ધન્ય માનતા. આ સ્વતંત્ર મંડળની વાતો આખા નગરમાં ચર્ચાતી. નગરજનો ખુલ્લા છોગે આ ચસ્કેલ ભેજાનો અને ભ્રષ્ટ મનુષ્યોનો તીરસ્કાર કરતાં, પણ એ સુધારાના છેક છેલ્લે પગથીએ પહોંચેલાં અને પોતાને પંડિતાઇ અને સ્વતંત્રતામાં ખપાવનારાંઓને કોઇની પણ પરવાહ ન્હોતી. પોતેજ સમજુ-શાણાં અને જ્ઞાની છે એમ સમજતાં. પોતાના વિચારથી વિરૂદ્ધ નગરજનોને અજ્ઞાન-ગમાર વગેરે હલકા શબ્દોથી સંબોધતાં. નગરજનો પણ આ લોકોને ફાવે એમ કહેતાં. રામદુલારી યુવાન થઇ. હવે તેને પરણાવવી જોઇએ. પણ આવી ઉખડેલ બલાને પરણવા કોણ હા ભણે ? માણેકલાલની ન્યાત વાળાઓએ સ્પષ્ટ ના પાડી. આથી માણેકલાલે બ્હેનને ઇચ્છા-

ા વરવાની સંપૂર્ણ છૂટ આપી. રામદુલારી અનેક પુરૂષોના સહવાસમાં-
ંગમાં આવી; પણ એકે પતિ પસંદ કરી શકી નહિ. છેવટે કેશ-
ાલ ડંકા શ્રીમાન-વાચાળ ચાલાક હોવાથી રામદુલારીની નજર
ા પર ઠરી. કેશવલાલને પણ જીંદગીમાં કન્યા મળે એમ ન્હોતું.
મદુલારીના રૂપથી અને બોલવા-ચાલવાની છટાથી ડંકા અંજાયો,
ું ભીતરથી ભગવાન જાણે. કેશવલાલ માણેકલાલના મકાનેથી
કળી બજારમાં ગયો અને ત્યાંથી કેટલીક સાડીઓ અને દાગીના
ી પત્નીને માટે ખરીદ્યા. રસ્તામાં એક ચંડુલખાનું આવ્યું. ડંકાને
રસ પીવાની તલપ થઇ આવી. આડું-અવળું નિહાળી ડંકા
દર પેઠો અને ચરસના બેચાર દમ લગાવી નોકરના હાથમાં
ડાક પૈસા મૂકી બહાર નીકળ્યો. મકાને આવતાં અંધારૂં થયું.
ત્ર પડી ચૂકી હતી. બંકા મકાને આવ્યો. એક નોકર ઓટલા
બેઠો હતો, તેણે ઉભા થઈ શેઠને સલામ કરી. ડંકાએ પૂછ્યું;
કોઇ આવ્યું હતું કે ?"

નોકરે કહ્યું; "હાજી."

"કોણ આવ્યું હતું ?"

"સરકારી માણસ."

ડંકાના પેટમાં ફાળ પડી. સરકારી માણસ કેમ આવ્યો હશે ?
ઃ આ ગામમાં આવે પુરા પંદર દિવસ પણ થયા નથી, એટલામાં
કારી માણસ મારા મકાને ? શું હશે ? ઘેલાએ ફરીયાદ નોંધાવી
? પણ વ્હેમસિંહ હાલ ચારે તરફથી ફસાયો છે એટલે ઘેલાનું
વળે એમ નથી; ત્યારે સરકારી માણસ કેમ આવ્યો હશે ?"

ડંકા વિચારમાં રહી આતમગત બોલ્યો; "એમજ. હું આ
રમાં નવો માણસ અને પ.. પૈસા વાળો, આથી કદાચ અત્રેના

સુબાએ મારી મિત્રાચારી બાંધવા અથવા તો મારી સાથે ઓળખાણ કરવાના ઇરાદાથી મને બોલાવવા તે સિપાહીને મોકલ્યો હશે, ઠીક છે, કાલે તપાસ કરાવશું અને મારા વરઘોડાના દિવસે આ નગરના તમામ અમલદારોને કંકોત્રીઓ મોકલી તેડાવશું. અમલદારોની દોસ્તીથી જ બધું કાર્ય થઇ શકે છે. અમલદારોની દોસ્તીમાં જો કે પૈસા ખરચવા પડે છે; પણ સમય આવે અધીક લાભ મળે છે. ઘણા ખરા શ્રીમાનો અમલદારોની મિત્રાચારીથી જ સાચાં--ખોટાં અને વખતે ભયંકર કામ કરવામાં ફાવે છે. અમલદારોના સ્નેહને લીધે જ અમલમઢમાં અમે વગર પૈસે નવાબજાદા બનીને ફરતા. હવે પૈસા વાળો બન્યો છું. હું જ્યારે દડકો–પૈસા વિનાનો હતો; ત્યારે અમલદારોની ખુશામત અને ગુલામી કરવી પડતી હતી. પણ હવે અમલદારોની સાથે એવી સફાઇથી વર્તીશ કે જેથી અમલદારો ખુદ મારી જ ખુશામત કરશે. પણ આ બધું ક્યારે બનશે ? ટુંકમાંજ. મારે હાલ બે કામ તત્કાળ કરી નાખવાની જરૂર છે. તે એકે પ્રથમ લગ્ન કરી નાખવું અને પછી પેલાં બન્નેને રૂખસદ આપવી. પણ એમને કાઢવાં શી રીતે ? સાલ્લાં એ બન્ને પણ પાકાં તાલીમબાજ છે. વંકા તો મારાથી ચઢે એમ છે. શું તેમની સાથે તકરાર કરવી પડશે ? તે સિવાય તેમને કાઢવાં શી રીતે ?" ડંકા વિચારમાં પડ્યો. ચરસનો નીશો તેને સંપૂર્ણ વ્યાપ્યો હતો. વ્યસન વિલાસી ડંકા ઓટલા પર ઉભો–ઉભો જ વિચારમાં ચઢ્યો. નોકર પણ અજબ બની શેઠની સામે નિહાળી રહ્યો. શેઠની વર્તણુંક તેને આશ્ચર્યમય જણાઇ. ડંકા ચરસની ધૂનમાં ડોલતો હતો અને વિચારના પરીબળે હાથના ચિત્ર વિચિત્ર ચાળા કરતો હતો. છેવટે તેણે કંઇક નિર્ણય કરી મૂછો પર હાથ ફેરવતાં આત્મગત્ કહ્યું; " એમજ કરવું પડશે. એ

છેવટનો રસ્તો લીધા વિના એ બન્નેની ફાંસ દૂર થનાર નથી. બસ આ લગ્નનો પ્રસંગ વિતે કે તરતજ ખોરાકમાં અગર બીજા કોઈ પીણામાં કાતીલ વિષ ભેળવી બન્નેને જહન્નમમાં મોકલી આપવાં. પાસે પૈસા છે એટલે કંઈ પૂછ પરછ કે તપાસ થશે નહિ. તેમનાં મુડદાંને તત્કાળ ઠેકાણે પાડશું એટલે પત્યું. બસ આજ નિશ્ચય." ડંકાએ ઓટલા પર ઉભા રહી નિશ્ચય કરી દીધો. પોતાને વફાદાર અને મદદગારો વંકા તથા લાલનનો જીવ લેવાનો નિર્ણય આ ઉજળા શાહુકારે કર્યો. કેવી દુર્મતી? લોભીયાનું ધન શું શું નથી કરાવતું? આ બધો પ્રતાપ ઘેલાના ધનનો જ. ડંકાને ઓટલા પર ઉભા રહે વાર થઈ. નોકર પણ વિચારવા લાગ્યો કે સરકારી માણસનું આગમન સાંભળી શેઠ આમ કેમ સ્તબ્ધ બની ગયા અને ઓટલા પરજ વિચારે ચઢયા? નોકરે શેઠના સામે જોઈ કહ્યું, "શેઠજી?"

ડંકાએ સાવધ થઇ કહ્યું; "હાં."

"આપને અહિં ઉભા રહે ઘણી વાર થઇ. આપ શું વિચાર વમળમાં પડયા છો?" નોકરે પૂછ્યું.

નોકર ભેદ કળી ન જાય એથી ડંકાએ કહ્યું, "ખરેખર, આજે હું આનંદમાં ભાન ભૂલ્યો અને અહિંજ વિચારે ચઢયો. રસ્તામાં પણ વિચાર. અહિં આવતાં રસ્તો મુદ્દલે જણાયો નહિ. અલ્યા! સાંભળ. આ એક બે દિવસમાં મારાં લગ્ન થનાર છે."

"હેં! શું આપનાં લગ્ન? નોકરે કંઇક વધું વિસ્મય થતાં પૂછ્યું.

"હા."

"ઘરમાં શેઠાણી છે ને?"

"એતો પેલા બીજા શેઠ જે મારા ભાઈ છે એમનાં પત્ની છે."

"ત્યારે આપશ્રી હજી કુંવારા જ છો?"

"હા, હું હજી બ્રહ્મચર્યવ્રત પાળું છું."

શેઠનાં લગ્ન થશે અને કંઇક લાભ મળશે ધારી નોકર આનંદ પામતાં બોલ્યો; "લગ્ન કએ ગામ થનાર છે?"

"આ ગામમાંજ." ડંકાએ ભભકાથી જવાબ આપ્યો.

"ક્યારે લગ્નનું ક્યારે નક્કી છે?"

"કાલ અગર પરમ દિવસે."

"શું એટલીજ વારમાં? હજી ચાંદલાતો થયા નથી ને?"

"તે આજેજ અને અત્યારે થશે."

"શેઠ! આજતો અમાવાસ્યા છે."

"ભલેને રહી. હું વ્હેમી નથી. મારે મનતો બધાય દિવસો સરખા છે."

"હજી બીજા કોઇને ખબર આપી નહિ હોય?"

"નારે ના, લગ્નનું નક્કી કરી હું બજારમાં ગયો અને કેટલોક સામાન ખરીદી લાવ્યો. હવે ભાઇને અને ભાભીને અંદર જઇ ખબર આપું છું. તું પણ સારાં કપડાં પહેરી અહિં બેસજે. હમણાંજ મને ચાંલ્લો કરવા શેઠ આવશે. તું તેમને નીચા નમીને સલામ કરજે. સન્માન અને વિવેક વાપરતાં પાછું વાળીને જોઇશ નહિ. સમજયોને?"

"હાજી, બીજો કંઈ હુકમ?"

ડંકા થોડીવાર વિચારમાં રહી બોલ્યો; "હાં, હું તને પુછવાનું ભૂલી ગયો. પેલો જે સિપાહી અહિં આવ્યો હતો; તે અંદર કોઇને મળ્યો હતો કે?"

"ના, તે અહિં આવ્યો; અને તેણે મને પૂછ્યું; કેશવલાલ ક્યાં રહે છે?"

"પછી?"

" મેં કહ્યું આ મકાનમાં જ. મારો જવાબ સાંભળી તે સિપાહીએ થોડીકવાર મકાન સામે જોયા કર્યું. પછી તેણે મને પૂછ્યું. કેશવલાલની સાથે કોણ કોણ રહે છે. મેં બીજા શેઠ અને શેઠાણીનાં નામ જણાવ્યાં. તરતજ તે સિપાહીએ લખી લીધું. મેં પૂછ્યું કે તમારે શું કામ છે? બેસો; હમણાં શેઠ આવશે. પણ તેણે કંઈ કહ્યું નહિ અને મકાન સામે નજર કરતો-કરતો ચાલ્યો ગયો."

" ઠીક, એટલુંજ ને?" ડંકાએ પૂછ્યું.

" હા."

ડંકાએ મકાનમાં પ્રવેશ કર્યો. ઉપરના દિવાનખાનામાં આવ્યો. દિવાનખાનાની બાજુમાં એક બીજો ઓરડો આવેલો હતો; તેમાં આ વખતે અલૌકિક ઘટના બની રહી હતી. કેશવલાલ વંકાને અને લાલનને ખોળતો તે ઓરડા નજીક આવ્યો. ઓરડો બંધ હતો. ઝીણા છીદ્રમાંથી ડંકાએ અંદર દૃષ્ટિ કરી. અંદરનું દૃશ્ય જોતાંજ ડંકાનો જીવ બળીને ખાખ થયો. વંકા અને લાલન એક સોફાપર જોડાજોડ બેઠાં હતાં. બન્નેએ મદ્યપાન કર્યું હતું. વિવિધ કુટિલ ચેષ્ટાઓ સાથે વાર્તા વિનોદ કરી રહ્યાં હતાં. આથી ડંકાને કંઇ ન લાગ્યું; પણ તેથી વિશેષ બીજી બાબતથી લાગ્યું. તે એકે આ ઓરડામાંજ ડંકાએ એક તીજોરી ખરીદી ઘેલાની મ્હોરો મૂકી હતી અને આ ઓરડાની ચાવી તથા તીજોરીની ચાવી તેણે વંકાને આપી હતી. એ સાથે તેણે વંકાને સૂચના આપી હતી કે તારે અને લાલને મારી ગેરહાજરીમાં તીજોરી ખોલવી નહિ. પણ બન્નેએ આજે તીજોરી ખોલેલી અને વંકા અને લાલનના આગળ મ્હોરો-રૂપીઆની થેલીઓ જોઇ કેશવલાલના મનમાં શુંનું શું થઈ ગયું. તેનું હૃદય ધડકવા લાગ્યું. ક્રોધ ચઢયો. પણ મહા પરાણે મનને શાન્ત રાખી બન્નેની વાતો

ધ્યાનથી સાંભળવા લાગ્યો. મદિરાથી મદોન્મત્ત બનેલાં પ્રાવે એમ લવતાં હતાં. છેવટે લાલને કહ્યું; "હવે આ થેલીયો તીજોરીમાં મૂકી દયો."

"શા માટે ?" વંકાએ તીરછી નજરે લાલન સામે જોતાં કહ્યું.

"પેલો આવી ચઢશે."

"કોણ ડંકા ? ભલેને આવે. શું આપણે તેનાથી ડરીએ છીએ? શું આ માલમાં આપણો ભાગ નથી ?"

"છે; પણ ભાગ ક્યારે મળશે ?"

"દિલદાર ! ગભરાય છે શાને ? હું આજને આજ તે બાબતનો ફેંસલો તેની સાથે કરનાર છું. પણ પેલી વાત તને કબુલ છે ને ?"

"જરૂર. આપણા ભાગ મળતાં આપણે દૂર દેશાવર ઉપડી જઈશું અને ત્યાં જઈ પરણી આનંદમાં રહેશું."

"બસ; મારી પણ એજ મરજી છે. આ ધનમાંથી એક તારો અને એક મારો મળી બે ભાગ આપણને મળશે. બસ પછી આપણે કમાવાની કે કાળાં-ધોળાં કરવાની જરૂર રહેશે નહિ. જીંદગી એશ-આરામમાં જશે."

"પણ મને એક મોટો વ્હેમ છે."

"શું ?" વંકાએ ચમકીને પૂછ્યું.

"ડંકાની દાનત બગડી હોય એમ જણાય છે."

"એટલે ?"

"આપણને કંઈપણ આપવું નહિ."

"એમ કદી બનેજ નહિ. આ બધું પેદા કરતાં તે સાલ્લા એકલાએ ક્યાં મહેનત કરી છે ? આ તેનો બનેવી અને તું તેનાં મદદગાર ન બન્યાં હોત; તો આ ધનનાં દર્શન તેને ક્યાંથી થાત ? સુંદરી ! ડંકો આ વાત સારી રીતે સમજે છે. આપણે તેની સાથે આ સંબં-

ધમાં વાત કરશું કે તરત આપણો ભાગ મેળવી લઇશું. સમજી મારી મનોરમા." વંકાએ લાલનના કંઠમાં કર આરોપણ કરતાં કહ્યું.

"અને ધારો કે ડંકા કદાચ ઉધાડો ઉઠયો તો ?" લાલને પૂછ્યું.

"એટલે શું તે ધનમાંથી ભાગ આપવાને ના પાડે ?" વંકાએ આંખ્યો વિકાશીને પૂછ્યું.

"હા."

"અરે જારેજા. ડંકાનું શું ગજું કે ના પાડી શકે ? તેના માથામાં ગજ ઘાલ્યા છે ? તેની તાકાત શું ? જોત જોતામાં હું તેને જમીન ભેગો કરી નાખુ."

"પણ આપણે એટલું બધું કરવાની જરૂર શી ?"

"ત્યારે ?"

"આપણે આજે જ તેની પાસે ભાગ માગવો. તે આપે તો ઠીક અને જો ન આપે તો ઝઘડો કરવો નહિ."

"કેમ વારૂ ?"

"ટાઢા પાણીએ કાશળ કાઢવું."

"તે શી રીતે ?"

"ભર ઉંઘમાંજ તેને ગળે ફાંસો દઇ મારી નાખવો."

"તેના મુડદાનું શું કરવું ?"

"અહિં વચ્ચો-વચ્ચ ચિતા ખડકી બાળવું અને ભેગાભેગું આ ઘર પણ સળગાવવું. જેથી લોકો માનશે કે ઘરમાં આગ લાગવાથી ડંકા બળી મૂઓ."

"બરાબર છે, દિલદાર ! તારી આ સલાહ બરાબર છે. તારી બુદ્ધિનાં તે હું શાં વખાણ કરૂં ? લે; આ એક બીજો ઘુંટ તારા પ્રેમીના હાથનો ઉડાવી જા." કહી વંકાએ મદિરાથી ભરેલો પ્યાલો લાલનને પીવરાવી દીધો.

બહાર ઉભેલા ડંકાએ વંકા અને લાલનની વાત ધ્યાનપૂર્વક સાંભળી, જેવો વિચાર પોતાના મનમાં થયો અને પછી પોતે જેવો નિશ્ચય કર્યો એના જેવોજ નિશ્ચય લાલન અને વંકાએ કર્યો. કેશવલાલ અજબ થયો અને ફાંસો નાખી મારી નાખવાની વાત સાંભળી ધ્રુજ્યો. તે આત્મગત બોલ્યો; " અફસોસ. બન્નેની દાનત બગડેલી-હરામ થએલી સમજાય છે. મેં તેમને મારી નાખવાનો નિશ્ચય કર્યો, તેવીજ રીતે તેમણે પણ મને મારવાનો ઠરાવ કર્યો. મેં ઝેર આપવાનું ધાર્યું; ત્યારે તેમણે ફાંસીથી મારો પ્રાણ પરહરવાનું નિરધાર્યું. મારાં બેટાં તે બન્ને જરૂર મારો જીવ લેશે. ધન જોઇ તેમની દાઢ સળકી છે. મારી પાસેથી ભાગ લેવો છે. પણ આ કેશવલાલ કંઇ કાચો નથી. હું તે બન્નેને ખીસ્સામાં ઘાલી ફેરવું એમ છું. વગર પૈસે આટલી જીંદગી સુધી લાલઈ કરનાર આ ડંકો તમારા જેવાથી ગાંજ્યો જાય એમ નથી. હું પણ ત્યારેજ ખરો કે જ્યારે તમને એક રાતી પાઇ પણ આપું નહિ અને સદાને માટે નરક કુંડમાં મોકલી આવું. દિકરા વંકા અને રાંડની લાલન ! તમારી ખાનગી ગોઠવણ આ ડંકા જાણી ગયો છે. તમે મને ફાંસી નાખી મારશો એ પહેલાં તો હું તમનેજ આ ધરતીના પડ ઉપરથી વિદાય કરીશ. પણ આ બધું મારે કરવું શી રીતે ?" કેશવલાલ વિચારમાં પડયો અને પછી કંઇક નિશ્ચય કરી બોલ્યો, " બસ એમજ કરવું. એ બન્નેને ભાગ આપવાની હા પાડવી. તેમની ઇચ્છા હોય તો આજે જ તેમના ભાગ આપી દેવા અને પછી મારાં લગ્ન થાય ત્યાં સુધી ભેગાં રાખવાં. લગનને બીજે દિવસેજ તેમને મિષ્ટાનમાં ઝેર ભેળી ભૂપીતાં કરવાં. બસ આ ઠરાવજ કાયમ." ડંકાએ દિવાનખાનામાં પાછા જઇ વંકાના નામની બૂમ મારી. વંકા અને લાલન તેની પાસે આવ્યાં. વંકાએ ભ્રકુટી વક્ર કરી દારૂ-

ની ધૂનમાં કહ્યું; " ડંકા! હું આજે તમને એક વાત ચોકખી રીતે જણાવા માંગું છું "

"કેમ દોસ્ત આજે આમ બોલે છે ? શું પ્રસાદ વધારે લીધો છે ? તું તો મારો ભાઇ છે. તારે જે જણાવવું હોય તે જણાવ. તું અને લાલન તો મારાં જીગર છો."

ડંકાના મીઠા શબ્દોના મલમ પટાથી વંકા કંઇક નરમ પડતાં બોલ્યો, " અમે અમારા ભાગ લેવા ઇચ્છીએ છીએ."

" અહો એજ કે બીજું ? હું પણ ક્યારનોએ ઇચ્છું છું કે ક્યારે સઘળા ભાગ વ્હેંચી લઇએ ? બોલ, દોસ્ત અત્યારે આપું કે પછી ?"

" અત્યારેજ."

"ભલે; પણ થોડીકવાર સબુર કર, હું એક ચોકઠું બેસાડી આવ્યો છું."

"શું ?" વંકા અને લાલને સાથેજ પૂછયું.

" મારાં લગનનું."

" ક્યાં ?"

" પેલા માણેકલાલની બ્હેન સાથે."

" ઠીક; પણ આ લાલન છેને ?" વંકાએ પૂછયું.

"લાલન અને તારે પ્રેમ ઘણો છે. માટે તમે બન્ને પરણો અને મારી સાથે નવું ઘર ખરીદી આનંદથી રહો."

" પછી તારાથી લાલનને બોલાવાશે નહિ. તેના સામે ઉંચી આંખ પણ કરીને જોવાશે નહિ ?" વંકાએ કહ્યું.

" તમારાં બન્નેનાં લગન થયા પછી હું તને મારો ભાઇ અને લાલનને મારી બ્હેન સમજીશ."

"ચાલો આ પણ ઠીક થયું. વારૂ માણેકલાલ ચાંલ્લા કરવા ક્યારે આવનાર છે ?"

" હમણાંજ."

" શું અત્યારે ?" લાલન અને વંકાએ ચમકીને પૂછયું.

" હા, આપણે તૈયારી કરવી જોઇએ. ચાંલ્લા થયા પછી આપણે ભાગ વ્હેંચશું."

" અરે ભલેને ભાગ કાલેજ ન વ્હેંચાય." લાલને ડંકાને ઠીક લગાડવા કહ્યું.

વંકાએ નીચેથી નોકરને બોલાવી દિવાનખાનું શણગારવા માંડયું.

## પ્રકરણ ૯ મું.

### રંગમાં ભંગ.

રાત્રિના દસ વાગવા આવ્યા. બહાર ઘોડા–ગાડીના આવવાનો ખડખડાટ થયો. નોકર નીચે ગયો. ગાડીમાંથી માણેકલાલ અને રામદુલારી નીચે ઉતર્યા. ભાઈ બ્હેને આ વખતે અલબેલો પોશાક પહેર્યો હતો. રામદુલારી ખરેખર દુલારીજ બની હતી. દક્ષિણી વેશ અને વાળેલા અંબોડામાં ખોસેલું સોનાનું પુષ્પ અને ગળામાં પુષ્પના હાર વગેરેથી સાક્ષાત વારાંગના સમાન શોભતી હતી. નોકરે ઝુકીને સલામ કરી બન્નેને અંદર લીધાં. બન્ને સફાઇથી ચાલતાં દિવાનખાનામાં આવ્યાં. લાલન અને વંકાએ ઉભા થઇ બન્નેનું સ્વાગત કર્યું. ગોળ ટેબલની આસપાસ ગોઠવેલી ખુરશીઓમાં બધાં ગોઠવાયાં. નોકરે મંગળાચરણને માટે મદ્યથી ભરેલો શીશો અને ચાંદીના પ્યાલા ટેબલ પર ગોઠવ્યા. માણેક-

ાલ પૂરા સુધારક હોવાથી મદ્યને ગંગાજળ માનતા. રામદુલારી તો દિવ-
ામાં દર ત્રણ કલાકે આ અમૃતપાનને આધિન રહી અલબેલી બની રહેતી.
પ્યાલા ભરાયા. માણેકલાલે પ્યાલો ઉપાડી કહ્યું, " આપણા સંબંધની ગાંઠ
આજે સંધાય છે. આપણે મિત્રો મટી આજથી સાલા-બનેવી બન્યા
છીએ. આપણી આ સગાઇ સદા કાયમ રહો. તમે પતિ-પત્ની હરદમ
સુખી રહો. તમારી સલામતી જીગરથી ઇચ્છી આ પ્રેમ પ્યાલાનું
હું પાન કરૂં છું." માણેકલાલ મદિરાથી પૂર્ણ ભરેલો પ્યાલો પી
ગયો. તરતજ કેશવલાલે બીજો પ્યાલો કરમાં પકડી કહ્યું, " તમારા
આ ઉપકારનો બદલો હું કેવી રીતે વાળું ? તમે તમારી વ્હાલી
બ્હેનને મારી પ્રાણ પ્યારી બનાવી મારી ઉપર અનહદ ઉપકારનો
વરસાદ વરસાવ્યો છે. જગતમાં મિત્ર હજો તો તમારા જેવાજ હજો.
તમે આજથી મારા સાળા બન્યા છો. તમે સદા સુખી રહો એમ
ઇચ્છી હું આ પ્યાલો પી જાઉં છું." કેશવલાલે પ્યાલો કંઠસ્થ કર્યો.

લાલન અને મોહને પણ મદ્યપાન કર્યું. આ પછી માણેકલાલે
કહ્યું; " કેમ હવે શું વાર છે ? "

" શાની શેઠજી ? " ડંકાએ પૂછ્યું.

" કોઇ ગોરદેવતાને બોલાવો. "

" શું કરવા ? "

" ચાંદલા કરવા. "

" ચાંદલાની શું જરૂર છે ? અમારાં મન મળી ચૂક્યાં છે.
અમે દંપતિ બની ચૂક્યાં છીએ. કેમ ખરૂંને પ્રિયતમા રામદુલારી ? "
ડંકાએ કહ્યું.

" હાજી, એવા જુના રીવાજની તો હવે જડ કાઢવી જોઇએ.
શું ચાંદલા કરવાથી અને બામણના બરાડવાથી જ લગ્ન સંબંધ

થતો હશે કે? છટ્, હું માનતી નથી. એ બધું ધતીંગ છે. બામણોને રળી ખાવાનું સાધન છે." રામદુલારીએ તેની કામણગારી આંખ્યોને થનક-થનક નચાવતાં કહ્યું.

"પણ કંઇકિ વીધી તો કરવી જોઇએ ને?" માણેકલાલે પૂછયું.

"વીધીમાં અમે એક બીજાને કુમ કુમના ચાંદલા કરીશું. તેની પર ચોખા ચોઢશું અને લગ્નની ગાંઠ સજ્જડ કરવા અમે પરસ્પરનો હાથ પકડી વર-વહુ બની જશું." રામદુલારીએ કહ્યું.

"તમારી વાત ખરી છે; પણ કોઇ સાક્ષી તો જોઇએને?" માણેકલાલે કહ્યું.

"સાક્ષીમાં તમે બધાં છો ને?" કેશવલાલે જણાવ્યું.

લાલન કંકુની કંકાવટી લઇ આવી. રામદુલારી અને કેશવલાલે એક બીજાને ચાંદલા કર્યા. આ પછી માણેકલાલે બન્નેના હાથ પકડી કહેવા માંડયું; "મારી બ્હેન અને મારા મિત્ર! તમે લાંબા વખત સુખી સુખી રહો. જો જગતમાં પરમેશ્વર કાયમ હોય તો તે તમને સુખી કરી ઘણા સંતાનોનાં માતા પિતા બનાવો. તમે આજથી વર-વહુ બન્યાં છો. તમારે માથે ભારે ફરજ આવી છે. તમે પરસ્પર પૂર્ણ પ્રેમથી જગતમાં વિચરજો. તમે સ્નેહ લગ્ન કર્યું છે તે સ્મરણમાં રાખજો. સ્નેહ લગ્નની મીઠાશ કેવી હોય છે તે જગતનાં અજ્ઞાનીયોને બતાવજો. તમારૂં જોડું જોઇ હું ખુશ થાઉં છું અને આ સારા સમયે બીજા મિત્રોની હાજરીમાં તમારા હાથ મેળવું છું, તમે ઘણું જીવો. સુખી થાવ." માણેકલાલે બન્નેના હાથનું મિલન કર્યું. રામદુલારી અને કેશવલાલે પરસ્પર હાથ દબાવી આનંદ જાહેર કર્યો. સઘળાં ટેબલની આસપાસ ગોઠવેલી ખુરશીયોમાં

પુનઃ ગોઠવાયાં. લાલને મિઠાઇનો થાળ લાવી ટેબલ પર મૂકયો. સઘળાએ મિઠાઇને ઇન્સાફ આપવાની તૈયારી કરી. પણ એટલામાં એક અજબ બનાવ બન્યો. નીચેથી એક સેવક ઉપર આવ્યો અને નમ્ર અવાજે શેઠ પ્રત્યે કહેવા લાગ્યો, " નીચે સરકારી અમલદાર આવ્યા છે. "

" શું સરકારી અમલદાર ? " કેશવલાલે ચમકીને પૂછયું. તેના પેટમાં તેલ રેડાયું. મોહન અને લાલનનાં હાંજાં પણ ગગડી ગયાં. કેશવલાલે ગભરાટનો ભાવ નહિ બતાવતાં પુનઃ પૂછયું; " સરકારી અમલદાર છે એવી ત્હેં ખાત્રી કરી છે કે ? "

" હાજી, બરાબર. "

" તે કેમ આવ્યો છે ? "

" આપની સાથે કંઇક વાત કરવા. "

" એકલો છે કે તેની સાથે કોઇ છે ? "

" તેની સાથે બીજા પાંચ સિપાહીઓ છે. "

" એમ ! જા; તેઓને ઉપર આવવા દે. " કેશવલાલે આજ્ઞા આપી, પણ તેના મુખપર ભયની છાયા છવાઇ. ખાવાનું ખાવાના ઠેકાણે રહ્યું. મોહન-લાલન પણ ભયભીત વદને પ્રવેશદ્વાર તરફ જોઇ રહ્યાં. રામદુલારી અને માણેકલાલના મનમાં પણ અનેક તર્ક-વિતર્ક થઇ રહ્યા. થોડી વારમાંજ અમલદાર સાહેબ તેની સાથેના સિપાહીઓ સાથે ઉપર આવ્યા. આ અમલદાર અને સિપાહીઓ આ નગરના ન્હોતા. કેશવલાલનો ગભરાટ વધ્યો. અમલદારે પૂછયું; " કેશવલાલ કોનું નામ ? "

" મારૂં પોતાનું ? "

" તમારી સાથે મોહનલાલ વંકા અને લાલન કરીને છે તેઓ કયાં છે ? "

" આ આપની સમક્ષજ ઉભાં છે. કેમ શું કામ છે ? "

" તમને પકડી અમલગઢ લઇ જવાનાં છે. "

" કારણ ? " કેશવલાલે આંખ્યો વિકાશીને પૂછયું.

" તમારી પર ચોરી વિશ્વાસઘાત કરવાનો આરોપ છે. "

" અમે ચોરી કરીજ નથી. "

" તેવી ખાત્રી ન્યાયાલય સમીપ કરી આપજો. "

" પણ અમે આવવાને લાચાર છીએ. "

" ત્યારેતો મારે તમને બળાત્કારે લઇ જવાની જરૂર પડશે. "

" એટલે ? "

" આ પળેજ તમારા હાથમાં હાથ કડીયો પડશે. "

" ચોરી સાબીત થયા વિના ? "

" ચોરી સાબીત થઇ ચૂકેલી છે. હું તમને સારી રીતે ઓળખું છું. તમે અત્યારે શેઠ જેવા બન્યા છો તે પેલા ઘેલાના ધનના પ્રતાપથીજ. ચાલો આગળ થાવ. " અમલદારે સિપાહીયોને આંખ્યોનો સંકેત કર્યો કે જેથી સિપાહીઓએ લાલન સિવાય બન્ને ગઠીયાઓને હાથકડી પહેરાવી દીધી. ડંકાએ અને વંકાએ ઘણોએ દમ હાંક્યો; પણ બાહોશ અમલદારની આગળ બન્નેનું કંઇ પણ ચાલી શક્યું નહિ. કેશવલાલે છેવટે મોટી લાલચો બતાવી. માણેકલાલે અમલદારને સમજાવ્યો; પણ અમલદાર ભોળવાયો નહિ. અમલદારે આ બન્ને હરામખોરો અને લાલનની ખરી ઓળખાણ માણેકલાલને જણાવી. રામદુલારી અને માણેકલાલ સ્તબ્ધ બન્યાં. બન્નેએ અમલદારનો ઉપકાર માની કેશવલાલને અનેક કુવચનો સંભળાવ્યાં. થોડા સમય પરના શેઠ કેદી બન્યા. માણેકલાલ અને રામદુલારી રસ્તે

પડયાં. અમલદારે મકાનના માલીકને બોલાવી મકાનનું ભાડું ચૂકાવી આપ્યું અને પછી દ્રવ્યની તમામ થેલીયો કબજે કરી કેદીયો સાથે અમલગઢ તરફ પ્રયાણ કર્યું.

---

## પ્રકરણ ૧૦ મું.

### શયતાનના સપાટામાં.

ઉન્હાળાના દિવસો હતા. ગરમી સખત પડતી હતી. મધ્યાન્હ કાળનો સમય હતો. સૂર્યભગવાન સખત તાપે તપી રહ્યા હતા. જમીનમાંથી ઉની વરાળો નીકળતી હતી. આ સમયે એક વિકટ અરણ્યમાં થઇને એક પુરૂષ અને એક સ્ત્રી ચાલ્યાં જતાં હતાં. બન્નેએ લાંબી મુસાફરી કરી હોય એમ તેમના પહેરવેશ પરથી જણાતું હતું. બન્નેનાં મુખ તાપથી લાલચોળ બન્યાં હતાં. શરીરે પરસેવાના રેલા ઉતરતા હતા. સ્ત્રીએ તેના માથાપર એક નાની લોખંડની પેટી ઉંચકેલી હતી. પુરૂષના ખભાપર પણ એક ગાંસડી લટકતી હતી. એક મોટી ડાંગ હાથમાં પકડી પુરૂષ આગળ ચાલતો હતો.

પ્રિય પાઠકો ! તમે આ બન્નેને ઓળખ્યાં હશે ? આ સ્ત્રી પુરૂષ અન્ય કોઇ નહિ પણ અમલગઢમાંથી નાશી નીકળેલાં છબીલદાસ અને ઘેલાની ધર્મ પત્ની છબીલી હતાં. બન્ને અમલગઢથી ઘણે દૂર આવ્યાં હતાં. તેમનો વિચાર કોઇ સારા ગામમાં જઇને રહેવાનો હતો. વળી તે ગામ અગર નગર પર રાજ્યનું હોવું જોઇએ. હજી તેઓ અમલગઢ રાજ્યના તાબાની ભૂમિમાં હતાં. રાત્રિ–દિવસ મુ-

સાફરી કરતાં આ બન્ને જણ આ ઘોર વિકટ અરણ્યમાં આવી ચઢયાં હતાં. જંગલ ભયાનક અને જનશૂન્ય હતું. સર્વત્ર ઝાડી આવેલી હતી. છબીલદાસ ઉતાવળે આગળ ચાલ્યો જતો હતો. તેની પાછળ છબીલી ચાલતી હતી. છબીલી ચાલવાથી અને રાત્રિ દિવસની રખડથી કંટાળી ગઇ હતી. છબીલદાસ પણ હવે તેની સાથે પ્રથમની માફક પ્રેમ ભર્યા વચનોથી બોલતો નહિ. કયાંથી બોલે ? તેના મનમાં કયાં સાચો પ્રેમ હતો ? તેનો પ્રેમ તો છબીલીના પૈસામાં અને દાગીનામાં સમએલો હતો. તેનો વિચાર કોઇ સારા પર રાજ્યના ગામમાં પહોંચી એકાદ ઘર ભાડે રાખી થોડા દિવસ સુધી રહેવું અને પછી છબીલીને સમજાવી અગર ધમકાવી બધું દ્રવ્ય પોતાના કબજામાં લેવું, અને છબીલીને દાબમાં રાખી આનંદ ઉડાવવો. આવા પ્રકારના કુટિલ વિચારો તેણે ગોઠવી રાખ્યા હતા. છબીલદાસના વર્તનમાં અને બોલવામાં છબીલીને ફરક માલૂમ પડયો હતો. છબીલી મનમાં પસ્તાવા લાગી; અને ઘર છોડીને નાશી આવવા માટે તેને મનમાં ઘણું લાગવા માંડયું. પણ હવે શું ઉપાય ? હવે તો છબીલદાસજ તેનું સર્વસ્વ. છબીલી મુંગે મોઢે તેના પાછળ પ્રયાણ કરી રહી હતી. બન્નેએ બપોર નમતા સુધી ચાલ્યા કર્યું. છબીલી થાકી ગઇ. તેનું મુખ લાલચોળ બન્યું. શરીરપર પસીનાના ઝેબ ઝેબ વળ્યા. છેવટે તેણે કંટાળીને છબીલદાસ પ્રત્યે કહ્યું: "હવે આમ કયાં સુધી ચાલ્યા કરશો ?"

"કોઇ ગામ સુધી તો આપણે ચાલવુંજ પડશે." છબીલદાસે જણાવ્યું.

"પણ મને થાક લાગ્યો છે. મારાથી આ ભાર લઇને ચલાતું નથી."

"ત્યારે હું શું કરૂં? મારી પાસે પણ આ ગાંસડીનો ભાર છે."

"હવે તો કોઈ ગામમાં પહોંચી કરી ઠામ રહીએ તો સારૂં."

"હું પણ એમજ વિચારૂંછું. સાલા વ્હેમસિંહનું રાજ્ય પણ કેવડું મોટું છે કે તેનો અંતજ આવતો નથી."

"આપણે થોડીકવાર અહિં વિરામ લઇશું?"

"ના, મારો વિચાર કોઈ ગામમાં જલ્દીથી પહોંચી જવાનો છે. દિવસ પૂરો થશે તો આપણે આ જંગલમાં અટવાઇ મરશું."

"પણ થોડીકવાર તો બેસો. હું ઘણી થાકી ગઇ છું."

"ત્યારે હું કયાં ઓછો થાકયો છું? ચાલ; આગળ બેસીશું. કોઇ કુવો અગર વાવ આવે તો પાણી પણ પીવાય."

આમ વાતો કરતાં બન્ને આગળ ચાલ્યાં જતાં હતાં. લગભગ બે ગાઉ આવતાં એક કુવો આવ્યો. માણસની પગથી પણ નજરે પડી. આસપાસ છૂટી છવાઇ ઝાડી આવેલી હતી. છબીલીએ એક વૃક્ષની નીચે પેટી ઉતારી. છબીલદાસ પણ ગાંસડી ઉતારી નીચે બેઠો. બન્નેને પાણીની તૃષા લાગી હતી. છબીલદાસે થોડીકવાર થાક ખાઇ ગાંસડી છોડી અને તેમાંથી દોરી લોટો કાઢી કુવા તરફ પ્રયાણ કર્યું. કુવો બહુ ઉંડો ન્હોતો. છબીલદાસે પાણી કાઢી હાથ મુખ ધોઇ પાણી પીધું અને પછી છબીલી માટે પાણી ભરી પાછો આવ્યો. છબીલીએ જળપાન કરી તૃષાને શાન્ત કરી. છબીલદાસ છબીલીના ખોળામાં માથું મૂકી સૂતો. છબીલી તેના મુખપર હાથ ફેરવવા લાગી. ભર જંગલમાં આ બન્ને જણાં કંઇક અવનવાં ભાસતાં હતાં. છબીલદાસ તેના મનમાં ભવિષ્યની કંઇક ગોઠવણ કરી રહ્યો હતો. છબીલી પણ ઉંડા વિચારમાં પડી હતી. બન્ને મૌનતાથી ઘણીવાર ત્યાં રહ્યાં. દિવસ નમવા આવ્યો. છબીલદાસ ઉઠયો અને ગાંસડી

ખભે ભરાવી છબીલીને ચાલવાનું સુચવ્યું. છબીલીએ પેટી ઉપાડી માથે મૂકી પૂછ્યું; " હજી ગામ કેટલે બળ્યું હશે ? "

" શું ખબર પડે ? કોઇ માણસે મળતું નથી કે જેથી તેને પૂછીએ. "

" આપણે આવી રીતે ક્યાં સૂધી ચાલ્યા કરીશું ? "

" ગામ આવતાં સૂધી. "

" અને ધારો કે કદાચ ગામ ન આવ્યું તો ?" છબીલીએ પૂછ્યું.

" એમ કદી બનેજ નહિ. હવે નજીકમાંજ કોઇ ગામ અગર શહેર હોવું જોઇએ. " છબીલદાસે કહ્યું.

છબીલીએ મૌન ધારણ કર્યું. છેવટે સાયંકાળ થતાં બન્ને જણાં એક નાના ગામડા નજીક આવી પહોંચ્યાં. આ ગામ નાનું હતું. ભાગ્યેજ સો ઘર હશે. વસ્તી ઉજળી ન્હોતી. માણસો કોળી અગર ભીલ જેવા જણાતા હતા. સાંયકાળનો સમય હોવાથી માણસોનો અવર જવર ઓછો હતો. છબીલદાસે આમ તેમ જોવા માંડયું. એક બુકાની બાંધેલો માણસ દૂર ઉભો રહી પોતાની તરફ જોઇ રહેલો છબીલદાસને જણાયો. છબીલદાસ અને છબીલી તેની નજીક આવી ઉભાં. તે માણસનો દેખાવ ડરામણો હતો. રંગ શ્યામ હતો. આંખ્યો ઝનુની અને ક્રૂર જણાતી. તેણે તેના એક હાથમાં લાંબી ડાંગ પકડેલી હતી. કમ્મરમાં છૂરો ખોસેલો હતો. છબીલી આવા ભયાનક માણસને નિહાળી ભયભીત બની. છબીલદાસે તે માણસને પૂછ્યું, " ભાઇ આ ગામનું શું નામ છે ? "

" તારે શું કામ છે ? " પેલા વિચિત્ર દેખાવના માણસે તો છડાઇથી પૂછ્યું.

" અમારે અહિં રાતવાસો રહેવું છે. " છબીલદાસે કહ્યું.

" તમે કોણ છો ? " પેલાએ કંઇક શાન્તિથી પૂછ્યું.

" અમે મુસાફર છીએ. "

" ક્યાંથી આવો છો ? "

" ઘણે દૂરથી. "

" ક્યાં જવું છે ? "

" અમે યાત્રાર્થે નીકળ્યાં છીએ. "

" શું જાત્રાએ ? " પેલાએ તેની ખૂની આંખ્યોથી તાકીને જોતાં પૂછ્યું.

" હા. "

" આ ગામમાં તમારે રાત રહેવું છે નહિ વારૂ ? " પુનઃ તે માણસે પૂછ્યું.

" હા, જગા મળશે ને ? આ ગામમાં ધર્મશાળા છે કે નહિ ?"

" ધરમશાળા આ ગામમાં ક્યાંથી હોય ? અહિં ક્યાં લખેશરી રહે છે ? તમારે રાત રહેવું હોયતો મારી સાથે હેંડો. "

" તમે અમને ક્યાં લઇ જશો ? "

" મારો એક દોસ્ત છે. તે ઘણો પરગજુ છે. આ ગામ આગળ થઇને જાતાં માણસો તેને ત્યાંજ ઉતરે છે. "

છબીલદાસને કંઇક સંતોષ થયો. તેણે અને છબીલીએ તે માણસની સાથે ચાલવા માંડયું. ચાલતાં-ચાલતાં તે માણસ વારંવાર પાછળ જોતો હતો. થોડેક જતાં બે માણસો સામે મળ્યા. આ બે માણસો પણ આનાથી ચડે એવા દેખાવના હતા. તેઓએ કંઇક છૂપી ભાષામાં વાત કરી અને પછી ત્યાંથી ચાલતા થયા. છબીલદાસ થાકી ગયો હતો. આરામ મળવાથી થાક ઉતરશે એ વિચારમાં ચાલ્યો જતો હતો. તેની પાછળ ચાલતી છબીલીના હૃદયમાં વિવિધ

શંકાઓ થઇ રહી હતી. તેનું હૃદય ભયથી ધડકતું હતું. આ ગામ તેને ભયાનક ભાસતું હતું. રસ્તે કોઇ માણસ કદાચ મળતું; તે આ બન્ને નવીન માણસોને જોઇ વિચિત્ર નજરથી જોતું. છબીલીના મનમાં શંકા વધતી ચાલી. પેલો ક્રૂર દેખાવનો માણસ આગળ ચાલ્યો જતો હતો. ધીમે રહી છબીલીએ છબીલદાસ પ્રત્યે કહ્યું, "સાંભળો છો કે ?"

"કેમ શું કહે છે ?" છબીલદાસે ચમકીને પૂછ્યું.

"મને બીક લાગે છે."

"શેની બીક લાગે છે ?"

"પેલા આગળ ચાલનાર માણસની અને વળી મને આ ગામની ધરતી પણ ભારે લાગે છે."

"તને તો બધુંય ભારે લાગશે. થાકીને લોથ થયા છીએ તેનો કંઇ વિચાર છે ?" છબીલદાસે કહ્યું.

"પણ આપણે આ માણસની સાથે નહિ જતાં ગામના તળાવ કિનારે રાત ગાળીએ તો શું ખોટું ?"

"અને પછી કોઇ મામા મળ્યા તો ?"

"બૂમો પાડશું. ખુલ્લા મેદાનમાં કંઇ પણ કરી શકીશું,"

"પણ આ માણસની સાથે જવામાં તને બીક શાની લાગે છે ? કોઇક બિચારો પરગજુ છે તેથીજ આપણી સાથે આવે છે."

"મનેતો પરગજુ લાગતો નથી." છબીલીએ જણાવ્યું.

"ત્યારે ?"

"ચોર–ખૂની–લૂંટારો."

"તું તો અક્કલની અધૂરી છે."

"મારૂં માનો, પસ્તાવું પડશે."

"ઠીક છે; વિચાર કરીશું. હાલતો મારી સાથે ચાલ. મારે અત્યારે તારી સલાહની જરૂર નથી."

છબીલીના અંતરમાં રોશ પ્રકટયો. જે છબીલદાસ તેને પ્રથમ પ્રેમ ભર્યાં વચનોથી બોલાવતો; તે છબીલદાસ બોલવામાં અને વર્ત-વામાં હવે બદલાએલો જણાયો. છબીલીએ ઉંડા અંતરથી નિઃશ્વાસ નાખી તેની સાથે જવા માંડયું. આગળ ચાલ્યો જનાર માણસ આ બન્ને જણાંને એક નાના ઘર આગળ લઇ આવ્યો. ઘર માટીનું બના-વેલું હતું. તેમાં બે ખંડ હતા. આ વખતે આ નાના ઘરમાં પાંચ માણસો બેઠા-બેઠા કંઇક મસલત ચલાવી રહ્યા હતા. પાંચે માણસો વિરૂપ દેખાવના હતા. તીર કામઠાં તેમની નજીકમાં પડેલાં હતાં. છબીલદાસ વિચારમાં પડયો. છબીલીના આંતરીક ભયનો પાર રહ્યો નહિ. પાંચે માણસો છબીલી અને છબીલદાસ તરફ ધારી-ધારીને જોવા લાગ્યા. પેલા માણસે જુદીજ ભાષામાં તેમની સાથે કંઇક વાત કરી. તરતજ તે પાંચે માણસો ચાલ્યા ગયા. પેલા સાથે આવનારે એક ગોદડી પાથરી બન્નેને બેસવાનું સૂચવ્યું. આસપાસનો દેખાવ અવલોકતાં છબીલદાસ અને છબીલી ગોદડીપર બેઠાં. પેલો માણસ આવું છું કહી ત્યાંથી ચાલતો થયો. બન્ને તેની પીઠ પાછળ જોઇ રહ્યાં.

---

## પ્રકરણ ૧૧ મું.

---

### હરામનું હરામે જાય.

રાત્રિ પડી ચૂકી હતી. આ નાનકડા ગામ ઉપર અંધકાર ફરી વળ્યો હતો. માટીનાં નાનકડાં ઘરમાં દીવાનાં કોડીયાંનું મંદ મંદ અજવાળું જણાતું હતું. કુતરાં લાંબા રાગડા કાઢી રહ્યાં હતાં. કોઇ-કોઇના ઘરના આંગણે તાપણાં સળગતાં હતાં.

તાપણાંની આગળ સ્ત્રી-પુરૂષો અને છોકરાંઓ વાતોના તડાકા મ
રહ્યાં હતાં. રાત્રિના સમયે આ નાનકડા ગામનો દેખાવ ગંભીર બ
રહ્યો હતો. છબીલદાસ અને છબીલી પેલા ઘરમાં અંધારાની અં
બેસી રહ્યાં. તે ઘરથી થોડેક દૂર ચાર માણસો ઉભા ઉભા ધીરે
કંઇક વાતો કરી રહ્યા હતા. આ ચારમાં એક તો પેલો માણસ હ
કે જે છબીલદાસ અને છબીલીને લઇ આવી-ઘરમાં બેસાડી ચ
છું કહીને ગયો હતો. ચારે જણા શું વાતો કરતા હશે? આ લે
કોણ હશે? ચાલો આપણે તેમની વાતો સાંભળી પરીચિત થઇ
વાતો ઘણીજ ધીમા અવાજે થતી હતી. થોડી વાર ધીમેથી વ
કરી એક માણસે પૂછયું; "આજે લાભતો સારો થયો, પણ ગ
વધારે નીકળે તો ઠીક."

"બાયડીના ગળામાં દાગીના છે; તે જોતાં લોકો એ પૈ
વાળાં હોવાં જોઇએ." બીજાએ કહ્યું.

"મારા દિકરાં ભૂલાં પડીનેજ અહિં આવી ચઢયાં હશે?

"આપણા નશીબેજ તેમને અહિં ખેંચી આણ્યાં હશે."

"ત્યારે હવે શું કરવું?"

"તેમને લુંટી લેવાં."

"પણ શી રીતે?"

"પેલાનું ખૂન કરવું."

"અને પછી બૈરીનું?"

"તેને મારે તાબે સોંપવી."

"તું શું કરીશ?"

"તેને મારી બાયડી બનાવીશ. તે ઘણી રૂપાળી છે. મેં
જોઇ ત્યારથીજ તે મને ગમી છે. ખરૂં પૂછો તો હું એવી મરજીથ
તે બન્નેને અહિં લઇ આવ્યો છું."

"ત્યારે તને લુંટમાંથી ભાગ નહિ મળે."

"ભલે; હું તે બૈરીથીજ સંતોષ માનીશ."

"ત્યારે ચાલો આપણે ત્યાં જઇએ. બીચારાં આપણી રાહ જોઇ રહ્યાં હશે. આપણે તેમની મ્હેમાની કરીએ. ઘરમાં દીવો પણ નથી. અંધારે બેસી રહ્યાં હશે."

સઘળા ચાલ્યા અને ઘર આગળ આવ્યા. છબીલદાસ અને છબીલી ભૂતની માફક બેસી રહ્યાં હતાં. એવામાં એક માણસે જરાક મોટે અવાજે બીજાને ઉ શી કહ્યું; "અલ્યા કરસનીયા! દીવો તો લઇ આવ. મેમાનને ક્યાં સુધી અંધારામાં બેસાડી રાખીશ."

કરસનીયો થોડીવારમાં દીવો લઇ આવ્યો. ચારે જણા ઘરમાં પ્રવેશ્યા અને છબીલદાસ તથા છબીલીની સામે બેઠા. દીવાને એક ગોખલામાં ગોઠવ્યો. ચારે માણસોના ચ્હેરા કદરૂપા હતા. છબીલીને કંટાળો આવ્યો. એવામાંજ પેલા લઇ આવનાર માણસે છબીલદાસ પ્રત્યે કહ્યું; "શેઠજી! આ ઘરના માલીક આ છે. આમનું નામ કરસનજી છે. મેમાનગીરી કરવામાં તે આખા ગામમાં પંકાય છે."

તરતજ કરસન બોલ્યો;"મને આવતાં વાર લાગી તેથી તમારે અંધારે બેસી રહેવું પડયું. માફ કરજો શેઠજી કે મને તમારા આવવાના સમાચાર ઘણા મોડા મળ્યા. કહો હવે આપ કઇ તરફથી પધારો છો?"

"ભાઇ! તમારી દયાળુ વૃત્તિ જોઇ હું ઘણો આનંદ પામું છું. અમે ઘણે દૂરથી આવીએ છીએ." છબીલદાસે કહ્યું.

"કઇ તરફ જવાનો વિચાર છે?"

છબીલદાસે વિચાર કરી કહ્યું, "વિચાર તો હરદ્વાર તરફ જવાનો છે."

"ઠીક, આ બાઇ કોણ છે?" કરસને છબીલી સામે જોઇ પૂછયું.

"આ મારી પરણેતર છે."

"એમ કે? વાહ, તમારૂં જોડું ઘણું સુંદર શોભે છે."

કરસન ઉભો થયો અને થોડીવારમાં બે વાટકા દુધના ભરી લાવી બન્નેને પીવાનું સૂચવ્યું. છબીલદાસે અને છબીલીએ દુધ પીધું.

આ પછી પુનઃ કરસને પૂછયું; "તમારાં નામ?"

"મારૂં નામ છબીલદાસ."

"અને તમારૂં?" કરસને છબીલી પ્રત્યે પૂછયું.

"મારૂં નામ છબીલી."

"વાહ વાહ, કેવાં સુંદર નામ. બન્નેનાં નામ પણ મળતાં અને મઝાનાં છે. છબીલદાસ! અત્યારે રાત ઘણી ગઇ છે એટલે હું તમારી મેમાની શી રીતે કરૂં. બાકી સવારમાં તમારી સારી ખાતર થશે. અત્યારે તમે આરામ લ્યો."

"આપની મહેરબાનીને માટે ઉપકાર માનું છું. આપની સાથેના આ ભાઇયો કોણ છે?" છબીલદાસે બીજા માણસો વિશે પૂછયું. કરસને કહ્યું; "આ મારા ભાઇબંધો છે. તેમાંનો એક તમને અહિં લઇ આવનાર છે. તે આ રહ્યો."

પેલો લઇ આવનાર ક્યારનોએ છબીલી સામે જોઇ રહી આંખ્યો નચાવી રહ્યો હતો, તેણે તરતજ નજર ખેંચી લઇ કહ્યું, "આ શેઠ શેઠાણી ધર્મશાળા ખોળતાં હતાં; બાદ હું અહિં લઇ આવ્યો."

"તેં ઘણું સારૂં કર્યું." કરસને કહ્યું.

"જો હું તેમને ન મળ્યો હોત; તો બિચારાં દુઃખી થાત. મને તો આ ભાઇ કરતાં આ શેઠાણીની દયા બહુ આવે છે. બિચારાં

રૂપાળાં અને નાજુક છે. ઘણી લાંબી મજલ કરવાથી તેમનું મોં પણ કરમાયું છે.”

આમ બોલતો તે માણસ કે જેનું નામ કાળાજી હતું તેણે છબીલીની આંખ્યો સાથે આંખ્યો મેળવી ઇસારા કરવા માંડયા. છબીલી તેના મનનો ભાવ કળી ગઇ. તે મનમાં ભયભીત થઇ. છબીલદાસે પણ આ રંગત જોઇ. તેને વ્હેમ ઉત્પન્ન થયો. પણ આ અજાણ્યા ગામમાં અને વળી કાળી રાત્રે શું કરે–કયાં જાય ? છબી-લદાસે કાળાજી તરફ જોયું. કાળાજીએ નજર ખેંચી લેતાં કહ્યું: “શેઠજી ! આપ હવે આરામ લ્યો.”

“હું પણ તેજ વિચારમાં છું.” છબીલદાસે જણાવ્યું.

“આપની પાસે કંઇ જોખમ–બોખમ નથીને ?” કરસનજીએ મુદ્દાની વાત ઉપાડી.

“શાનું જોખમ ?” છબીલદાસે શંકાશિલ થતાં પૂછ્યું.

“આ કાંઇ જણસો–રૂપીઆ હોય.”

“તમારે તે જાણીને શું કામ છે ?”

“આ ગામ લુંટારાનું છે. તમે આવ્યા છો એવું તેમના જાણવામાં કયારનુંએ આવ્યું હશે. આથી તમારૂં નુકશાન ન થાય તેને માટે મેં પૂછ્યું. મારે ઘેર આવેલા મેમાનને નુકશાન થાય એમાં મારે નીચું જોવાનું.”

“શું આ ગામ લુંટારાનું છે ?” છબીલદાસે ધડકતા અંતઃ-કરણે પૂછ્યું.

“હા, બરાબર મધ્યરાત્રે એ લોકોનું રાજ્ય થાય છે.”

“ભાઇ ! મારી પાસે થોડાક દાગીના અને રૂપીઆ છે.”

“ત્યારે લાવો હું તેને ઠેકાણે કરી દઉં.”

છબીલદાસ વિચારમાં પડયો. રૂપીઆ–દાગીના આપવાની હિંમત ચાલી નહિ. તે ઘણીવાર વિચારમાં રહ્યો. પુનઃ કરસનજીએ પૂછયું, " કાં શેઠ! શું વિચાર કરો છો? ઝટ રૂપીઆ અને દાગીના આપી દયો. લુંટારાઓને આવવાનો વખત થયો છે. વાર કરશો તો નાહકનો જીવ ગૂમાવશો.'

" તમે અમારૂં રક્ષણ નહિ કરી શકો?" છબીલદાસે પૂછયું.

" ના, તે લુંટારા અમારા ભાઇઓ છે. તેમના કામની આડે આવવાના મેં સોગન ખાધા છે. પહેલાં હું પણ એમના જેવોજ ધંધો કરતો હતો; પણ જ્યારથી મને જ્ઞાન થયું ત્યારથી મેં એ પાપી ધંધો મૂકી દીધો છે." કરસન તેનું બોલવું પૂરૂં કરી રહ્યો ન હતો. એટલામાં તો બહાર બંદુક ફુટવાનો અવાજ સંભળાયો. તરતજ કરસન બોલી ઉઠયો; " શેઠ! હવે આવી બન્યું."

છબીલદાસ ધ્રુજવા લાગ્યો. તેના સર્વાંગે પસીનો વળ્યો. ચાર પહેલવાન જેવા અને હબશી જેવા જણાતા માણસો ત્યાં આવ્યા અને તેમાંના એકે છબીલદાસ સામે બંદુક તાકી કહ્યું, " ચાલ માલ મૂકી દે."

છબીલદાસનાં મોતીયાં મરી ગયાં, તે શું જવાબ આપે? કરસન–કાળો અને ત્યાં બેઠેલા બીજા બે માણસો પણ ચૂપચાપ ઉભા રહ્યા. કાળો છબીલીની સામે જોઈ હસવા લાગ્યો. છબીલદાસને હવેજ બરાબર સમજાયું કે દગો થયો છે. છબીલીની શંકા ખરી થઈ. છબીલીનું કહેવું નહિ માનવાને માટે છબીલદાસને ઘણો પસ્તાવો થવા લાગ્યો. પણ હવે શું કામ આવે? લુંટારાએ કહ્યું, " કેમ માલ આપી દે છે કે ગોળી ચાંપી દઉં?"

લુંટારાનાં રકત નેત્રો અને ભયાનક વેશ જોઈ છબીલદાસ ડરી ગયો. તે કંઇ પણ જવાબ આપી શકયો નહિ. આથી બીજા લુંટા-

રાએ ચિડાઇને તેને બંદુકનો કુંદો લગાવતાં પૂછ્યું; "કાં જીભ શીવાઇ ગઇ છે?"

"ભાઇ! મને નાહક શા માટે હેરાન કરો છો? મારી પાસે તો કંઇ નથી." છબીલદાસે જણાવ્યું.

"બદમાસ! જુઠું બોલે છે? આ તારી બાયડીના ગળામાં અને તારી પાસેના પોટકામાં શું છે? તું અમને આંધળા બનાવે છે? ચાલ જો જીવવું હોય તો એ સઘળું અમને સોંપી દે."

"મારી પર દયા કરો. મેં મહા મહેનતે એ દાગીના બનાવ્યા છે." છબીલે કહ્યું.

"તારો માલ અમારા નશીબનો હોવાથીજ વગર બોલાવે-ચલાવે અમારી તરફ ખેંચાઇ આવ્યો છે. તારી પાસેના દાગીના અને માલ તેં કોઇને ઠગીનેજ મેળવ્યા હોય એમ જણાય છે. જો તે ખરી મહેનતના હોત તો તું અહિં આવતજ નહિ. ચાલ હવે બધું આપી દે."

"મહેરબાન! મારી એક વાત સાંભળશો?" છબીલદાસે હાથ જોડી પૂછ્યું.

"બોલ તારે શું કહેવું છે?"

"હું તમને આ બાયડી તેણે પહેરેલા દાગીના સાથે સોંપી દઉં તો તમે મને સુખેથી જવા દેશો?"

લુંટારા આશ્ચર્ય પામ્યા. છબીલીને માથે આકાશ તૂટી પડવા જેવું થયું. છબીલદાસ બેઇમાન અને લુચ્ચો છે એવી તેની ખાત્રી થઇ ચૂકી. તેના મનમાં પશ્ચાતાપની આગ સળગી. તેની આંખ્યો-માંથી આંસુ વહેવા લાગ્યાં. લુંટારામાંના એકે કહ્યું; "અલ્યા! છેવટે આ બાયડી કરતાં જીવ વ્હાલો ગણ્યો? તું મર્દ છે; તારી

બાયડીનું રક્ષણ કરવાને તું બંધાએલો છે; છતાં ભયને વશ થઇ નામર્દ બન્યો. ધિક્કાર છે તને."

"મારા મહેરબાનો! આ બાયડી મારી પરણેત નથી."

"ત્યારે ?"

"તે વંઠેલી છે. તેના ધણીને સૂતો મૂકી તે મારી સાથે ચાલી નીકળી છે. રાંડે મને પણ ઉંધું ચતું સમજાવી છેતર્યો છે."

લુંટારાએ છબીલી સામે જોયું. છબીલીની આંખ્યોમાંથી અવિરલ અશ્રુધારા વહેતી હતી. તેની આંખ્યોએ અંધારાં વળતાં હતાં. લુંટારાએ તેને પૂછ્યું; 'બાઇ! આ માણસ શું કહે છે ?"

છબીલીએ ગદગદીત કંઠે કહેવા માંડયું; "ભાઇ! હું શું કહું? હું સાચું કહીશ પણ તે તમે સાચું માનશોજ નહિ. હું દુઃખના ડુંગરા તળે દટાઇ છું. ઇશ્વર સિવાય મારૂં કોઇ બેલી નથી. હું તમને ટુંકામાંજ મારી બીના જણાવું છું. મારાથી બોલાતું નથી. મારી આંખે અંધારાં વળે છે. મને યોગ્ય શિક્ષા મળી ચૂકી છે. મને મારા પાપની સજા મળવી જોઇએ. ભાઇ! હું એક બ્રાહ્મણ પત્ની છું. મારા પતી પાસે સારૂં ધન હતું. આ ચંડાળ અમારી પાડોસમાં રહેતો હતો. તેણે મારા ધણીનું ધન હરવાની ઇચ્છાથી મને ભોળવી તેના પ્રેમમાં ફસાવી. તેણે મને દૂર દેશાવર લઇ જઇ રહેવાનું કહ્યું. હું સંમત થઇ, મારા પતિના ધનમાંથી ચોરી કરી મેં આ દુષ્ટને આપ્યું. આ પછી આ માણસ અને હું ત્યાંથી નીકળ્યાં અને અહિં આવ્યાં."

"શું આ ખરી વાત છે ?" એક લુંટારાએ પૂછ્યું.

"હું સોગન ખાઇને કહું છું કે મારૂં કહેવું ખરૂં છે."

"ત્યારે તો આ અભાગી માણસે તને દગો દીધો છે."

" હું કંઇ કહી શકતીજ નથી. હું આ જગતમાં જીવવાને લાયક પણ રહી નથી. ભાઇઓ ! દયા કરી તમે મને પ્રથમજ મારી નાખો. " છબીલી ઘુંટણે પડી.

લુંટારાએ ક્રોધમય મુખે છબીલદાસને પૂછ્યું; " કેમ લ્યા ! આ બાઇ શું કહે છે ? "

" રાંડની જુઠ્ઠી છે. મારો ઘણો માલ એ ખાઇ ગઇ છે. તે રાંડેજ મને ફસાવ્યો છે. "

" હશે જવા દે એ વાત અને તારી પાસે જે નગદ માલ છે તે અમારી સામે ધરી દે. "

" મારી પાસે દાગીના સિવાય કંઇજ નથી. "

" આ બાઇ કહે છે ને કે તારી પાસે રોકડ છે ? "

" બધું જુઠું. "

" કેમ બાઇ ! આ શું કહે છે ? " લુંટારાએ છબીલીને પૂછ્યું.

" તેની પાસેના પોટકામાં જુઓ. " છબીલીએ કહ્યું.

છબીલદાસ ધ્રુજી ઉઠયો. તે હરકોઇ પ્રકારે ધન બચાવવાને ઇચ્છતો હતો. પણ તે મૂર્ખને ભાન ન હતું કે તે કયાં સુધી છૂપાવી શકશે ? હરામનું ધન કયાં સુધી તે રાખી શકશે ?"

લુંટારાએ તેની નજીક જઇ પોટકી ઉપાડી. છબીલદાસે મોટી બૂમ પાડી. એક લુંટારાએ જોરથી તેને એક તમાચો ખેંચી કાઢયો. છબીલદાસ તમાચાની પરવા નહિ કરતાં પોટકીને પકડી રહ્યો.

લુંટારાના ક્રોધનો પાર રહ્યો નહિ. તેણે કહ્યું; " પોટકી મૂકી દે."

છબીલદાસે હિંમતથી કહ્યું; " નહિ મૂકું. "

"અલ્યા માર્યો જઇશ ? "

" જીવની પરવા નથી. જીવતો છું ત્યાં સુધી તમને માલ નહિ મળે. આ માલ મેળવવાને માટે મને ઘણી મહેનત પડી છે. "

" ચંડાળ ! તું ઘણો ભયંકર છે. "

" તમારા કરતાં ઓછો. "

" અલ્યા માની જા—શા માટે નાહક જીવ ખુએ છે ? "

" હું મરવાને તૈયાર છું. મેં તમને પ્રથમજ જણાવ્યું છે કે હું આ બૈરી અને તેણે પહેરેલા દાગીના આપી દેવા ખુશી છું."

" આ બૈરીપર તારો શું હક્ક છે ? "

" મારો સંપૂર્ણ હક્ક છે. "

" શું વેચી ખાવાનો ? " એક લુંટારાએ હસીને પૂછ્યું.

" ફાવે એમ કરવાનો. "

" અમારે તો એ બૈરીએ જોઇએ છે અને તારી પાસેનો સઘળો માલ પણ જોઇએ છે. "

" એમ તો કદી બનવાનુંજ નથી. "

" લે ત્યારે ચાલ પકડ રસ્તો. " લુંટારાએ ગોળી ચાંપી. કારમી ચીસ નાખી છબીલદાસ ધરણી પર ઢળ્યો. લુંટારાની બીજી ગોળીએ તેનો જીવ લીધો. નીચ કામ કરનાર છબીલદાસ જમદ્વારે સિધાવી ગયો. તેનું શબ બહાર લઇ જવામાં આવ્યું. આ પછી સઘળાએ પોટકી છોડી. સોનૈયા જોતાંજ સઘળા ખુશખુશ થઇ ગયા. બધાએ તેજ વખતે ભાગ વહેંચી લીધા. આ સઘળામાં પેલા કાળીઆએ પોતાનો ભાગ નહિ લેતાં કહ્યું, " મારે ભાગ જોઇતો નથી. "

" કેમ વારૂં ? તારી મહેનતથી તો આ બધું મળ્યું છે ? " પેલા કરસને કહ્યું.

" મારો વિચાર બિજોજ છે. "

" ઝટ ભસી મરને. "

" મારે તો આ બાયડી જોઇએ છે. "

" દાગીના સાથે ? "

" હા. "

" બાયડીને શું કરીશ ? "

" ઘર માંડીશ. "

" ભલે તારી મરજી. પણ સંભાળજે. આવી રૂપાળી બાયડીને ક્યાંક લઇ જઇશ તો પકડાઇ જઇશ. તું સુખી નહિ થાય. પછી તું જાણે. "

કાળો કંઇ બોલ્યો નહિ. પાછલી રાતે સઘળા ચાલતા થયા. નાનકડા ઘરમાં કાળો અને છબીલી એકલાં રહ્યાં. છબીલી બેશુદ્ધ જેવી બની હતી. કાળો તેની કાળી આંખ્યો મટમટાવતો છબીલીને આતુરતાથી અવલોકી રહ્યો.

# પ્રકરણ ૧૨ મું.

## અસહાય અબળા.

મધ્યરાત્રિ થઇ હતી. છબીલદાસ મરણને શરણ થઈ ચૂક્યો. લુંટારા ધન લઇ ચાલ્યા ગયા. ઘરમાં છબીલી અને કાળાજી સિવાય અન્ય કોઇ રહ્યું નહિ. શાન્તિ વ્યાપી રહી હતી. સર્વત્ર ભયંકરતાનો ભાસ થતો હતો. કુકર્મી કાળીયો કામોન્મત્ત બન્યો હતો. તેના મનમાં અનેક પ્રકારના વિચારો દોડાદોડી કરી રહ્યા હતા. એકલી પડેલી છબીલીના મુખ સામે એ મુર્ખનો સરદાર એકાગ્રતાથી જોઇ રહ્યો હતો. છબીલીના દુઃખનો પાર ન્હોતો. તેના હૃદય સમૂહમાં શોક-સંતાપની પ્રચંડ આગ સળગી રહી હતી. પોતે

ભરેલા પાપમય પગલાને માટે તેને અત્યંત પશ્ચાત્તાપ થવા લાગ્યો. છબીલદાસના મરણથી તેને પોતાની અવસ્થાનું ભાન થયું.

અજાણ્યા ગામમાં, એક ભયંકર લુંટારા આગળ પોતે છે એનું ભાન થતાં તેનું સર્વાંગ ભયથી ધ્રુજવા લાગ્યું. છબીલીનું કકળતું અંતઃકરણ બોલતું હતું કે; "અરેરે! મારી આ શી દશા? આ પિશાચના પંઝામાંથી મારૂં રક્ષણ કોણ કરશે? આ ભૂત જેવો ભયંકર માણસ મને ત્રાસ આપશે. અરેરે! મારા એક ભવમાં બે ભવ થશે. મને આ શું સુઝયું? મેં પાપજ કર્યું છે. બ્રાહ્મણ અવતારને કાળું કલંક લગાડયું છે. મારી આ દશા મારા પાપકર્મને લીધેજ થઇ છે. અરેરે! ઉત્તમ કુળમાં અવતાર લઇ છતા પતિએ છબીલદાસ સાથે સ્નેહ સાંધી હું ભ્રષ્ટ થઇ. મારા પરણેલા પતિને બેવફા નિવડી અને તેના ધનની ચોરી કરી એક દુષ્ટ માણસ સાથે નાશી નીકળી. છબીલદાસ દુષ્ટ નીકળ્યો. તેણે મરતાં અગાઉ તેની જાત જણાવી. અધર્મીએ મને ભ્રષ્ટ કરી, મોટી-મોટી-આશાઓ બતાવી મને નાત-જાત અને પતિથી દૂર કરી. તે મુઓ અને મને મારતો ગયો. હું નિરાધાર બની. મારી સામે એક કસાઇ ઉભો છે. તેની ઇચ્છા મને તેની ધણીઆણી બનાવવાની છે. ઓહ! શું થશે? શું આ ભ્રષ્ટ થએલી બ્રાહ્મણી હવે ભીલડી થશે? આહ! હૃદય ચિરાઇ જાય છે. સઘળે અંધકાર ભાસે છે. ભયના ભણકારા ચારે તરફ વાગી રહ્યા છે. હમણાંજ આ પાપી મને ભ્રષ્ટ કરશે. શું મારે ભ્રષ્ટ થવું? ભ્રષ્ટ તો થએલીજ છું. ત્યારે શું ભીલડી બનવું?" છબીલી થોડીકવાર શાન્ત રહી પુનઃ આગળ બોલી, "ના, અવિચારે ભરેલા પગલાનું પરીણામ પ્રત્યક્ષ નિહાળ્યું. કરેલા પાપકર્મથી હું કંપું છું. મેં પ્રભુનો અને મનુષ્ય જાતનો ભારે અપરાધ કર્યો છે. મારા

સ્ત્રી અવતારને રદ કર્યો છે. મારા મનમાં અત્યારે તીવ્ર વેદના ઉત્પન્ન થઇ રહી છે. આ જગતમાં જીવવાને લાયકની હું રહી નથી. હવે મારે આત્મહત્યા કરીને મરી જવું જોઇએ. એ સિવાય મારા પાપનું પ્રાયશ્ચિત નથી. બસ એજ નિશ્ચય! આ કસાઇ હમણાં તેની ઇચ્છા જણાવશે. હું તેને સ્પષ્ટ ના પાડીશ. આથી તે ગુસ્સે થશે અને મને મારી નાખશે. મારે એજ જોઇએ છે. મ્હોત. મારે મ્હોતની જ જરૂર છે. મ્હોત હું તને પોકારી રહી છું. તું દયાળુ થઇ મને તારા શરણમાં ખેંચી લેજે. હા! પ્રભુ! હું શું કરૂં? હું શું મુખ લઇ મારા પાપનો જવાબ આપીશ? દીનાનાથ! મારી દયા લાવો. હું અજ્ઞાન. હું ભયંકર ભુલાવામાં પડી ભ્રષ્ટ થઇ છું. પ્રભુ બચાવો—દયા કરો."

આ પ્રમાણે છબીલીના મનમાં શોકાનળ સળગી રહ્યો હતો. કાળોજી તેના સામે નિહાળી કામાંધ અને બન્યો અંતે તેણે કહ્યું. "કાં રૂપસુંદરી! ક્યારનાં શું વિચાર કર્યા કરો છો?"

તેના અવાજથી છબીલી ચમકી. તેણે દીનવદને કાળીઆ તરફ જોયું. પુનઃ કાળાજી બોલ્યો; "કાં બોલોને? ઘણીવારથી છાનામાંનાં કયમ ઉભાં છો?"

"ભાઈ! હું શું કરૂં?" છબીલીએ નમ્ર અવાજે કહ્યું.

"ભાઇ શબ્દથી કાળો ચમક્યો અને બોલ્યો; "ક્યારની શું વિચાર કરે છે?"

"મારી દશાનો?" છબીલીએ જણાવ્યું.

"તારી દશા સારી છે."

"ના, મારી દશા ભયકંર છે."

"શું પેલા તારા આશકના મરવાથી?"

"ના, તે ભલે મૂઓ. પણ મારી દશા મૂએલા ર કરતો ગયો છે."

"તેમાં શું? દશા સુધારવી કે બગાડવી તે તારા હ વાત છે."

"બગડેલી બાજી કદી સુધરતી નથી."

"અરે એમ તે હોય? કેટલીએ બગડેલી બાજીયો ગઇ છે."

"ભાઈ! મારૂં આ દુનિયાંમાં કોઇ નથી."

"તું શાને ગભરાય છે ? તારૂં દુનિયાંમાં કોઇ નથ હું છું ને ?"

"તમે શું કરશો? મારાં પાપ અમાપ છે."

"હું તને સુખી કરીશ."

"ભાઇ! મારૂ સુખ નાશ પામ્યું છે."

"તું એક અજબ જાતની બાયડી છે."

"કેમ વારૂ?"

"એકનો એક અક્ષર બોલ્યા કરે છે."

"શું?"

"વારે વારે ભાઇ ક્યમ કહ્યા કરે છે?"

"ત્યારે તમને શું કહું?"

"તે તારા મનમાંજ વિચારી જો."

"મને તમારૂં નામ આવડતું નથી."

"મારૂં નામ કાળાજી"

"ઠીક, હવે કાળાજીભાઇ કહીને બોલાવીશ."

"ના, એમ નહિ."

"ત્યારે?" છબીલીએ ભયાતુર નજરે પૂછ્યું.

"તું તારા ધણીને બોલાવે છે એ રીતે મને બોલાવ."

છબીલી ધ્રુજી ઉઠી. તેના શરીરમાંથી કંપારી નીકળી ગઇ. મનની શંકા ખરી થતાં છબીલીની વ્યાકૂળતા વધવા લાગી. આ લુંટારાના પંજામાંથી શી રીતે છૂટવું? શું મારે ભ્રષ્ટ થવું પડશે? હે પ્રભુ! હું મારાં પાપથી કંપું છું. આ હીનભાગીનીને વધુ પાપી થતાં બચાવો. દીનાનાથ આ કસાઇના પંજામાંથી બચાવો. હું અસ્હાય છું. પાપીની છું. દયાળુ! બચાવો." છબીલી પ્રભુને પોકારવા લાગી. પુનઃ કાળોજી બોલ્યો; "કાં અલબેલી શું વિચાર કરે છે? મારૂં કહેવું માની જા. હું તને ઘણી સુખી કરીશ. હું આ ગામમાં પહેલા નંબરનો લુંટારો છું. મેં ઘણું ધન એકઠું કર્યું છે. હું તને સોને મઢાવીશ."

છબીલીએ બે હાથ જોડી કહેવા માંડયું; "કાળાજી! તમે આ શું બોલો છો? તમારે આવી રીતે બોલવું ઘટે કે? તમે બહાદુર છો. તમારે તો ગરીબોનું અને નિર્બળનું રક્ષણ કરવું જોઇએ."

"તે હું કરૂં છું. તું ઘણી દુઃખી છે. તને સુખી કરવી એ મારા જેવા મર્દનું કામ છે." કાળાજીએ કહ્યું.

"પણ તમે તો મને પરણવા માગો છો?" છબીલીએ ધડકતા હૃદયે કહ્યું.

"હા, કારણકે મારે બાયડી નથી અને તારે હવે ભાયડો નથી. આપણે સરખાં છીએ. વળી જુવાન પણ છીએ. આપણું જોડું સારૂં શોભશે."

"પણ હું બ્રાહ્મણી છું એતો વિચારો?"

"તું હવે ક્યાં બ્રાહ્મણી છે? છબીલદાસ સાથે નાશી છૂટી ત્યારની બ્રાહ્મણી મટી ગઇ છે."

છબીલીએ ઉંડી હાય નાખી કપાળપર કર પ્રહાર કરી "કાળાજી! છબીલદાસ તમારાથી ઉંચ હતો. હું......"

કાળોજી વચમાં બોલી ઉઠયો, "શું એ છબીલો મારાથી ઉ એટ ચોર–નામર્દ મારાથી વધે અને હું તેનાથી હલકો? જીભને ખેંચી પકડ. તું બહુ ઉંચી અને ધર્મની પૂંછડી છે : જાણી ચૂક્યો છે. માટે વધારે લવારો કર્યા વિના માની જા અને દેદારપર દિવાના બનેલા આ બહાદુરના કંઠે પ્રેમથી વળગી કાળાએ ક્રોધમિશ્રીત અવાજે કહ્યું.

"કાળાજી! મારી પર દયા કરો." છબીલીએ : અવાજે કહ્યું.

"તારી પરની દયાથીજ હું હજી નરમાશથી વર્તુ છું. ન ક્યારનોએ તને મારા બળનો ચમત્કાર બતાવ્યો હોત. સુંદરી! માન મૂકી દયો, હું સમજનાર નથી. મેં છેવટનો ઠરાવ કરી છે કે મારે તમને મારાં પ્રાણ પ્યારી બનાવવાં, બોલો હવે કહેવું છે?"

"કાળાજી! શું કહું ? હું અસહાય છું. અબળા છું. ત તમારા પંજામાં છું. પણ મને હવે સારાસારનું જ્ઞાન પ્રકટયું છે ભરેલા પાપી પગલાંનું ફળ મને મળ્યું છે. હું સંસારથી ત થઇ છું. મારૂં જીવન ઝેરમય બન્યું છે. મારી જાત–ધર્મ ત્યાગ આ પરીણામ આવ્યું છે. પાપનું પરિણામ હું પ્રત્યક્ષ અવલો હવે બીજું પાપમય પગલું ભરવા ઇચ્છતી નથી. ભાઇ! બંધુ તમારામાં દયાનો લગીર પણ છાંટો હોય તો મને સતાવો પાપી વેણ સંભળાવો નહિ અને જ્યાં જઉં ત્યાં મને જવા દ હવે એકાન્ત જીંદગી ગુજારી પાપનું પ્રાયશ્ચિત કરીશ."

"બસ હવે તારે કંઈ કહેવાનું બાકી રહ્યું છે?" કાળાએ પૂછ્યું.

"ના."

"ત્યારે સાંભળ. હું તને ચોકખું જણાવી દઉં. તું તારા વિચાર પ્રમાણે કંઇ પણ કરી શકીશ નહિ. હું એવો મૂર્ખ નથી કે તારા જેવી છેલછબીલીને હાથમાં આવેલી જવા દઉં. તું ધર્મ-અધર્મનાં ટાયલાં કરવાનું છોડી દે. જો તું ધર્મ સમજતી હોત તો તારા પતિને તજતજ નહિ. હું તારૂં મન બરાબર સમજું છું. તું પહોંચેલી માયા છે. મને ઠગી જતું રહેવું હશે અને બીજાનું ઘર માંડવું હશે? પણ ના. હવે એમ થનાર નથી. તારે ખુશીથી અગર નાખુશીથી પણ મારૂં ઘર માંડવુંજ પડશે. માટે સમજી જા. હું હજી ભલો છું કે તને સમજાવ્યા કરૂં છું."

"ભાઇ! મારૂં મન ના કહે છે."

કાળાએ ચિઢાઇને કહ્યું; "ભાઇ શબ્દ બોલતી બંધ થા, નહિ તો તારી જીભજ ખેંચી નાખીશ."

"એક નિરાધાર અબળા પર આટલો જુલ્મ શાને ગુજારે છે?"

"તું નિરાધાર છે એ હું સમજું છું. એકને ઉભો મૂકી બીજાની સાથે નીકળી આવનાર અબળા કેવી ઉસ્તાદ હોય છે તે આ કાળા-જીથી અજાણ્યું નથી. સમજી? હું તારાં સઘળાં પાખંડ સમજું છું." કાળાજીએ મૂછો પર હાથ મૂકી કહ્યું.

છબીલીએ ઉંડો નિશ્વાસ નાંખી આત્મગત બોલવા માંડયું; "ખરેખર મારા કુટિલ કર્મનીજ આ શિક્ષા છે. જે સ્ત્રી તેના સ્વામીને દગો છે; તે સ્ત્રી જગતમાં વંઠેલ ગણાય છે, મેં મારા ગરીબ ભોળા વૃદ્ધ ભર્તારને ઠગ્યો છે. હાય! શું કરૂં? આ જીવ શી રીતે કાઢું? પ્રભુ ક્ષમા, પતિદેવ મને ક્ષમા આપો. હું અભાગીની-પાપીની છું. હાય! મારૂં મન સળગી જાય છે."

એવામાં કાળાજીએ કહ્યું; "મનમાં શું બડબડકારો કર્યા કરે છે? તારા મનમાં જે ભર્યું હોય તે બહાર કાઢી નાખને કે જેથી ઝટ સમજણ પડે?"

"કાળાજી? તમને તમારી વ્હાલામાં વ્હાલી વસ્તુના સોગન દઇ પૂછું છું કે તમારો ખરો વિચાર શું છે?" છબીલીએ મનમાં કંઇક નિશ્ચય પર આવતાં પૂછયું.

"મેં મારો વિચાર તને જણાવી દીધો છે."

"ફરીથી જણાવો?"

"મારો વિચાર તને મારી ધણીઆણી બનાવવાનો છે."

"પણ મારો વિચાર તમારી ધણીઆણી બનવાનો નથી."

"કેમ વારૂ? શું હું તને ગમતો નથી?"

"મને હવે આખું જગત ગમતું નથી."

"શું હું કાળા રંગનો છું તેથી તને ગમતો નથી?" કાળાએ નહિ સમજતાં પૂછયું.

"ના, ભાઇ! ના. મારા મનમાં થતી વેદના હું તને શી રીતે જણાવું? ભાઇ! મારે તને પરણવું નથી, તું દયા કરી મને મારી નાખ કે જેથી હું આ પાપી દેહ ત્યજી પ્રભુના દરબારમાં જાઉં."

"પ્રભુના દરબારમાં તારે માટે જગા નથી."

"શું પ્રભુના દરબારમાં મારે માટે જગા નથી?" છબીલીએ ઉચ્ચ સ્વરે પૂછયું.

"ના, પતિને તજનાર માટે તો નર્કના કુંડમાં જ જગા હોય છે. સુંદરી! તેથી જ કહું છું કે તું મારી સાથે પ્રેમ બાંધ. આપણે જુવાન છીએ. જુવાનીનું પૂરૂં સુખ ભોગવી પછી ભગવાનને ખૂબ ભજીશું કે જેથી આપણાં પાપ બળીને ખાખ થઇ જશે. સમજી?"

" મારે એમ કરવું નથી."

" તારે એમ કરવુંજ પડશે."

" મારી ચોકખી ના છે."

" તું દુઃખી થઇશ."

" હું કયાં સુખી છું ?"

" હઠીલી માન, નહિ તો મારે મારૂં રૂપ પ્રકાશવું પડશે."

" મને હવે કોઇની પરવાહ નથી. હું મરણથી–જમથી–કાળથી પણ ડરતી નથી. કાળાજી! તારીથી થાય તે કરી લે. પણ તે પહેલાં યાદ રાખજે કે તારા કર્મનો બદલો તને જરૂર મળશે."

" એમ ? ત્યારે થા તૈયાર. હું તને આ પળેજ ભ્રષ્ટ કરૂં છું."

કાળો છબીલીની નજીક જવા લાગ્યો. છબીલીનું અંતઃકરણ પ્રભુને પોકારી રહ્યું. તે મારવા કેમરવાના નિશ્ચય પર આવી. કાળીઓ જેમ જેમ તેની નજીક ગયો, તેમ છબીલી ઘરના અંદરના ભાગ તરફ જવા લાગી. ઘરની અંદરનો કેટલોક ભાગ પડી ગયો હતો. માટી ઇંટોના કટકાનો ઢગલો પડેલો હતો. છબીલી એ તરફ જવા લાગી. કાળાએ આવું જોઇ વાઘની માફક તરાપ મારી છબીલીને પકડી. છબીલીએ બૂમ મારી ખેંચતાણ કરવા માંડી. કાળાએ તેને બાથમાં મજબૂત દબાવી જમીનપર નાખી. કાળો કામોન્મત્ત બન્યો હતો. છતી આંખ્યોએ અંધ થયો હતો. છબીલી ચીસો પાડવા લાગી. બચાવને માટે થાય એટલા પ્રયત્નો કરવા લાગી. પાપાત્મા કાળીયો બળાત્કાર કરવાને તત્પર બન્યો. પણ આ સમયે એક અજબ કૌતક થયું. છબીલીના ખરા હૃદયના પશ્ચાતાપે કહો અગર કાળીયાના દુર્ભાગ્યે માનો; પણ પ્રસંગ અજબ બન્યો. જે સ્થળે કાળીયો છબીલીને નીચે નાખી પાપી પગલું ભરવાને તત્પર બન્યો હતો; તે જગાએ ઇંટોનો ઢગલો

પડેલો હતો. કાળીયો તેનું પાપી મુખ નીચું કરી છબીલીને ચુંબન કરવા જાય એ પહેલાં જ કાળીઆના મુખમાંથી કારમી–હૃદયભેદક ચીસ નીકળી અને એ સાથેજ કાળીયો ધબ લઇને જમીન પર ટૂટી પડયો. છબીલી તત્કાળ ઉભી થઇ. તેના મનમાં ગભરાટ–અકળાટ નો પાર ન્હોતો. કાળીઆને ભાન બનેલો જોઇ તેનો ગભરાટ વધ્યો. તે ઉતાવળે પગે દીવાનું કોડીયું લઇ આવી અને જુએ છે તો એક મોટો કાળો સાંપ કાળીઆના શરીરની આસપાસ ગોળ કુંડાળું ફરે છે અને વચ્ચે–વચ્ચે કાળાના પગના અંગુઠે દંશ દે છે. કાળીયાના રામ રમી ગયા. તેનું શરીર લીલુંછમ બની ગયું આ છબીલી સાંપને જોતાંજ ભયભીત બની. તેના હાથમાંથી કોડીયું પડી ગયું. તે જીવ લઇને ત્યાંથી નાઠી; અને ઘરની બહાર નીકળી જંગલ તરફ દોડવો લાગી. રાત્રિનો વખત હતો. સઘળે નિઃસ્તબ્ધતા વ્યાપેલી હતી. જળ જંપી ગયું હતું. ગામ અને અરણ્યનો દેખાય ભયાનક થઈ પડયો હતો, છબીલી પાછું વાળીને જોયા વિના ચાલી જતી હતી. તેણે લગભગ ત્રણેક ગાઉ ચાલ–ચાલ કર્યું. આખરે થાકી અને એક સ્થળે આવતાં ઠોકર વાગવાથી રસ્તા વચ્ચે પડી. અંધકારમયી રાત્રિ હોવાથી સ્પષ્ટ દેખાતું ન્હોતું. તારાઓ ઝબકી રહ્યા હતા. ઝાંખું અજવાળું કંઇક પ્રકાશ આપી રહ્યું હતું. વનનાં વનચરો પણ ગાઢ નિદ્રાને આધિન થઈ પડયાં હોય એમ જણાતું હતું. છબીલી ઘણીવાર સુધી બેભાન જેવી બની જમીનપર પડી રહી. અંતે સાવધ થતાં બેઠી થઇ. તેણે આસપાસ નજર કરી. કાળાં ભૂત જેવાં ભાસતાં ઝાડ અને અંધકાર સિવાય કંઈ જોઇ શકી નહિ. તેણે કપાળે હાથ મૂકી અશ્રુ વિસર્જન કરવા માંડયું. છબીલીએ ઘણીવાર રડયા કર્યું. રડવાથી તેનું હૃદય કંઇક હલકું થયું. ઘોર અંધારી

રાત્રિએ વિકટ અરણ્યમાં એકલી-અસ્હાય અબળા આંતરીક વેદનાથી ઘણી દુઃખી થવા લાગી. તેણે પોતે ભરેલા અવિચારી પગલાથી પસ્તાવો કરવા લાગી. છબીલી આત્મગત વિચારતી હતી કે હવે મારે કરવું શું ? મારે ક્યાં જવું ? શું અમલગઢ જાઉં ? અરે મારૂં આ કાળું મુખ મારા પતિદેવને હું શી રીતે બતાવું ? અરેરે ! હું હવે જીવવાને લાયકની રહી નથી. મારે મરી જવું જોઇએ. પણ આત્મહત્યા કરતાં જીવ ચાલતો નથી. લુંટારાએ મને મારી નાખી હોત તો ઘણું સારૂં થાત. અવિચારી પગલાનું આવું પરિણામ આવશે તેનો મને સ્વપ્ને પણ વિચાર આવ્યો નહિ. અરેરે ! હું ઉત્તમ જાત. મેં આ શું કર્યું ? દુષ્ટ છબીલદાસે મને ભોળવી. મારી આ દુર્દશાનું કારણ તેજ છે. આ જગતમાં મારા જેવા અનેક બનાવ બનતા હશે ? બાળલગ્ન-વૃદ્ધ લગ્ન અને કન્યા વિક્રયના પરીણામે મારા જેવી અનેક અબળાઓ નીતિભ્રષ્ટ થતી હશે. લગ્નની પસંદગી વરવધુ પર રહેવી જોઇએ. માતા પિતાની પસંદગીથીજ આવાં પરીણામ આવે છે. મને મારાં માબાપે વૃદ્ધની સાથે પરણાવી કુળ જોયું. હું યુવાન થઇ. પતી ઘરડો નિહાળી મારી ચિત્ત વૃત્તિયો ઉશ્કેરાવા લાગી. અધુરામાં પૂરૂં લોભી પતિ મળ્યો. હું યુવાન અજ્ઞાન, મને કેળવણી મળેલી ન હોવાથી હું મારી વૃત્તિયોપર સંયમ રાખી શકી નહિ. છબીલદાસ મળ્યો. તેના રૂપથી અંજાઇ. તેણે મને ભોળવી પતિથી વિખુટી પાડી અને અંતે આ દશા કરી છબીલદાસનો પ્રેમ ખરો નહિ પણ પ્રપંચી હતો તે હવે જ મને સમજાયું. ઓ પ્રભુ ! આવા નરપશુઓથી નિર્ભાગી અબળાઓને બચાવજો. મારી બ્હેનો ! મારા આ પરીણામથી સમજજો કે પરાયા પુરૂષની યારીથી અંતે દુઃખના દાવાનળમાં સળગવું પડે છે. તમને તમારા નશીબે

પ્રાપ્ત થએલા પતિની સેવાથીજ સુખ છે. અફસોસ. શું કરૂં ? ક્યાં જાઉં ? " આમ અનેક તર્ક વિતર્ક કરતી છબીલી ઉન્મત્ત મનુષ્યના જેવી બની આસપાસ નજર કરવા લાગી. તેના હૃદયમાં તીવ્ર વેદના ઉત્પન્ન થઇ રહી હતી. આખરે તેણે કંઇક નિશ્ચય કર્યો હોય તેમ જણાયું. તે ઉભી થઇ અને મન સાથે બોલી; " અમલગઢ શું મુખ લઇને જાઉં ? મારા પવિત્ર પતિને મારૂં શ્યામ મુખ શી રીતે બતાવું ? હવે આ જીવન નકામું છે. જગત ઝેર જેવું છે. જગતમાં મારૂં જીવન નકામું છે. મારૂં જીવવું ભારરૂપ છે. મારે હવે મરી જવું જોઇએ. બસ એજ નિશ્ચય. જીવનમાં સાર નથી. શી રીતે મરૂં ? મારી પાસે હથીઆર પણ નથી. અહા ! મ્હોતથી આ મન કેવું કંપે છે ? પણ તે મૂર્ખને ખબર નથી કે તેં કરેલા સાહસના પરીણામેજ મૃત્યુનું શરણ સ્વીકારવું પડે છે. મન ! શામાટે ગભરાય છે ? છબીલદાસ સાથે મોજમઝા માણતાં અને તેની સાથે સુખી થવાને ચાલી નીકળતાં તું જેટલો આનંદ ધરાવતું હતું તેટલો આનંદ હવે આ મૃત્યુ સમયે કેમ ધરાવતું નથી ? મૃત્યુનું નામ સાંભળી શામાટે કંપે છે ? " આમ બોલતી છબીલીએ પહેરેલી સાડી ઉતારી તેમાંથી અર્ધું વસ્ત્ર ફાડયું. અર્ધું વસ્ત્ર શરીર પર કસીને પહેર્યું અને બાકીના અર્ધા વસ્ત્રનો છેડો ગળા સાથે સજ્જડ બાંધ્યો અને બીજો છેડો નજીકમાં આવેલા ઝાડના ડાળે બાંધ્યો. છબીલી ઝાડપર ચઢી ફાંસો ખાઇ મરવાને તૈયાર થઇ. તેણે આંખ્યો બંધ કરી હરીનું સ્મરણ કરવા માંડયું. મોટું પરોઢ થઇ હતું. થોડોક પ્રકાશ અવની પર પથરાયો હતો. એવામાં દૂરથી માણસોનું ટોળું ચાલી આવતું જણાયું. છબીલીને ભાન રહ્યું નહિ. તે પ્રભુના ધ્યાનમાં ધ્યાનસ્થ હતી. પેલું ટોળું આ વૃક્ષ નીચે આવ્યું. આ

ટોળું અન્ય કોઇ નહિ પણ પ્રતાપસિંહ રામપાળ-વનદેવી વગેરે રાજા વ્હેમસિંહ અને બંકાને બંધીવાન બનાવી અમલગઢ તરફ જતા હતા. રાજકન્યા અને મણીકાન્તા પણ સાથેજ હતાં. આ બધુ મંડળ આ ઝાડ નજીક આવ્યું. એટલામાંજ ઉપરથી છબીલીએ શ્રીરામ કહી પડતું નાખ્યું. પ્રતાપ અને તેનું મંડળ આ પ્રકાર જોઈ ગભરાયું. છબીલી લટકી રહી હતી. ગળું દબાતું હતું. શ્વાસ રૂંધાતો હતો. તેના મુખમાંથી રામનામના ધીમા ધ્વની સંભળાતા હતા. આવું જોતાંજ પ્રતાપસિંહ નજીક દોડી ગયો અને તલ્વારથી કપડું કાપી નાખ્યું. છબીલી જમીનપર પડી. વનદેવી વગેરે નજીક દોડી આવ્યાં અને આ કમભાગ્ય અબળાની સારવાર કરવા લાગ્યાં, છબીલીએ અશ્રુથી ભીંજાએલી આંખ્યોએ સર્વના સામે જોઇ હાથ જોડયા. વનદેવી-રાજકન્યા અને મણીકાન્તાએ તેને આશ્વાસન આપતાં આવું દુષ્ટકર્મ કરવાનું કારણ પૂછયું. છબીલી અવાચક જેવી બની. મનની વેદના પ્રકટ કરતાં તેના કંઠે ડૂમો ભરાઇ આવ્યો. પ્રતાપે તેનું શાન્તવન કર્યું. માહેશ્વરીએ પણ તેના મીઠા શબ્દો સંભળાવ્યા. લગભગ એક કલાકે છબીલી સ્વસ્થ થઇ. તેણે અશ્રુ લ્હોઇ રડતા અવાજે પોતાની કથની કહી સંભળાવી. સઘળી વાત પૂર્ણ કરી ચોધાર અશ્રુએ રડવા લાગી.

તેની તમામ વાત ધ્યાનપૂર્વક શ્રવણ કરી સઘળાં આશ્ચર્ય પામ્યાં અને ચાલુ જમાનાના લગ્નથી કેવાં અનિષ્ટ પરીણામ આવે છે એના વિચાર દરેકના મનમાં થઇ રહ્યા. વનદેવીએ અને માહેશ્વરીએ છબીલીના હૃદયનું શાન્તવન કર્યું; અને જણાવ્યું કે તારા ખરા હૃદયના પશ્ચાતાપથી પ્રભુ તને સુખી કરશે. તું અમલગઢ ચાલ અને તારા પતિની ક્ષમા માગી તેની સેવા કર. છબીલીએ અમલગઢ જવાને

આનાકાની કરવા માંડી. પણ વનદેવીની અત્યંત સમજાવટથી છેવટે તે અમલગઢ જવાને તૈયાર થઇ. સઘળાંએ ત્યાંથી પ્રયાણ કર્યું. દશેક વાગ્યાના સુમારે એક ગામ આવ્યું. આ ગામ અમલગઢને તાબે હતું. પ્રતાપ ત્યાંના વહિવટદારને મળ્યો અને તેને કહી વાહનનો બંદોબસ્ત કરાવ્યો. પ્રતાપ–રામપાળ ઘોડેસ્વાર થયા અને સ્ત્રીમંડળ રથમાં ગોઠવાયું. વહિવટદારે થોડાક સિપાહીયો પણ સાથે મોકલ્યા. બાદ સઘળાં અમલગઢના માર્ગે ગમન કરવા લાગ્યાં.

## પ્રકરણ ૧૩ મું.

### કુમાર અને નવલ.

વિજયકુમારના સુરાજ્ય અમલથી અમલગઢની પ્રજા સુખી અને આનંદિત થઇ. રાજ્યના કાર્યદક્ષ કારભારીયો પ્રજાના સુખની કાળજી રાખવા લાગ્યા. વ્હેમસિંહના રાજ્યથી પાયમાલ થએલાં પ્રજાજનોને રાજ્ય તરફથી બદલો મળ્યો, પ્રજા ધીમે ધીમે આબાદ અને સુખી થવા લાગી. વેપાર–હુન્નર ધમધોકાર ચાલવા લાગ્યા. પ્રજાને જોઇતી તમામ વસ્તુઓ રાજ્યમાંજ ઉત્પન્ન થવા લાગી. હુન્નર સાહિત્ય–કળા વગેરેને રાજ્ય તરફથી સારૂં ઉત્તેજન મળવા લાગ્યું. સર્વત્ર આનંદ વર્તાઇ રહ્યો. વિજયકુમારનાં ચારે તરફ વખાણ થવા લાગ્યાં રાત્રિના સમયે વિજયસિંહ અને નવલ ગુપ્ત પોશાક પરીધાન કરી નગર ચર્ચા નિહાળવાને નિકળતા. આથી લુચ્ચા–ચોર તેમના કાર્યમાં નિષ્ફળ નીવડવા લાગ્યા અને પરીણામે

એવા લોકો અમલગઢમાંથી સદાયને માટે વિદાય થઇ ગયા. જગન્નાથ પંડિત–રામનાથ વગેરે વિદ્વાનો કુમારને વારંવાર સલાહ આપતા. વિજયકુમારનો દરબાર દરેકને માટે ખુલ્લો રહેતો. દરેક પ્રજાજનને ગમે તે વખતે રાજકુમારને મળવાની છૂટ હતી. કુમાર નિરાભિમાની હતો. જગન્નાથ પંડિતના સદ્બોધથી તે સર્વને સમાન દ્રષ્ટે જોતાં શીખ્યો હતો. રાજકુમાર હજી સિંહાસનારૂઢ થયો ન્હોતો. રાજકુમાર જલ્દી ગાદી પર બેસે એવું દરેક ઇચ્છતાં હતાં. સુલોચનાને રાજકુમાર પોતાની સગી બ્હેન પ્રમાણે ચાહતો હતો. રામનાથ અને સુલોચનાના પ્રેમમાં વૃદ્ધિ થઇ રહી હતી. બન્નેનાં મન મળી ચૂક્યાં હતાં, કુમારની ઇચ્છા બન્નેને લગ્નથી જોડાએલાં જોવાની હતી. કુમારે બન્નેને લગ્ન કરવાનું ઘણી વખતે સૂચવ્યું હતું; પણ બન્નેએ જણાવ્યું કે આપનાં લગ્નની સાથેજ અમારાં પણ લગ્ન થશે. આ પછી કુમારે તેમને વિશેષ કંઇ કહ્યું નહોતું. પ્રતાપ વગેરેના આગમનની આતુરતાથી રાહ જોવાતી હતી.

આજે પૂર્ણીમાની રાત્રિ હતી. આકાશમાં ચંદ્રનો ઉદય થઈ ચૂક્યો હતો. પૃથ્વીએ–સમસ્ત જગતે રૂપેરી ચાદર ઓઢી હતી. આકાશ સ્વચ્છ હતું, તારાઓ ચંદ્રના તેજથી ઝાંખા જણાતા હતા. ચંદ્રદેવ ઝપડથી નભમંડળમાં દોડી રહ્યા હતા. સઘળે સુરમ્ય જણાતું હતું. નગરનાં સ્હેલાણીયો ચાંદનીમાં ફરવા નીકળ્યા હતા. આવા ખુશનુમા સમયે રાજકુમાર ખુલ્લા ધાબામાં એક ખુરશી પર બિરાજમાન થઈ ધવલચંદ્રિકા નિહાળી રહ્યો હતો. નવલસિંહ કુમારની નજીકમાં થોડેક દૂર બેઠો હતો. બન્નેમાં મૌન પથરાઈ રહ્યું હતું. થોડીવારે શાન્તિનો ભંગ કરી કુમારે નવલ પ્રત્યે કહ્યુ, " નવલ! આજની રાત્રિ કેવી રળીયામણી જણાય છે? આખું જગત રૂપેરી

જણાય છે. આમ દૂર જો. પેલાં શીખરો કેવાં સફેત જણાય છે ? મ
આજે આ ચંદ્રિકા ઘણોજ આનંદ ઉપજાવી રહી છે.”

નવલ મૌન રહ્યો. નવલ તરફથી કંઇ પણ જવાબ નહિ મ
વાથી પુનઃ કુમારે પૂછ્યુ; “નવલ! કેમ કંઈ બોલ્યો નહિ ?”

“હું શું બોલું ?” નવલે ધીમેથી કહ્યું.

“કેમ આ ચંદ્રિકા તને ઠીક લાગતી નથી ?”

“ના જી, આ વખતે તો મારા મનમાં જબરી ઉથલપાથ
થઇ રહી છે, આ દોસ્તા ચંદ્રપર મને કારમો કોપ ઉત્પન્ન થ
રહ્યો છે. જો પાંખો હોત અને આભલામાં ઉડાતું હોત તો ચંદ્ર
હું આભલામાંજ દબાવી દેત. નવલે તેના વિનોદી સ્વભાવ પ્રમાણે ક

કુમારે અજબ થતાં પૂછ્યું, “નવલ! તું આ શું બોલે છે
શું તને આ અજવાળી રાત્રી ગમતી નથી ?”

“ના જી.”

“કારણ ?”

“તે તમેજ સમજી લ્યો. જો તમારી દશા મારા જેવી હે
તો જરૂર આ અજવાળી રાત્રિ તમને પણ ઠીક લાગત નહિ.”

“તારૂં બોલવું મારાથી સમજાતું નથી.”

“શાનું સમજાય ? તમે બ્રહ્મજ્ઞાની બની ગયા છો.”

“ત્યારે તું પણ બ્રહ્મજ્ઞાની બની જાને ?”

“નારે બાપા, મારે બ્રહ્મજ્ઞાની થવું નથી. બ્રહ્મજ્ઞાની થવા
આખરે ફજેતો થાય છે.”

“નવલ! બ્રહ્મજ્ઞાન શું છે એ તો જ્યારે તું જાણીશ ત્યારે
સમજીશ. તે જ્ઞાન એવું છે કે દુઃખ પડે પણ મન દુઃ
થાયજ નહિ.”

"પોતાનાં વ્હાલાં જનો મરી જાય તોપણ દુઃખ-શોક થાય નહિ એમજ ને?" નવલે પૂછ્યું.

"હા, બ્રહ્મજ્ઞાની સર્વે સૃષ્ટિને સમાન-પ્રભુમય જુએ છે. હર્ષ-શોક-દુઃખ તેનાથી દૂરજ રહે છે."

"મારે એવા થવું નથી. એવા બ્રહ્મજ્ઞાનને મારા નવગજના નમસ્કાર છે. વ્હાલાં જનોના દુઃખથી યા મરણથી જે બ્રહ્મજ્ઞાની દુઃખી થાય નહિ તેને હું જ્ઞાની સમજતો નથી; પણ વેદીયા ઢોરજ સમજું છું."

કુમારને હસવું આવ્યું અને પછી પૂછ્યું; "ત્યારે હું પણ ઢોરજ ને?"

"તે હું શામાટે કહું? તમારા મનનેજ પૂછી જુઓ, તમારા જેવા વિચારવાળું આખું જગત થઇ જાય તો પછી જોઇ લ્યો કે કેવા બનાવ બને છે? મારા મહેરબાન! બ્રહ્મજ્ઞાન તો જનક રાજા અને શ્રીરઘુવીરના જેવું હોવું જોઇએ. રઘુવીર જ્ઞાની હતા; પણ સીતાજીના વિયોગથી કેવા દુઃખી થઇ વનવન રઝળ્યા અને સીતાજીને પાછાં મેળવવાં કેટલાં સંકટો સહન કર્યાં? બ્રહ્મજ્ઞાની થવું, પણ જગતનું કર્તવ્ય નહિ કરવાનું બ્રહ્મજ્ઞાનમાં કંઇ લખ્યું નથી. સમજ્યા મારા માન્યવર કુમારશ્રી?"

પુનઃ કુમાર મોટેથી હસી પડી બોલ્યો; "નવલ! આજે તું કંઇક જુદું બોલે છે? તારા મનમાં કંઇક છે અને કહે છે કંઇક. તને મારા સોગન છે. તું ખરી વાત જણાવ?"

"હું શું જણાવું મારૂં કપાળ?" નવલે કપાળે કર અફાળી કહ્યું.

"તારા મનમાં અત્યારે શું વિચાર થઇ રહ્યા છે?" કુમારે પૂછ્યું.

"તમારા અને મારા."

" મારા શું વિચાર થઇ રહ્યા છે ? "

" એજ કે તમે સ્વાર્થી છો."

" તેનો પૂરાવો ? " કુમારે પૂછયું.

" રાજકન્યા વિશ્વમોહિની ? વિચાર કરો. તમે તેને પ્રથમ કેટલા પ્રેમથી ચ્હાતા હતા ? તેને માટે રાતની રાતો જાગતા અને વિયોગથી ઝુરતા. આજે છે. તેમાંનું કાંઇ ? મારા મહેરબાન ! એ તો જણાવો કે તે વખતનો પ્રેમ ક્યાં ગયો ? તે વખતે આ અજવાળી રાત્રિ જોઇ નિઃશ્વાસ નાખતા હતા અને આજે કેમ કહો છો કે આ રાત્રિ કેવી મઝાની લાગે છે ? બોલો જવાબ આપો ? આજે હું તમારો જવાબ માંગું છું." નવલે ટોળથી પૂછયું.

કુમારથી હસવું રોકાયુ નહિ. તેણે કહ્યું, " નવલ ! હું તને શી રીતે સમજાવું ? હું તારા સોગન ખાઇને કહું છું કે વિશ્વમોહિનીને હું પ્રથમ જેટલા પ્રેમથી ચ્હાઉં છું તેનાથી વિશેષ પ્રેમથી તેને ચ્હાઉં છું અને તેના વિયોગથી મનમાં ઝુરૂં છું, પણ સઘળું પ્રભુ ઇચ્છાએ થયા કરે છે એમ સમજીને શાન્ત રહું છું. વિશ્વમોહિની સિવાય રાજ્યાસને નહિ બેસવાની મેં પ્રતિજ્ઞા કરી છે. તે શું તેની પ્રત્યેના પ્રેમ વિના ? નવલ ! કહે હવે તારી ખાત્રી થઇને ? "

" કંઇક થઈ, પણ બરાબર નહિ. વિશ્વમોહિની આવે ત્યારે તમારી વાત છે. હું કહીશ કે તમારા વિયોગથી ઝુરતા કુમારે મને એક વખતે પૂછયું કે અજવાળી રાત્રિ કેવી મઝાની લાગે છે. બસ તે પછી સાંભળજો કે તે શું જવાબ આપે છે. "

" ઠીક, હવે કહે તારા મનમાં શું થઇ રહ્યું છે ? "

" મારા મનની વેદનાની તમને શું પડી છે ? એ તો જેને વીતે એ જાણે ? "

"હું તારો મિત્ર નહિ ?"

"કેમ નહિ ? આપતો મારા મુરબ્બી છો."

"તારા મનની વાત જાણવાનો મને હક્ક નથી ?"

"આપનો હક્ક પહેલા નંબરે."

"ત્યારે તારા અંતરની કહે ?"

"મારા અંતરમાં ભડકા બળે છે."

પુનઃ કુમાર હસ્યો અને બોલ્યો; "પણ શાથી ?"

"આ અજવાળી રાત જોઇને અને પેલા મસ્કરીખોર દોડતા ચંદ્રદેવને જોઇને."

"પણ એમાં ચંદ્રને શું ?"

"તેમને તો આ વખતે શરમાવું જોઇએ. મારૂં દુઃખ જોઇ ચંદ્રદેવે આભલામાં પેશી જવું જોઇએ. અજવાળાના બદલે અંધારૂં થવું જોઇએ. પણ એમ નહિ કરતાં અદેખા ચંદ્રદેવ તેમની પત્નીને મળવા ઝડપથી દોડયા જાય છે અને રાતને અજવાળી બનાવી મને દાઝયા પર ડામ દે છે."

"અલ્યા ! તેં તો ખૂબ કરી ? વાતને ખૂબ હાંકે રાખી ? ક્યાંનું ક્યાં બેસાડયું, કહેતો ખરો કે તને શાનું દુઃખ છે ?"

"તમને જે દુઃખ છે, એજ દુઃખ મને છે."

"મને તો રાજકન્યા ગમે ત્યારે મળશે; પણ તને ? વળી વસંતમાલતી જીવતી નથી. તેની ઘણી તપાસ કરાવતાં પત્તો નથી."

"હું તેના વિયોગથી ઝુરી-ઝુરીને જીંદગી પૂરી કરીશ."

"હું તને બીજી સુંદર સ્ત્રી પરણાવીશ."

"વસંતમાલતી સિવાય દુનિયાંની તમામ સ્ત્રી-કન્યાઓ મારે માતા-પુત્રીયો સમાન છે."

"ત્યારે શું તું જીવન પર્યંત કુંવારો રહીશ ?"

"હા, તમારૂં અને રાજકન્યાનું લગ્ન થતાં સુધી હું આપની સેવામાં રહીશ."

"અને પછી ?"

"જંગલમાં ચાલ્યો જઇશ. બાવો બનીશ. ભભુતી લગાવીશ અને શ્વાસેશ્વાસે વસંત-વસંતના નામની બુમો પાડતો જંગલે જંગલ ભટકીશ."

"તેથી શું તને વસંતમાલતી મળશે ?"

"જરૂર. દૃઢ શ્રદ્ધા અને ખરી ખંતથી માણસ ધારે તો પાતાળમાં અને આભલામાં જઇ શકે, અરે ખુદ ભગવાન પણ બની શકે."

"તું તો ગાંડો છે. મરેલું કદી જીવતું થએલું સાંભળ્યું છે ?"

"રૂતુધ્વજના પ્રેમથી મદાલસા જીવતી થઇ હતી."

"એતો દેવમીત્રોની સ્હાયથી."

"હું દેવ બનીશ અને વસંતરૂપે પ્રભુને પોકારીશ, અરે છેવટે તે મય બની સ્વર્ગમાં-જમપૂરીમાં અરે જ્યાં મારી વસંત ગઇ હશે ત્યાં જઇશ અને તેને લઇ આવી તમારી ખાત્રી કરી આપીશ."

કુમારને તેના બોલવાથી ઘણું હસવું આવ્યું. નવલ પણ આજે ખૂબ ખીલ્યો હતો એવામાં એક સિપાહીએ ત્યાં હાજર થઇ કહ્યું, "નામવર ! બ્હેન સુલોચના અને પંડીત રામનાથ આપની પાસે આવવાને ઇચ્છે છે."

કુમારે આજ્ઞા આપી. સિપાહી ચાલતો થયો. નવલ અને કુમાર પ્રવેશદ્વાર તરફ જોઇ રહ્યા.

# પ્રકરણ ૧૪ મું.

## રમ્ય રાત્રિ.



રામનાથ અને સુલોચના કુમારની પાસે આવ્યાં અને ત્યાં પડેલાં ખાલી આસનો પર બેઠાં. કુમારે પૂછ્યું, "કાં બ્હેન! રાત્રિના સમયે અત્રે આવવાને શામાટે શ્રમ પડયો?"

"આ આનંદમયી અજવાળી રાત્રે તમારી સાથે જ્ઞાનચર્ચાની ઇચ્છાથી અહિં આવી." સુલોચનાએ કહ્યું.

"પણ આ પંડીતજીને શા માટે તકલીફ આપી?" કુમારે રામ‍તરફ જોઇ હસ્તા વદને પૂછ્યું.

"એમાં તકલીફ શાની? મને ઉંધ આવતી નથી. હું હમ્મેશાં રાત્રિ પછીજ નિદ્રાવશ થાઉં છું."

"ચાલો આનંદ થયો. પણ આપણી વાતમાં આ નવલને નહિ પડે."

"કેમ વારૂ?" રામનાથે નવલ તરફ નજર કરી પૂછ્યું.

"આજે તેને ઉન્માદ વાયુ થયો છે. આ અજવાળી રાત્રિ ધગધગતા અંગારા જેવી લાગે છે."

"અરે! આતો ઘણી અજબ વાત? કાં નવલસિંહ! કુમારશ્રી કહે છે?" રામનાથે પૂછ્યું.

નવલે કહ્યું, "કુમારશ્રીનું કહેવું ખરૂં છે. એતો જેને વીતી હોય જાણે. પંડીતજી મહારાજ! હું શું કહું? મારી પીડાનો અનુ-

ભવ જો તમને થાય; તો તમને પણ આ અજવાળીયું ખરેખર અંધારીયુંજ જણાય. વારૂ, આપ તો વિદ્વાન છો. હું આપને એક પ્રશ્ન પૂછવા ઇચ્છું છું ?"

"ખુશીથી પૂછો." રામનાથે આજ્ઞા આપી.

"સૌથી મોટામાં મોટું જ્ઞાન કયું ?"

"બ્રહ્મજ્ઞાન." પંડિતે જણાવ્યું.

નવલનું મુખ વિલાયું. તેણે કહ્યું; "ખરેખર, જમાનોજ બદલાયો છે. હળાહળ કળજુગ વ્યાપી ચૂક્યો છે. બ્રહ્મજ્ઞાનનું પાખંડ દહાડે દહાડે વધતું જાય છે. અફસોસ."

"નવલસિંહ ! તમને શું થાય છે ?" સુલોચનાએ પૂછ્યું.

"બ્હેન! મને ઘણી અફસોસી થાય છે કે આ બધું શું થવા બેઠું છે. મેં કુમારને પૂછ્યું કે મોટામાં મોટું જ્ઞાન કયું ? ત્યારે તે કહે બ્રહ્મજ્ઞાન. પંડિતને પૂછ્યું ત્યારે તેમણે પણ એજ કહ્યું. આથી મારી નિરાશાનો પાર રહ્યો નથી. દુનિયામાંથી ખરૂં જ્ઞાન નાબુદ થયું છે અને તેની જગાએ આ નવું બ્રહ્મજ્ઞાનનું તૂત ઉભું થયું છે. અરે રામ ! આ ભોળી દુનિયાંનું શું થશે ?"

"નવલભાઇ ! ત્યારે તમેજ કહો કે મોટામાં મોટું જ્ઞાન કયું ?" સુલોચનાએ પૂછ્યું.

"હું કહીશ અને તમારી ધ્યાનમાં નહિ ઉતરે તો ?"

"સાચી વાત શામાટે ના ઉતરે ?"

"ત્યારે સાંભળો. મારી માન્યતા તો એવી છે કે જ્ઞાનમાં જ્ઞાન પ્રેમજ્ઞાન મોટું છે. જ્યાં સૂધી હૃદયમાં પ્રેમ પ્રકટતો નથી ત્યાં સૂધી બ્રહ્મજ્ઞાન-બીજું જ્ઞાન-ત્રીજું જ્ઞાન બધું નકામું છે. કેમ બ્હેન ! મારૂં કહેવું ગળે ઉતર્યું ? આ બધા બ્રહ્મજ્ઞાન-બ્રહ્મજ્ઞાનની મોટી બૂમો માર્યા કરે

છે; પણ હું તેમને પૂછું છું કે તમે બ્રહ્મજ્ઞાન આચરણમાં ઉતાર્યું ? તેનો જવાબ ચોકખો છે, કે ના. સબકુ કહેના સુલભ હૈ; પણ કરના મુસ્કીલ હૈ. માટે પ્રથમ પ્રભુ ઉપર કોઇ મૂર્તિપર અગર વ્હાલી વસ્તુ પર પ્રેમ લગાવો; અને પ્રેમમાં એટલા તલ્લીન થાઓ કે જેથી બ્રહ્મજ્ઞાન આપોઆપ પ્રકટશે. કાં બ્હેન ખરૂં છે ને ? " નવલ સુલોચના તરફ જોઇ રહ્યો.

" પણ તારા મનની ખરી વાત જણાવ ને ? " કુમારે કહ્યું.

" મારા મનની સાફ-ચોકખી વાત જણાવી દીધી. હવે શું જાણવું છે ? "

" તું કેટલું પ્રેમજ્ઞાન શીખ્યો ? " પુનઃ કુમારે પૂછ્યું.

" એનું પ્રત્યક્ષ પ્રમાણ આગળ ઉપર બતાવીશું. "

કુમારે હસ્તા વદને સુલોચનાને કહેવા માંડયું; " બ્હેન ! આ નવલસિંહ વસંતમાલતી કરીને એક બાળાને ચ્હાય છે. વસંતમાલતી પણ આની પર સારો સ્નેહ રાખતી હતી. પણ દૈવવશાત આજે કેટલાએ વખતથી વસંતમાલતી ગૂમ થઇ ગઇછે. ઘણી તપાસ કરાવી; પણ તેનો પત્તો મળતો નથી. હું આ નવલને કહું છું કે તું તેને ભૂલી જા. તને બીજી પત્ની પરણાવશું. ત્યારે આ ભાઇ કહે છે કે ના; મારે પરણવું તો વસંતને. બાકી જીંદગી પર્યંત કુમારા રહેવું. વળી વિશેષમાં જણાવે છે કે જો મારો સાચો પ્રેમ તેના પર હશે તો વસંત મરી ગઇ હશે તો પણ જીવતી થઇને મને મળશે. કહો બ્હેન ! આ ગાંડો કે નહિ ? "

" બ્હેન ! કહી દયો ? મારી માન્યતા ખરી છે કે નહિ ? માણસના સાચા પ્રેમથી અને દ્દઢ શ્રદ્ધાથી મુએલાં જીવતાં થયાં છે કે નહિ ? વળી આપણે સાચી શ્રદ્ધાથી અને પ્રેમથી પથરાને પરમેસ્વર માનીએ

છીએ; તો શું પ્રભુ પ્રસન્ન નહિ થતા હોય કે ? જો એમ હોય તો આ માટે સવારમાં વ્હેલા ઉઠીને પેલા ભોળાશંભુની મૂર્તિ આગળ તમે કલાકોના કલાકો ગાળો છો ? ”

સુલોચનાએ નવલનું શાન્તવન કરતાં કહ્યું; “ ભાઇ ! તમારૂં કહેવું ખરૂં છે. ભાવ એવી ભક્તી. સાચા પ્રેમથી ભરેલાં જીવતાં થયાં છે એવા કેટલાક દાખલા મેં પણ સાંભળ્યા છે. પણ પ્રેમ છે એજ પ્રભુ છે એ પ્રેમરૂપ પરમાત્માજ સર્વના જ્ઞાન દાતા છે. પ્રેમથી સર્વ જ્ઞાન થાય છે અને પ્રેમથીજ મહાન કાર્ય પણ કરી શકાય છે.” નવલલ! પ્રભુ તમારી ઇચ્છા જરૂર પૂર્ણ કરશે. પણ સાંભળ આજે હું તમને એક નવીન વાત જણાવવા આવી છું. તે એ કે આજે બપોરના મને એક અદ્દભૂત સ્વપ્ન આવ્યું અને તેમાં આપણે સઘળાં સુખી થયાં.”

“ આપણાં વિયોગી જનોને મળીને સુખી થયાં કે એકલાંજ ?” નવલે ઉતરેલા મુખે પૂછ્યું.

“ નવલ ! મને આવેલું સ્વપ્ન અજબ હતું. કુમારને રાજકન્યા અને પ્રતાપને મણીકાન્તા મળ્યાં અને પછી ઘણીજ ધામધુમથી કુમાર સિંહાસને બિરાજ્યા. ” સુલોચનાએ સ્વપ્નની વાત જણાવી.

“ એ સ્વપ્નમાં મારૂં કંઇ ના જણાયું ? શું મારૂં ભાગ્ય ભાંગેલુંજ રહ્યું ? ” નવલે ગમગીન ચ્હેરે પૂછ્યું.

“ નવલસિંહ ! દીલગીર શાને થાવ છો ? તમે પણ એ સ્વપ્નમાં હતા અને ખુશખુશાલ ચ્હેરે ફરતા હતા.”

“ બધું ખોટું ? હું કદી ખુશાલ ચ્હેરે દેખાઉંજ નહિ.”

“ કારણ ? ”

“ મારા જીગરમાં આગ સળગે છે.”

“ શાની ? ” રામનાથે હસીને પૂછ્યું.

" વસંતમાલતીના વિયોગની."

" અરે રામ ! ત્યારે ક્યારના બોલતા શું નથી ? સ્વપ્નમાં એ પણ જણાયું છે."

" શું ? " નવલે આશાતુર નયને પૂછ્યું.

" તમને વસંતમાલતી મળી. તમે બન્ને સાથેજ ફરતાં હતાં. તમે સુંદર વસ્ત્રો પહેર્યા હતાં. તમારૂં રૂપ દેવતાઇ બન્યું હતું. " સુલોચનાએ હસતાં-હસતાં કહ્યું.

" તમારા મુખમાં સાકર. બ્હેન ! જો તમારૂં સ્વપ્નું સાચું પડશે, તો એક ભાઇ તરીકે તમારાં લગ્ન વખતે હું કંઇક આપીશ હાંકે ? "

" શું આપશો ? "

" તે અત્યારે જાહેર નહિ કરી શકું."

" ઠીક, હવે મનમાં કંઇ શાન્તિ થઇ ને ? "

" નારે રામ ! એમ તે શાન્તિ ક્યાં રખડતી પડી છે ? એ તો જ્યારે મારી ખરેખરી શાન્તિ દેવી મળશે ત્યારે જ દીલની આગ હોલવાશે. "

" મારો આત્મા કહે છે કે આ અઠવાડીયામાં જ સઘળાનું મિલન થઇ જશે."

" જોશીને બોલાવી લાવું ? " નવલને વિચાર આવતાં પૂછ્યું.

" અત્યારે શું કરવા ? "

" સ્વપ્નના જોશ જોવરાવીએ."

" અરે અત્યારે તો તે ભર ઉંઘમાં ઉંઘતા હશે ? " રામનાથે કહ્યું.

"નારે ના, જોશીજી તો પાછલી રાતેજ ઉંઘે છે. હું ઘણી વખતે તેમની સાથે રહ્યો છું, તેમને ઉંઘ આવતી નથી. રાતના બીજા પહોરથી તે ખુલ્લા મેદાનમાં જઇ બેસે છે અને આકાશ સામે જોઇ તારાઓની ગણત્રી કરે છે. અને જો અજવાળીયું હોય તો ચંદ્રની ચાલ પણ જુએ છે." નવલે ગપ ઠોકી.

"પણ તેમને અત્યારે બોલાવવાની શી જરૂર છે? સવારમાં બોલાવશું." કુમારે કહ્યું.

"કુમારશ્રી! જોશીજીને બોલાવવાની અત્યારે જ ખાસ જરૂર છે. આપને તો જાણે બ્રહ્મજ્ઞાનના પ્રતાપે મનમાં કંઇપણ વિચાર થશે નહિ; પણ મને તો આ બ્હેનના સ્વપ્નથી આખી રાત ઉંઘ આવશે નહિ. વળી આ અજવાંળી રાત છે. આપણને ઉંઘ આવતી નથી. બીચારો જોશી પણ એકલો બેસી રહ્યો હશે, તો તેને આપણી સાથે આ અજવાળીયાનો આનંદ ઉડાવવા શામાટે બોલાવવો નહિ?" નવલના બોલવાથી રાજકુમાર અને બીજાં હશી પડયાં. નવલ જક્કી હતો. છેવટે રાજકુમારે જોશીને બોલાવી લાવવાની રજા આપી. નવલે તરતજ એક ખવાસને દોડાવ્યો. ખવાસ જોશીને ઘેર ગયો. સોમેશ્વર જોશી નિદ્રામાં પડયા હતા. ખવાસે બૂમો પાડી. બે-ચાર બૂમો મારતા જોશીજી જાગૃત થયા અને કપડાં પહેરી ખવાસની સાથે રાજ્ય-મહેલે આવ્યા. સઘળાંએ જોશીજીને નમન કર્યું. જોશીએ આશિષ આપતાં પૂછયું; "મને અત્યારે કેમ બોલાવવો પડયો?"

"આપને અત્યારે બોલાવવાનું કારણ આ તમારો નવલજ છે." કુમારે જણાવ્યું.

"કેમ નવલ! મને અત્યારે શા માટે બોલાવ્યો?" જોશીએ નવલને પૂછયું.

" મને તમારી ઘણીજ ફિકર થતી હતી."

" શા માટે ? "

"મેં ધાર્યું કે તમે ઉંઘવાને માટે પાસાં ઘસતા હશો ? આજે મઝાની અજવાળી રાત ખીલી છે. આ ચાંદનીમાં અમે આનંદ અનુભવીએ અને તમે ઘરના ખૂણામાં પાસાં ઘસ્યા કરો એ મને ઠીક નહિ લાગવાથી મેં આપને અહિં બોલાવ્યા."

" અલ્યા નવલ ! તું મને છેવટ સૂધી નડતોજ રહ્યો. હું કેવી મઝાની ઉંઘમાં પડયો હતો ? તને મારે શું કરવું ? " જોશીએ ગુસ્સાની નજરથી નવલ સામે જોયું.

નવલે હાથ જોડી કહ્યું; " મહારાજ ! ગુસ્સે માં થશો. ગુસ્સો બ્રહ્મદેવના દિલમાં ઉત્પન્ન થવો ન જોઇએ ? તમારૂં અહિં આવવાનું નિમિત્ત હશે તેથીજ મને તમને બોલાવી મંગાવવાનું સૂઝ્યું. ચાલો કાંઇ નહિ. આવો અલભ્ય લાભ આપને અન્ય કયાં મળનાર હતો ? "

" પણ ઓ અક્કલના ખજાના ! તને ગમ્મત પડે છે; પણ મને આજે અઠવાડીયાના ઉજાગરા છે તેની તને કંઇ ખબર છે ? "

" માફ કરજો. જો એવી ખબર હોત તો હું તમને બોલાવવાનો વિચાર કરવાની પણ બિલ્કુલ તકલીફ ઉઠાવતજ નહિ. " નવલે જણાવ્યું.

પુનઃ સઘળાં ખડખડાટ હશી પડયાં.

રાજકુમારે કહ્યું, " જોશીજી ! તમે હમ્મેશાં પાછલી રાત્રિએ સૂવો છો ? "

" નાજી. "

" ત્યારે ? "

" મારે દરરોજનો નિયમ દસ વાગે સૂવાનો છે. કદાચ કંઇ કામ હોય તો એકાદ કલાક મોડું પણ થાય. "

" ઠીક." કુમારે મનમાં હસતાં નવલ સામે જોયું. નવલ હસી પડયો. જોશીના દિલમાં શંકા ઉત્પન્ન થઇ. તેણે કુમાર પ્રત્યે પૂછયું," "આ પ્રશ્ન પૂછવાનું શું કારણ છે ? "

" તેનું કારણ પણ આ નવલજ છે. "

" એતો જન્મથીજ એવો છે. જ્યાં જાય ત્યાં શાન્ત રહેવાનોજ નહિ અને કંઇક નવું જુનું કરવાનો. મારે ઘેર આવે તોપણ છાનોમાનો બેસી રહે નહિ. મને કંઇ કહે; મારી ઘરવાળીને કંઇક કહે. વારૂ તેણે આજે શું કહ્યું હતું ? " જોશીએ પૂછ્યું.

"તેણે એમ કહ્યું કે જોશી હમેશાં પાછલી રાતે ઉંઘે છે અને તે પહેલાં મેદાનમાં બેસી રહી તારાઓ ગણ્યા કરે છે."

" કેવો જુઠ્ઠો ? " જોશીએ નવલના સામે જોઇ ડોળા ઘુરકાવ્યા.

નવલે કહ્યું, " બાપજી ! ગુસ્સે શા માટે થાવ છો ? કુમારને એક સ્વપ્નનો ખુલાસો કરાવવો હતો તેથીજ અત્યારે આપને બોલાવવા પડયા. આ તમને ચોકખું કહી દીધું. કામ કુમારશ્રીનું હતું; પણ તેઓશ્રી આપને તકલીફ આપવાને ઇચ્છતા ન્હોતા. "

" નવલ ! શા માટે ગપ હાંકે છે ? સ્વપ્નનો ખુલાસો તારે મેળવવો છે, મારે કયાં મેળવવો છે ? " કુમારે કહ્યું.

" હશે ભાઇ અમારે. હયો પત્યું ? સસ્તામાં સસ્તો આ નવલજ છે. જોશી મહારાજ ! શાન્તિથી બેસો. જળપાનની ઇચ્છા હોય તો મંગાવું ? "

નવલના ટીખળી સ્વભાવથી જોશીને પણ હસવું આવ્યું. બીજી

કેટલીક અન્ય વાતો થઈ. વાતોને અંતે સુલોચનાએ પોતાને આવેલું સ્વપ્ન જોશીને વિદિત કર્યું.

જોશીએ વેઢા ગણવા માંડયા અને પછી થોડીવારે કહ્યું. "સ્વપ્ન લાભ ચોઘડીયામાં આવ્યું છે."

" શું લાભ ચોઘડીયામાં ? " નવલે વચ્ચેજ પૂછ્યું.

" હા, તું છાનો-માનો બેસી રહે. તારે વચ્ચે બોલવાની કંઇજ જરૂર નથી. "

" લ્યો આ બેઠા. " નવલ પલાંઠો લગાવી બરાબર જોશીની સામે બેઠો.

જોશીએ કહેવા માંડયું; "બ્હેન ! સ્વપ્ન ફળદાયી છે. એ સ્વપ્નના આરંભથીજ લાભ દશા બેઠી છે. "

"ત્યારે લાભ તો કંઇ ના થયો ? " પુનઃ નવલે પૂછ્યું.

" જો પાછો બોલ્યો કે ? "

" ભૂલી ગયો. "

" જોશીએ કહ્યુ, " આ અઠવાડીયામાં આપના લગ્નનો યોગ છે. "

" આ રામનાથભાઇ સાથે ને ? " નવલે સુલોચના અને રામનાથ તરફ જોઇ પૂછ્યું.

જોશીએ કંઇપણ જવાબ નહિ આપતાં આગળ કહેવા માંડયું; "આ અઠવાડીયામાં કુમારને પણ અલભ્ય લાભથશે. પ્રતાપ રાજકન્યા-મણીકાન્તા સાથે અન્ય નવીન જનોનું મિલન થશે. કુમારનાં ભાગ્યમાં લગ્ન યોગ અને રાજ્યાસન યોગ આ અઠવાડીયામાંજ છે. કાલે પ્રાતઃકાળમાંજ આ શુભ યોગની શરૂઆત થશે અને તેનો ચમત્કાર પણ કાલેજ જણાશે. " આટલું કહી જોશીએ બીજી કંઇક

ગણત્રી કરવા માંડી. સઘળા ધ્યાનથી સાંભળી રહ્યા. નવલના મનમાં પણ કંઇક પૂછવાની ઉત્કંઠા થઇ રહી. થોડીવારે જોશીએ જણાવ્યું. "બીજો યોગ એવો છે કે તમારા દુષ્મનો પણ તમારા મિત્રો બનશે, રાજા વ્હેમસિંહ અને મોતીલાલ કેદ પકડાશે. તેમની જીંદગી આપની આજ્ઞાપર અવલંબી રહેશે. "

" આ બધા કાર્યનો યશ કોને મળશે ? " સુલોચનાએ પૂછયું.

" ભવિષ્યની ગણત્રીમાં ત્રણ માણસ આવે છે. તેમાં બે સ્ત્રીયો અને એક પુરૂષ આવે છે. "

"બે સ્ત્રીયોમાં એકતો વનેદેતી હશે. પુરૂષ તે પ્રતાપસિંહ હશે." પણ બીજી સ્ત્રી કોણ ? " રામનાથે કહ્યું.

" પ્રતાપસિંહનો ભાગ્ય રવી પૂર્ણ તેજમાં છે. " જોશીએ જણાવ્યું.

કુમારને આનંદ થયો. જોશી બોલતો બંધ રહ્યો. નવલથી ન રહેવાયું. તેણે કહ્યું; " જોશી મહારાજ ! મારીપર કંઇક કૃપા કરશો ? શું મને છેકજ ભૂલી જશો ? "

" તારે શું છે ? " જોશીએ પૂછયું.

" મારા ભાગ્યની કંઇક તપાસ કરો ને ? "

" તેં મને શા માટે જુઠું કહીને અહિં બોલાવ્યો ? "

" મહારાજ ! આ ભાગ્યનું પાંદડું ઉકેલવાનેજ. ખરૂં પૂછો તો આ લોકોને જાણવાની કે જોવરાવાની કંઇ પણ મરજી ન્હોતી. આ બ્હેનના સ્વપ્નથી મારા મનમાં તાલાવેલી થઇ કે આ સ્વપ્નનો ભેદ જોશીજીને જણાવી કંઇક જાણું તો ઠીક. આ વિચારથી મેં આપને બોલાવ્યા; અને જેને કંઇ જાણવું ન્હોતું તેનુંજ આપે જોયું અને અને જેને જાણવું હતું તેને આપે કંઇ ના કહ્યું. "

જોશીથી હસવું રોકાયું નહિ. તેણે પૂછ્યું, " તારે શું જોવરાવવું છે ? "

" મારા ભાગ્યમાં લગ્ન યોગ છે કે નહિ ? "

જોશીએ રમળના પાસા ગજવામાંથી કાઢી ફેંકયા; અને પછી ગણત્રી કરી કહ્યું, " અલ્યા ! તારૂં ભાગ્ય પણ જોરાવર છે. તું પણ આ અઠવાડીયામાં જ તારી ઇચ્છિત વસ્તુને મેળવીશ અને તું જેને ચાહે છે તેને મળીશ."

" આપના મુખમાં ગોળ. ચાલો આનંદ. " નવલ નાચવા-કુદવા મંડયો. તેણે બધાંને ખૂબ હસાવ્યાં. હસવામાં–ગમ્મતમાં મધ્યરાત્રિ વીતી. ચંદ્રદેવ માથે આવી આગળ વધ્યા. પાછલી રાત્રિના પવનથી સઘળાંની આંખ્યો ઊંઘથી ઘેરાવા લાગી. બધાં રાજ્યભૂવનમાંજ સૂતાં અને ઇષ્ટ સ્મરણ કરતાં નિદ્રાવશ થયાં.

## પ્રકરણ ૧૫ મું.

### ઇન્સાફ.

અમલગઢના ભવ્ય રાજમહાલયની બાજુમાં એક રમ્ય વિશાળ મકાન આવેલું હતું. આ મકાન દરબારી દિવાનખાનાના નામથી ઓળખાતું. હેમસિંહના સમયમાં આ દરબારી દિવાનખાનું આમોદ–પ્રમોદ–ગાન–નાચને માટે વપરાતું. પણ વિજયકુમારના રાજ્ય અમલથી આ મકાનમાં દરરોજ દરબાર ભરાતો અને તેમાં સભાસદો ઉપરાંત પ્રજા જનો એકત્ર થઇ વિવિધ વિષયોની ચર્ચા ચલાવતા. રાજકુમાર વિજયસિંહ આ ચર્ચામાં ભાગ

લેતો. પ્રજામાંનો કોઇપણ માણસ પછી તે ભલે શ્રીમાન હોય કે રંક હોય, પણ તે આ દરબારી દિવાનખાનામાં આવી કુમારને મળી શકતા. ગૂન્હેગારોનો ઇન્સાફ પણ આ સ્થળેજ થતો.

આજે પ્રાતઃકાળમાં આ ભવ્ય મકાનમાં દરબાર ભરાયો હતો. સરદારો–સામંતો અને અન્ય નાગરીકોથી દિવાનખાનાનું શોભી રહ્યું હતું. સભાના મધ્ય વિભાગે વિજયકુમાર એક ઉચ્ચઆસને બિરાજ્યા હતા. તેમની જમણી બાજુએ રામનાથ–જગન્નાથ અને ડાબી બાજુએ નવલ–જોશી, અને અન્ય રંગીઓ બેઠા હતા. સભામાં જુદી–જુદી ચર્ચાઓ ચાલી રહી હતી. આ અરસ્સામાંજ દ્વારપાળે અંદર આવી જણાવ્યું કે " શેહેરના કોટવાળ સાહેબ અંદર આવવાની ઇચ્છા રાખે છે."

" આવવા દે." નવલે રજા આપી.

નગરના કોટવાળે અંદર આવી નમન કર્યું. નવલે ગંભીર મુખે પુછ્યું, "કાં કોટવાળ સાહેબ શું ખબર લાવ્યા છો? તમે તો ઘણા દિવસથી બહાર ગામ ગયા હતાને ?"

" હાજી, ગુન્હેગારોની તપાસમાં હું હજુરશ્રીના હુકમથી ગયો હતો."

" શું કરી આવ્યા ?"

" બન્ને હરામખોરો પેલી ગુણકાની સાથે પકડાયા છે."

" શું ધાપ મારૂઓ પકડાયા ? " નવલે પૂછ્યું.

" હાજી."

"ચાલો, ઘેલાગોરનો બેડો પાર. વારૂ સુદ્દા માલ સાથે પકડાયા છે કે ખાલીજ ?"

" માલ સાથે."

"તેમને ક્યાં રાખ્યા છે ?"

"કોટવાળીમાં."

નવલે કુમારને કંઇક પૂછયું. જવાબમાં કુમારે માથું હલાવ્યું. આ પછી નવલે કોટવાળ પ્રત્યે કહ્યું,

"જાઓ; તે લોકોને આ સ્થળે લઇ આવો."

કોટવાળ નમન કરીને ચાલતો થયો. નવલે ઘેલાગોરને બોલાવી લાવવા એક સિપાહીને મોકલ્યો. રાજકુમારે આ લોકોના ઇન્સાફનું કામ રામનાથને સોંપ્યું. થોડીવારમાં ઘેલાને બોલાવી સિપાહી હાજર થયો. ઘેલાએ બે હાથ ઉંચા કરી રાજકુમારને આશિર્વાદ દીધો. નવલે પૂછ્યું, "કાં ગોર દેવતા! હવે તો તબીયતે આરામ છે ને?"

"નામવર! આરામતો હવે મરીશું ત્યારે મળશે, ધન જવાની સાથે તન અને મનની ખુવારી થઇ ચૂકી છે. બિચારાં ભલાં પડો. શીયોએ અને મારા દિકરા મથુરે જો મારી ચાકરી ન કરી હોત તો હું ક્યારનોએ ગાંડો થઇને મરી ગયો હોત."

"મહારાજ! તમને આ બધું વિત્યું તે તમારા કર્મનુંજ ફળ છે. તમારી હદ ઉપરાંતની કંજુસાઇથી કુદરતે તમારી પર કેવો ગયબી ફટકો લગાવ્યો?"

"હા, હવેજ મને બરાબર સમજ પડે છે. આ જગતમાંજ કરેલાં કર્મનો બદલો મળે છે. અરેરે! મેં મારી આખી જીંદગી ધન કમાવવામાંજ કાઢી. મેં ધરાઇને ધાન પણ ખાધું નથી, ધાન તેમ મારાં સ્ત્રી પુત્રને પણ ખાવા દીધું નથી. અફસોસ! તે ધન હરામખોરોના હાથમાં ગયું. મારા હાથમાં કંઇ રહ્યું નહિ. બિચારી બાયડી પણ મારા પાપેજ નાશી છૂટી. મારે ઘેર તેને લગીર પણ સુખ ન્હોતું.

પ્રભુએ જે શિક્ષા કરી છે તે વ્યાજબીજ છે, મારી અંધ આં
હવે ઉઘડી છે. હું બ્રાહ્મણ હતો; પણ અજ્ઞાન હતો. મેં મારૂં ક
વિસાર્યું છે. હું પાપનો ભોક્તા બન્યો છું. મેં અનેકનાં દિલ દુભ
છે; તે બધાં પાપનો પશ્ચાતાપ મને અત્યારે પ્રજાળી રહ્યો છે.
માત્મા! મારા જેવી ભ્રષ્ટ બુદ્ધિ કોઇની પણ થશો નહિ." અ
વિવેચન કરી ઘેલો શાન્ત રહ્યો. તેની આંખ્યોમાં અશ્રુ ઉભ
તેનો દેખાવ દીન જેવો બની રહ્યો, સઘળાને તેની દયા અ
રામનાથે કહ્યું: "મહારાજ! હું ધારૂં છું કે પશ્ચાતાપથી ત
અંતઃકરણ વિશુદ્ધ બન્યું હશે? હવે ધારો કે તમને ધન મળે
તમે શું કરો?"

"હું મળેલા ધનથી સંતોષ માનું અને મારાં સ્ત્રી પુત્ર
સુખ-સંતોષથી જમું અને ગરીબના કલ્યાણમાં એ ધનનો વ્યય

"ધન મળતાં કદાચ ધારો કે તમારી મતિ પલટાઇ ગઇતે
નવલે પૂછ્યું.

"એવી બુદ્ધિ હવે નારાયણ ન કરે. આ ગયબી ફટ
મારી તમામ અજ્ઞાનતા ઉડી ગઇ છે. પણ અફસોસ; હવે
ક્યાંથી મળે? ગએલું કદી પાછું આવેજ નહિ. એતો ગયું તે ગ
ઘેલાએ નિરાશાસૂચક અવાજે કહ્યું.

નવલ બોલ્યો; "મહારાજ! તમારૂં ધન પાછું આવે
તેમાંથી લોકસેવાને માટે કેટલું આપો."

"નવલસિંહ! મને શા માટે બનાવો છો? મારૂં ગ
ધન પાછું મળનાર જ નથી. મરેલાની મશ્કરી કરવી આપને
ઘટે." ઘેલાએ ગળગળે અવાજે કહ્યું,

"મહારાજ! હું તમારી મશ્કરી કરતો નથી પણ સાચુંજ કહું છું, તમને ધાપમારાઓ આખરે પકડાયા છે."

"શું આ સાચી વાત છે?" ઘેલાએ આશાતુર વદને પૂછ્યું.

"કોટવાળ સાહેબ હમણાંજ તે લોકોને લઇ અહિં આવશે."

"ઓ પ્રભુ! હું આ શું સાંભળું છું? શું મારૂં ગએલું ધન પાછું મળશે? વાહ પ્રભુ વાહ. આ રંક બ્રાહ્મણની આખરે દયા આણી ખરી. ભાગ્યવંતા કુમારશ્રીનું જુગજુગ કલ્યાણ થજો." ઘેલો ગળગળો થઇ ગયો. આ સમયેજ કોટવાળ કેદીયો સાથે હાજર થયો. વંકા-ડંકાના હાથે હાથકડીયો પહેરાવેલી હતી. લાલન છૂટી હતી. આ ગૂન્હેગાર ત્રિપુટીને સભાની મધ્યમાં ઉભી રાખી. ત્રણે જણાં નીચું નિહાળી રહ્યાં.

રામનાથે ઘેલાને પૂછ્યું; "કેમ આ લોકોજ તમારૂં ધન લઇ ગયા છે કે?"

"હાજી, એજ શ્રીમાનો અને પેલાં શેઠાણી." ઘેલાએ જવાબ આપ્યો.

રામનાથે ગૂન્હેગારોને પૂછ્યું; "તમારાં નામ?"

"કેશવલાલ ડંકા."

"મોહનલાલ વંકા."

બન્નેએ પોતપોતાનાં નામ જણાવ્યાં. રામનાથે લાલનનું નામ પણ જાણી લીધું. આ પછી તેમણે પૂછ્યું.

"આ બ્રાહ્મણની ફરીયાદ ખરી છે ને? તમે ગૂન્હો કબુલ કરો છો કે નહિ?" રામનાથે પૂછ્યું.

બન્નેએ થોડીક ક્ષણ વિચારમાં વિતાવી કહ્યું, "નામદાર! અમે હવે અસત્ય બોલવાને ઇચ્છતા નથી. અમારો ન્યાય વધારે લંબાવી

આપનો અમૂલ્ય સમય વૃથા ગુમાવવા રાજી નથી. અમે કરે ગૂન્હાથી અમે ઘણા પસ્તાઇએ છીએ. અમને અમારાં કર્મનો બદ મળવો જોઇએ. નામવર! અમે આ ગૂન્હો કબુલ કરીએ છી અને આપની પાસે સખ્તમાં સખ્ત સજા માગી લઇએ છીએ. બન્નેએ ગૂન્હો કબુલ્યો. લાલને પણ પોતાનાં પાપકર્મ દિલ પિ ળાવે એવી રીતે પ્રકટ કર્યાં. રામનાથ ઉંડા વિચારમાં પડી આ બોલ્યો; " વંકા અને ડંકા ! તમે ખાનદાન અને ઉચ્ચકુળના માણ કહેવાઇ ઘણાં નીચ કર્મો કર્યાં છે, તમારી આખી જીંદગી ચોર લુચ્ચાઈ વગેરે નીચકર્મ કરવામાંજ ગઈ છે, તમે એક નિર્દોષ બ્રા ણને વિશ્વાસઘાત કર્યો છે, તમારાં નામ ગુપ્ત સીપાઇઓની ને પોથીમાં કાયમનાં છે. ગૂન્હેગારોની સંખ્યામાં તમારો પ્રથમ નં છે. આને માટે તમને સખ્તમાં સખ્ત સજા થવી જોઇએ, પણ વિશ્વાસઘાતના ગૂન્હાને માટે હું તમને બે વરસની સખ્ત સજા માવું છું અને તે સાથે તમારા અત્યારના પશ્ચાતાપથી પૂર્ણ વચ સાંભળી તમને સૂચના આપું છું કે જો આ બે વરસની મુદત દ યાન તમે સુધર્યા છો એવી ખબર જો જેલ સત્તાવાળાઓ તરફ નામવર કુમારશ્રીને મળશે; તો તેઓશ્રી તમને તરતજ છૂટા રાજ્યની નોકરીમાં રાખશે."

વંકા-ડંકાએ શીર ઝુકાવી આજ્ઞા શિર ચઢાવી કહેવા માં " આપ નામવરની દયાળુ દૃષ્ટિથી અમને ઘણીજ ઓછી સ થઇ છે. અમે વધુ યાતના સહન કરવાને લાયક હતા. અમે મ થઇ પશુ તુલ્ય બન્યા. અરેરે! બાલ્યકાળથીજ અમારા દુર્ભાગ્યે અ સારા સંસ્કાર પડયા નહિ. અમારાં માતાપિતાએ અમને લા ઉછેર્યાં. અમે ખાવા-પિવાને ચોરી કરતા. અમારાં માબાપ

જાણી-જોઇ અમને કંઇપણ કહેતાં નહિ. પરીણામે અમારી આખી જીંદગી પાપકર્મમાં ગઇ અને અત્યારે અમારી આ દશા થઈ. માથા પર કસબી-કિંમતી સાફા બાંધતા, તેના બદલે માથે કાનટોપી પહેરવી પડશે. ટુંકાં પંચીયાં-બંડીથી આ શરીરને શોભાવવું પડશે. એમ જે હાથે-કાંડે સોનાની પહોંચીયો પહેરતા, તેજ હાથે આજે લોખંડી પહોંચી પડી છે. અફસોસ, અમારાં કર્મને આ યોગ્ય બદલો મળ્યો છે. આ દુ:ખથી અમે શુદ્ધ થઈ બહાર આવશું અને દયાળુ કુમારની જીંદગી પર્યંત નેક-ઇમાનદારીથી સેવા કરશું. પ્રભુ કુમારશ્રીનું કલ્યાણ કરો. ”

સિપાહીયો બન્નેને લઇ ગયા. આ પછી લાલનનો વારો આવ્યો. તેણે પણ રડતા અવાજે પોતાનો ગૂન્હો કબુલ્યો, તેણે ગૂન્હો કબુલ કરતાં જણાવ્યું કે; હું જાતની પાટીદાર હતી. અમારાંમાં બાળલગ્ન થતાં હોવાથી મને નાનપણમાં પરણાવી. બાદ મોટી ઉમ્મરે સાસરે વળાવી. પતિ નાનો હતો, સસરો દુષ્ટ હતો. સસરાજી સાથે માયા બંધાઇ. પણ પછી સસરા જોડે ક્લેશ થતાં સસરાએ કાઢી મૂકી. હું બીજે નાતરે ગઇ. ત્યાં દારૂડીયો પતિ મળ્યો. અમે બન્નેએ એશઆરામમાં તમામ મિલ્કત ખરાબ કરી. અંતે મારો પતિ મરી ગયો. મેં ત્રીજાનું ઘર માંડયું. ત્યાં પણ મને સુખ મળ્યુ નહિ. મારો પતિ મારી પર શોકય લાવ્યો. નિરંતર ક્લેશનો આરંભ થયો. હું કંટાળી અને ત્યાંથી પણ છૂટી. આ પછી તે ગામનો ત્યાગ કરી બીજા નગરમાં આવી. મૂળથીજ નીચ સંસ્કાર પડેલા હોવાથી હું એક ગાન ગાનારીને ત્યાં રહી અને તેની પાસેથી તેના ધંધાનું જ્ઞાન મેળવ્યું. એ નગરમાંજ આ ડંકા-વંકાની સાથે મારી મુલાકાત થઇ અને પરીણામે તેમની સાથે હું પણ ગૂન્હેગાર બની. મને સખ્તમાં

સખ્ત સજા કરો કે જેથી અન્ય અધમ સ્ત્રીયોને પણ દાખલો મળે.

રામનાથે તેની તમામ વાત ધ્યાનપૂર્વક શ્રવણ કરી તેને છો મૂકવાની આજ્ઞા કરતાં કહ્યું.

"તું સ્ત્રી હોવાથી હું તને સજા કરતાં અટકું છું, તારા શબ્દો સમજાય છે કે તને તારાં કર્મથી પસ્તાવો થાય છે. હું તને સુ રવાની તક આપું છું. સજાના બદલામાં તને આપણા નગરની અં આવેલા અશક્તાશ્રમમાં રેહેવાની સૂચના કરૂં છું. ત્યાં અનેક દુઃ દર્દીઓ પડેલાં છે. તું તેમની સેવા ચાકરી કરી તારાં પાપ પ્રાયશ્ચિત્ કરજે. તારા ગૂજરાનને માટે રાજ્ય તરફથી તને માશ પગાર મળશે."

લાલને અશ્રુથી ભીંજાયલાં નયનોએ રામનાથ સામે જો હાથ જોડયા અને દયાને માટે કુમાર તથા તેને આશિષ વચ સંભળાવ્યાં. ગૂન્હેગારોને ત્યાંથી લઇ જવામાં આવ્યાં. આ પા ઘેલાને રામનાથે શીખામણ આપી ધન તેને સ્વાધિન કર્યું. ઘેલા તેમાંથી ચોથો ભાગ તેજ વખતે અશક્તાશ્રમમાં આપ્યો અને પ રાજકુમારને આશિષ આપી ધન સાથે તેના ઘેર ગયો.

આ પછી રાજ્ય સંબંધી ચર્ચા ચાલી અને તે પછી રાજકુમ સભાનું વિસર્જન કર્યું.



# પ્રકરણ ૧૬ મું.

## વનદેવીનો મેળાપ.

રાજકુમાર નવલની સાથે રાજમહેલે આવ્યો. આજે કોણ જાણે કે શાથી રાજકુમારના મુખપર ઉદાશીનતા છવાઇ હતી. ભોજન કાર્ય બાદ કુમાર અને નવલ દિવાનખાનામાં આવી બેઠા. કુમાર કંઇ પણ બોલતો નહોતો. બન્ને મૌનતાથી ઘણીવાર બેસી રહ્યા. આખરે નવલથી રહેવાયું નહિ. તેણે પૂછ્યું, “ કુમારશ્રી ? ”

“ કેમ ? ” વિજયકુમારે ટુંકો ઉત્તર વાળ્યો.

“ આજે મુખમંડળ ઉદાશ કેમ દેખાય છે ? ”

“ નવલ ! શું કહું ? મારા મનમાં આજે શું થાય છે એનો મને પોતાને જ સમજ પડતી નથી. મનના ઉંડા ભાગમાં ચિંતા થયા કરે છે. ”

“ પણ ચિંતા શાની ? ” નવલે પૂછ્યું.

“ ચિંતા વ્હાલાંઓની. પણ જાણે મહાન દુઃખમાં હોઉં એમ ચિંતા થયા કરે છે. ”

“ બ્રહ્મજ્ઞાનીને ચિંતામગ્ન થવું યોગ્ય નથી. ” નવલે કુમારને ખુશ કરવાના હેતુથી કહ્યું.

“ નવલ ! બ્રહ્મજ્ઞાનનો અધિકારી હું હજી થયો નથી. અને તે કારણથીજ ચિંતા–ઉદ્વેગ મને પીડે છે, બાકી જો શ્રી ભગવાન કૃપા કરે અને હું પૂર્ણ બ્રહ્મજ્ઞાની બનું તો જીવન આનંદમાં ગુજારૂં. ”

"ઇચ્છા છે તો એમ પણ બનશે. વારૂ કહો જોઇએ કે આપને શા વિચાર અત્યારે થઇ રહ્યા છે ?"

"પ્રતાપ અને રાજકન્યાના."

"ત્યારે મને વસંતના વિચાર નહિ થતા હોય કે ?"

કુમાર ચિંતામાં હતો; પણ નવલના શબ્દોથી હસ્યો. પુનઃ નવલે કહેવા માંડયું, "સુલોચના બ્હેન અને શ્રીયુત જ્યોતીષીજીએ પણ આપને જણાવ્યું છે કે આ ટુંક સમયમાં સારૂં થશે. છતાં તમે ચિંતા કર્યા કરો છો; ત્યારે મને તો કોઇએ આશા આપી નથી. મારી ચિંતાનો પાર હશે કે ? કુમાર એતો જેને વિત્યું હોય તે જાણે. હું મારા દુઃખની વાત કરતો હતો ત્યારે તમે હસતા હતા. ક્યો મહેરબાન હવે તો ખાત્રી થઇને ? પ્રેમ પીડા કંઇ ઓછી નથી બાપલા."

"નવલ ! આજે તું વાયરે ચઢીશ નહિ. આજે મને કંઇ ગમતું નથી.

"ચાલો કુન્જવનમાં જઇશું ?"

"ત્યાં શું કરવા ?"

"ત્યાં શીતળતા વ્યાપેલી હશે. કંઇક આરામ મળશે."

"પ્રતાપ અને રાજકન્યાના મિલન સિવાય આરામ મળનાર નથી. નવલ ! હું મારા મનને ઘણુંએ સમજાવું છું, પણ તે હઠીલું સમજતુંજ નથી."

"મન ઘણુંજ પ્રબળ હોય છે."

"મનને વશ કરવા હું પ્રબળ પ્રયત્નો કર્યા કરૂં છું, પણ મન વશ થતુંજ નથી. વળી તે કોઇ કોઇ વખતે એવી તો નિરાશા ઉત્પન્ન કરે છે કે જેથી કંઇ ઠીક લાગતુંજ નથી."

" ત્યારેજ કહ્યું છે કે જેણે મન જીત્યું એણે સર્વસ્વ જીત્યું. મનનો ગુલામ નથી બનતો તેજ મહાત્મા છે અને તેજ ધારે કરી શકવાને શક્તિમાન છે."

" તારૂં કહેવું બરાબર છે."

" હવેને ? હું તો કહ્યાજ કરૂં છું કે મન જીત્યા વિના બ્રહ્મ-ન થતું નથી. મનપર કાબુ આવે તોજ બ્રહ્મજ્ઞાનનું અમૃત આપો-ાપ મળે. પણ મન જીતાયા વિના સઘળું નકામું."

" પ્રતાપ અને રાજકન્યા આ અઠવાડીયામાં મળશે ?" કુમારે યના વિચારોથી ધરી પૂછ્યું. નવલે છાતીપર હાથ મૂકી કહ્યું, મારો આત્મા ઉંડાણમાંથી અવાજ કરીને જણાવે છે કે પ્રતાપ-ંહ-રાજકન્યા-મણીકાન્તા જરૂર આવી મળશે. છતાં વધુ ખાત્રીને ટે હું એક પ્રયોગ આ પળેજ અજમાવું છું તે તમે જોયા કરો."

" શું ?"

" સરોદા જ્ઞાન."

" એ શું ?"

" હું સૂર્ય-ચંદ્રની નાડી જ્ઞાન જાણું છું. તે પરથી સ્પષ્ટ કહી ીશ કે પ્રતાપ વગેરે મળશે કે નહિ."

" પણ તે જ્ઞાન તું ક્યાંથી જાણે ?" કુમારે પૂછ્યું.

" એજ ખૂબી છે ને ? હું ગમે ત્યાંથી પણ એ જ્ઞાન શીખ્યો " નવલે નાકનાં બન્ને છીદ્રો આગળ થોડીકવાર હાથ ધરી રાખ્યો ને પછી એકાએક બોલ્યો; " કુમાર ! ઇનામ લાવો ! "

" શાનું ઇનામ ? " કુમારે કંટાળીને પૂછ્યું.

" કામ ફત્તેહ."

" એટલે ?"

" શુભ સમાચાર છે."

" સ્પષ્ટ જણાવને ? "

" બધાં આવી મળશે."

" એ તો જાણે સમજ્યા પણ ક્યારે આવી મળશે તે કંઇ જણાયું ? "

" ના, એવું તો કંઇ નહી. "

" ત્યારે તો તારૂં સરોદાજ્ઞાન જુઠું."

" ભલે અમારૂં જ્ઞાન જુઠું. અમારે ક્યાં ઇનામ લેવું છે ? "

" હમણાંજ ઇનામ માગતો હતોને ? "

" કદાચ ભૂલ થઇ હશે. "

" અલ્યા નવલ! તું આવોને આવો ક્યાં સૂધી રહીશ ? "

" હું કેવો છું કે જ્યારેને ત્યારે કહ્યા કરો છો ? "

" તારી ચાલ સુધાર. "

" ઓ બાપરે! આ વળી નવું શું ? નવલ એકાએક ઉભો થયો અને એટલામાં એ ત્રણ આંટા ચાલી કુમાર સામે ઉભો રહી બોલ્યો; " કહો કુમારશ્રી! આપને મારી ચાલમાં શું ભૂલ જણાઇ? મારી ચાલ બરાબર છે કે નહિ ? "

આ ટીખળીયા નવલના ટીખળથી કુમારથી ખડખડાટ હસ્યા વિના રહેવાયું નહિ. તેણે કંઇ પણ પ્રત્યુત્તર આપ્યો નહિ.

પુનઃ નવલે પૂછ્યું, " બોલો ને ? કેમ બોલતા નથી. આપને મારી ચાલમાં શું ખોડ ખાંપણ જણાઈ ? "

" કંઇ નહિ. તારી ચાલ બરાબર છે. તું બહાદુર છે. " કુમારે વાત પતાવવા કહ્યું. પણ નવલ શાન્ત બેસી રહે એવો ન્હોતો. તે કંઇક કહે એટલામાં નીચેથી એક સેવક ઉપર આવ્યો; અને નમન

ફરી બોલ્યો; "નામવર ! એક ભીલ આવ્યો છે અને તે આપશ્રીના કદમમાં હાજર થવા ઇચ્છે છે."

"જા; કહે કે કુમારશ્રી અત્યારે નહિ મળી શકે." નવલે રૂઆબથી કહ્યું.

સિપાહી જવા લાગ્યો; કે તરત કુમારે તેને અટકાવી કહ્યું, "તે ભીલને મારી પાસે લઇ આવ."

સિપાહી શિર ઝુકાવી ચાલતો થયો. તેના ગયા પછી કુમારે નવલને કહ્યું, "નવલ ! જાણતો નથી કે આપણા મહેલનાં દ્વાર દરેકને માટે ગમે તે વખતે ખુલ્લાં છે ?"

"તે હું જાણું છું પણ હવે તે કાયદો ફેરવવાની ખાસ જરૂર છે."

"કારણ ?"

"લોકો આ કાયદાનો ગેર ઉપયોગ કરશે."

"એટલે ?"

"તમને નવરાશ પડવા નહિ દે. તમારો આ મહેલ જેમ કિડીયો દરમાંથી ઉભરાય તેમ માણસોની મેદનીથી ભરપૂર ભરાએલો રહેશે."

"હજી તો એવું થયું નથી ને ?"

નવલ જવાબ આપે એટલામાં પેલો સિપાહી આવનાર ભીલ સાથે હાજર થયો. ભીલે નમન કર્યું. કુમારે થોડી ક્ષણ તેના સામે જોઇ પૂછ્યું; "તું કોણ છે ?"

"ભીલ ?"

"ક્યાંથી આવ્યો છે ?"

"મેરવાડેથી."

"કેમ આવ્યો છે ?"

" આપને સમાચાર જણાવવા."

" શું સમાચાર લાવ્યો છે ?"

" પ્રતાપસિંહે વિજય મેળવ્યો છે."

" શું પ્રતાપસિંહના સમાચાર તું લાવ્યો છે? કહે કહે તે મારો બંધુ ક્યાં છે ?" કુમાર ભાન ભૂલ્યો પણ નવલના નેત્ર સંકેતથી તરત સાવધ થયો. નવલે ભીલને પૂછ્યું; " પ્રતાપસિંહ અહિં ક્યારે આવશે ?"

" કાલે સવારે."

" તેમની સાથે કોણ કોણ છે ?"

" વિશ્વમોહિની-મણીકાન્તા-વનદેવી-રાણી સુલોચના-રામપાળ-માહેશ્વરી અને બન્ને કેદીયો."

કુમારના આનંદનો પાર રહ્યો નહિ. સઘળાને મળવા તે આતુર બન્યો. પુનઃ તેણે ભીલ પ્રત્યે પૂછ્યું.

" સઘળાં કાલે તો આવી પહોંચશેને ?"

" જરૂર." ભીલે પ્રત્યુત્તર વાળ્યો.

કુમારના આનંદનો પાર રહ્યો નહિ. ક્યારે સવાર પડે એમ તેના મનમાં થઇ રહ્યું. ભીલને વિદાય કર્યો. નવલે કહ્યું. " કેમ બધું બરાબર થયું ને ?"

" શું ?"

" જોશીનું કહેવું ખરૂં પડયું ને ?" નવલે પૂછ્યું.

કુમારે હશી દીધું. વાતોમાં સાંજ પડી. નવલ અને કુમાર જંગલમાં ઘણે દૂર ફરી આવ્યા અને રાત્રિ પડતાં પાછા આવ્યા. જગન્નાથ પંડિત-રામનાથ સુલોચના-જોશી અને અન્ય રંગીયો મહેલમાં એકત્ર થયા. વિવિધ વાતો ચર્ચાવા લાગી. જગન્નાથે કહ્યું " આખરે વ્હેમસિંહ પકડાયો ખરો ?"

"તેની સાથે બંકા પણ પકડાયો છે." જોશીએ જણાવ્યું.

"ખરેખર, જયારે પ્રભુ કોપે છે ત્યારે મહા બળવાન પણ ક્ષણમાં પાયમાલ થાય છે. વ્હેમસિંહનાં પાપ કર્મોનો સુમાર નથી. એ સઘળાં પાપના પરીણામેજ તેની પાયમાલી થઇ. તેણે ખુશામતીયા સરદારોના સહવાસમાં રહી રાજ્ય ધર્મ ત્યાગ્યો; પ્રજાને પુત્રવત્ પાળવાની ફરજ ભૂલ્યો અને સ્વાર્થ–લોભ–વિષયમાં આંધળો બન્યો અને તેથીજ અધોગતીના તળીએ ડૂબ્યો." રામનાથે કહ્યું.

"વ્હેમસિંહ અને બંકાનો ન્યાય થશે ને ?" નવલે પૂછ્યું.

"જરૂર." રામનાથે જણાવ્યું.

"તેમનો ન્યાય કોણ કરશે ?"

"પ્રજા."

"પ્રજા તો તેની પર રૂઠેલી છે." જોશીએ કહ્યું.

"પ્રજા પોતાની તરફથી ન્યાયધિશ નીમશે. તે ન્યાયધિશ ન્યાયપૂર્વક તે બન્નેનો ઇન્સાફ કરશે."

રાજકુમારે ખુલાસો કર્યો. રાત્રિ વિતવા આવી. સઘળા સ્વસ્થાને ગયા. નવલને ઉંઘ આવવાથી એક ઓરડામાં જઇ સૂતો. કુમાર પર્યંકમાં પડયો, પણ તેને ઉંઘ આવી નહિ. તે પ્રાતઃકાળની રાહ જોઇ રહ્યો હતો. ક્યારે પ્રાતઃકાળ થાય અને હું સઘળાંને મળું એમ તેના મનમાં થઇ રહ્યું હતું. રાત્રિના અગીઆર વાગ્યા. જળ જંપી ગયું હતું. આખા જગતમાં શાન્તિ વ્યાપી રહી હોય એવો ભાસ થઇ રહ્યો હતો. પવનનો સુસવાટ વારેવારે સંભળાતો હતો. એવામાં નીચેથી એક પ્રહરી ઉપર આવ્યો. વિજયસિંહ પલંગમાં પડયો હતો. પ્રહરીને જોઇ તે વિચારમાં પડયો. પ્રહરીએ માથુ નમાવી કહ્યું, "બહાર કોઇ એક યોગિની આવેલ છે અને તે આપને મળવા માગે છે."

" શું યોગિની ! અને તે વળી અત્યારે ? " વિજયસિંહે વિસ્મય પામતાં પૂછ્યું.

" હા, મેં તેમને કહ્યું કે જાઓ; રાજકુમારને મળવું હોય તો સવારમાં આવજો. કુમાર અત્યારે નિદ્રાવશ હશે. આવું કહેવા છતાં પણ તે માનતી નથી અને આપને મળવાની હઠ પકડી રહી છે.

કુમાર વિચારમાં પડયો. તે કોણ હશે ? અત્યારે મને મળવાનું શું કારણ હશે ? દુષ્મન હશે તો ? ગમે તે હોય. મારે તેને મળવું. કંઇક ભેદ તો જરૂર હશે ? આમ વિચારતા કુમારે તેને લઇ આવવાની આજ્ઞા આપી. પ્રહરી ચાલતો થયો. કુમારે પિસ્તોલ ગોદડા નીચે છૂપાવી. પ્રહરી યોગિનીને લઇ આવ્યો. યોગિની શાન્ત–ધીર–ગંભીર ભાવે કુમારની સામે જોઇ ઉભી રહી. વિજયકુમારે તેના સામે જોયું. યોગિનીનું તેજસ્વી વદન નિહાળતાંજ કુમાર સ્તબ્ધ બન્યો. તેના મનમાં થઇ આવ્યું કે આ યોગિનીને ક્યાંક જોયાં છે. પણ ક્યાં તે તેને યાદ આવ્યું નહિ. થોડીવાર વિચારવશ રહી કુમારે પલંગમાં બેઠા થઇ પૂછ્યું; " આપ કોણ છો ? "

" તમે શું જુઓ છો ? " યોગિનીએ વિચિત્ર પ્રશ્ન કર્યો.

" હું એક ભગવાંધારી યોગનીને જોઉં છું. " કુમારે કહ્યું.

" તમારૂં જોવું સત્ય છે. "

" અત્યારે રાત્રિના સમયે શા કારણથી આવવું થયું છે ? "

" કુમાર ! કોઇ કામ વિના આવેજ નહિ. મારે તમારૂં કામ પડયું છે. "

" કાર્ય જણાવો ? "

" આપનો મિત્ર નવલ અત્યારે ક્યાં છે ? "

" અહિં મહેલમાંજ છે. "

"તેને અહિં બોલાવી મંગાવો."

"તેનું શું કામ છે?"

"મારે તેને લઇ જવો છે?"

"ક્યાં?" કુમારે ચમકીને પૂછયું.

"મારી સાથે."

"શું કરવા?"

"તે મારો ગુલામ છે."

"હેં! શું નવલ તમારો ગુલામ?"

"હા, જુઓ આ તેની સહિવાળો પત્ર. વળી વિશેષ ખાત્રી માટે જુઓ આ બીજો પત્ર; તેમાં તેને સોંપવા પ્રતાપસિંહની જામી- નગીરી છે." યોગિનીએ કાગળો કુમારના હાથમાં મૂક્યા. કુમારના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તેણે ધ્યાન પૂર્વક બન્ને કાગળો વાંચી જોયા. પ્રતાપ અને નવલના અક્ષર ઓળખ્યા. કુમારને તે વાતની સ્મૃત્તિ થઇ આવી. તેણે યોગિની સામે નિહાળી કહ્યું.

"શું આપ તેજ વનદેવી છો?"

"હા."

"મેં આપને ઘણી વખત જોયાં હોય એમ મને લાગે છે?"

"હા, હું તમને જુદા-જુદા વેશથી ઘણી વખત મળી છું. હેમસિંહના પરાજયમાં પણ તમને મદદ રૂપ થઇ છું."

"બરાબર; હવેજ મને સઘળું યાદ આવે છે, વારૂ પણ મેં એમ સાંભળ્યું છે કે આપતો પ્રતાપસિંહની સાથે હતાંને?"

"હા, હું પ્રતાપસિંહ-રાજકન્યા-મણીકાન્તા બન્ને કેદીયો અને બીજાં માણસો મારા મુકામે આવી પહોંચ્યાં છીએ."

"શું મારાં સ્નેહિયો અત્યારે આપના મુકામે છે?"

"હા."

"મને તેમની પાસે લઇ જાવ." કુમાર ઉભો થયો.

યોગિનીએ કહ્યું; "તમે અત્યારે તે લોકોને મળી શકશો નહિ. સઘળાંના મિલનનો યોગ પ્રાતઃકાળમાંજ છે."

કુમાર નિરાશ થઇ પલંગપર બેઠો. યોગિનીએ કહ્યું; "નવલને બોલાવો."

"અત્યારે તે ભર ઉંઘમાં હશે ?"

"ફિકર નહિ. તેને જગાડો."

કુમારે નવલને જગાડી લઇ આવવા પ્રહરીને મોકલ્યો. તેના ગયા બાદ કુમારે પૂછ્યું, "શું મારો મિત્ર નવલ આપનો ગુલામ થશે?"

"તેનો ખુલાસો કાગળ કરશે."

"એતો ગુલામીખત છે."

"બરાબર છે."

"દેવી ! મારા મિત્રની ગુલામ દશાથી હું ગભરાઉં છું."

"કુમાર ! ગભરાવાની જરૂર નથી. તમારો મિત્ર રાજી ખુશીથી જ મારી પાસે રહેવાનું પસંદ કરશે."

"એમ કદી બનેજ નહિ. તમારી વાત કરતાં તો તે ગભરાય છે."

"તેનો એ ગભરાટ થોડા વખતનો છે. કાલે પ્રાતઃકાળમાંજ જો કે તેનામાં કેટલો ફેરફાર થઇ જાય છે ? નવલ જો કે અત્યારે મને ધિક્કારશે; પણ કાલેજ મારા ગુણ ગાશે."

"અરે ! આતો ઘણું અજબ જેવું." કુમારે કહ્યું.

" યોગિનીએ કંઇપણ જવાબ નહિ આપતાં ફક્ત હાસ્ય કર્યું. એવામાંજ આંખ્યો ચોળતા નવલનું પ્રહરી સાથે ત્યાં આગમન થયું.

હજી તેની નજર યોગિની પર પડી નહોતી. નવલે કુમાર સામે જોયું: વિજયસિંહે ગંભીર વદને નવલ સામે નજર કરી.

એવામાંજ વનદેવીએ ધીમેથી કહ્યું, " નવલસિંહ ? "

નવલે ચમકીને તેના તરફ જોયું, જોતાંજ ધરતીકંપની માફક તેના હૃદયને ધક્કો લાગ્યો. નવલ ફાટી આંખે દેવીને નિહાળી રહ્યો.

વનદેવીએ મૃદુ અવાજે પૂછ્યું, " કાં મારી ઓળખાણ પડે છે ?"

" હા, ના, તમે ? " નવલે ગભરાટથી કહ્યું.

" પેલા ગયબી સ્થાનમાં સપડાયાની વાત યાદ છે કે ? નવસિંહ ! હું તેજ છું. વધુ માહિતીને માટે આ કાગળ વાંચો. " વનદેવીએ નવલને કાગળ આપ્યો. નવલે ધ્રુજતા હાથે ગુલામી ખત વાંચ્યું. તેને ધ્રાસકો પડયો. આનંદી-ચાલાક નવલ ઓશીયાળા જેવો જણાયો. તેણે દીનવદને પૂછ્યું, " તમારી શું ઇચ્છા છે ? "

" તમને મારી સાથે લઇ જવાની. "

" મારા પર દયા કરો. મને કુમારની પાસેજ રહેવા દયો. "

" નવલસિંહ ! શા માટે ગભરાવ છો ? મારી સાથે આવવાથી-રહેવાથી તમને લગીરે કષ્ટ પડશે નહિ. અત્યારે જો કે તમે ભયભીત થાવ છો; પણ કાલેજ તમે કહેશો કે હું તો સદાકાળ તમારી પાસેજ રહીશ.

" હું કદી એમ કહુંજ નહિ. " નવલે કહ્યું.

" એ તો કાલે ખબર પડશે, ચાલો; હવે તમારૂં વચન પાળો." યોગિનીએ જણાવ્યું.

નવલે નિરાશ વદને કુમાર સામે જોયું. કુમારે તેના કા'નમાં કંઇક ધીરેથી વાત કરી. તરત યોગિનીએ હશીને કહ્યું, " કુમાર ! તમારા બન્નેના હૃદયનો ભાવ હું સમજી ચૂકી છું. પણ તમે કોઇ

વાતે ગભરાશો નહિ. હું કાલે પ્રાતઃકાળમાંજ તમારા સ્નેહિવર્ગ સાથે આ તમારા નવલને લઇ અહિં આવીશ. તે વખતે જો આ નવલની મરજી મારી સાથે નહિ રહેવાની હોય તો હું તેના હાથેજ આ ગુલામી ખતને ફાડી ચૂરેચૂરા કરાવીશ."

વનદેવીના શબ્દો સાંભળી બન્નેને આનંદ થયો. નવલે વસ્ત્રશસ્ત્ર ધારણ કરી વનદેવી સાથે પ્રયાણ કર્યું. બન્ને અદૃશ્ય થતાંજ કુમારથી બોલાઈ જવાયું કે; "અરે આશો અજબ બનાવ ?"

## પ્રકરણ ૧૭ મું.

### નવલ અને વનદેવી.

વનદેવી અને નવલસિંહ રાજમહેલની બહાર નીકળી નગરની બહાર આવ્યાં. નવલના હૃદયમાં આ વખતે કંઇ કંઇ વિચાર થઇ રહ્યા હતા. આ વનદેવી કોણ હશે ? આ બલા શા માટે મારી પાછળ પડી હશે ? શું તે મારી ઉપર મોહાંધ થઇ હશે ? આ ભેદ શી રીતે કળાય ? નવલના મનમાં આવી ગડભાંગ થઇ રહી હતી. તે અને વનદેવી એક વડવૃક્ષ નીચે આવ્યાં. વનદેવીએ નવલને ઉભા રહેવાનું જણાવી ત્રણ તાલી બજાવી. અલ્પ સમયમાં એક કાળાં વસ્ત્રધારી માણસ બે ઘોડા સાથે ત્યાં હાજર થયો. નવલના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. વનદેવી કેવી બળવાન છે જાણી અજબ થયો. ઘોડાની લગામ દેવીના હાથમાં મૂકી તે માણુસ ચાલતો થયો. વનદેવીએ એક અશ્વપર નવલને આરૂઢ થવાનું સૂચવ્યું. નવલ ઘોડેસ્વાર થયો. વનદેવી પણ સ્વાર થઇ. બન્નેએ

ઘોડાને દોડાવી મૂકયા. મધ્યરાત્રિ વીતી ચૂકી હતી. આકાશ સ્વચ્છ હતું, જંગલમાં શીયાળવાં દોડાદોડી કરી રહ્યાં હતાં. પાછલી રાત્રિએ નિશાનાથનો ઉદય થઇ ચૂકયો હતો, રૂપેરી ચંદ્રિકા પૃથ્વી તલપર પથરાઇ રહી હતી. વનદેવી અને નવલ પેલા પાણીના ઝરા સમિપ આવ્યાં કે જયાંથી પ્રતાપ અને નવલ વનદેવીના ગુપ્ત અવાસમાં જઇ શકયા હતા. વનદેવી ઘોડાપરથી નીચે ઉતરી, નવલે પણ તેનું અનુકરણ કર્યું. પુનઃ વનદેવીએ સંજ્ઞા સૂચક તાલી બજાવી. એક માણુસ દોડી આવ્યો. દેવીએ તેના કાનમાં કંઇક કહ્યું, કે જેથી તે માણુસ ઝપાટા બંધ ત્યાંથી દોડી ગયો. નવલ ગૂપચૂપ ઉભો રહી આ બધું અવલોકી રહ્યો હતો. આસપાસ પુષ્કળ ઝાડી આવેલી હતી. આકાશમાં ચંદ્રનો ઉદય હોવા છતાં આ ઝાડીમાં એક પણ ચંદ્ર કિરણ પ્રવેશેલું નજરે પડતું નહોતું. સર્વત્ર શ્યામ અંધકાર વ્યાપેલો હતો. થોડીકવારમાં અજવાળું જણાયું. એક માણુસ મશાલ લઇ આવ્યો. વનદેવી અને નવલ તેની પાછળ ચાલ્યાં, તેઓ એક ગુફા નજીક આવ્યાં. ગુફાપર પત્થર ઢાંકેલો હતો. મશાલવાળાએ પત્થર અલગ કરી પ્રવેશ માર્ગ ખુલ્લો કરી આગળ ચાલવા માંડયું, નવલ આ સ્થળથી કંઇક જાણીતો હતો. તેને આ સ્થળે ઘણી નવાઇ લાગી નહિ, તેના હૃદયમાં તો એમજ થયા કરતું હતું કે આ વળગેલી વનદેવી મારૂં શું કરશે ? બસ આ વિચારજ તેના મનમાં થઇ રહ્યો હતો. તે અહિં સુધી આવ્યો પણ મુખથી એક શબ્દનો ઉચ્ચાર પણ તેણે કર્યો નહોતો. તેમ વનદેવીએ પણ તેની સાથે કંઇ વાત કરી નહોતી. આખરે વનદેવી તેને એક શૃંગારેલા ઓરડામાં લઈ આવી, ઓરડો સુશોભિત હતો, દીપકો ઝળહળી રહ્યા હતા, અનેક સુખાસનો આસ-પાસ ગોઠવેલાં હતાં. એક રાજવંશીને છાજતી તમામ વસ્તુઓ આ

ઓરડામાં નજરે પડતી હતી. બે રૂપવાન દાસીઓ દ્વાર આગળ બેઠેલી હતી. વનદેવીને જોતાંજ તે બન્ને ઉભી થઇ અને આજ્ઞા સાંભળવા આતુર બની રહી.

વનદેવીએ નવલને બેસવાનું સૂચવ્યું. નવલ એક વિરામાસનપર પડયો-પડયો ઓરડાનું નિરીક્ષણ કરવા લાગ્યો. આ શૃંગાર સદન નિહાળી નવલ મનમાં ખુશી થયો. વનદેવીની અદ્દભુત કળાને માટે તે મનથી વનદેવીને વખાણવા લાગ્યો. પણ પોતાની સ્થિતિનું ભાન થતાં તરતજ તે ઉદાશ બન્યો. વનદેવી ચાલી ગઈ અને પછી થોડીવારે પાછી આવી. આ વખતે તેનો વેશ વિચિત્ર હતો. કોઈ મોટી ઉમ્મરની સ્ત્રી હોય એવો તેનો દેખાવ હતો. તેણે તેની રંગ-વિદ્યાથી મુખને મોટી ઉમ્મરની સ્ત્રી જેવું બનાવી દીધું હતું. આ બદલાએલી વનદેવીએ તેની નજીકમાં સ્થાન લઇ પૂછ્યું; " આ ઓરડો ઠીક છે ને ? "

હવે નવલને બોલ્યા સિવાય છૂટકો નહતો. તેણે કહ્યું; "ઘણોજ મઝાનો ઓરડો છે. આવું શૃંગાર સદન મેં અદ્યાપિ પર્યંત અવલોક્યું નથી. "

" આ સ્થળે તમને ગમશે ને ?" વનદેવીએ નવલ સામે તાકીને જોતાં પૂછ્યું.

નવલ મૌન રહ્યો. તેણે કંઇ પણ જવાબ આપ્યો નહિ.

પુનઃ વનદેવીએ પૂછ્યું; " નવલસિંહ ! કેમ મૌન ધારણ કર્યું ? શું કોઇ યાદ આવ્યું ? "

" કંઇક એમજ થયું. " નવલે ટુંકો ઉત્તર આપી પતાવ્યું.

" તમારા મનમાં જે હોય તે જણાવો ? મારાથી હવે કોઇ વાત છૂપાવશો નહિ. કારણકે હવે તો આપણે સંબંધી થઇ ચૂક્યાં છીએ."

સંબંધી થઇ ચૂકયાં છીએ સાંભળતાંજ નવલ ચમકયો. તેના મુખપર ઉદાશીનતાની છાયા ફરી વળી.

વનદેવી મંદ-મંદ હસવા લાગી. તેણે પૂછયું; " કાં બોલતા નથી ? બોલોને ? "

" હું શું બોલું ? "

" તમારા મનમાં જે હોય તે. "

" મારા મનમાં તો કંઇ નથી. "

" ત્યારે તમારા વદન ઉપર ઉદાશીનતા કેમ જણાય છે ? "

નવલને વધુ અજાયબી થઇ. વનદેવી મારા મનનો ભાવ જાણી ગઇ. ખરેખર આતો અદભુત ભામિની છે. આનાથી કોઇ વાત છૂપી રહી શકશે નહિ.

" કેમ નવલરાજ ! શું વિચાર કરો છો ? શાન્ત કેમ બન્યા છો ? "

" તમે અત્યારે બદલાઈ ગયાં છો, તમારૂં સુંદર વદન પણ અત્યારે વિરૂપ જણાય છે. આ બધો ફેરફાર જોઈ હું આશ્ચર્ય પામું છું અને વળી આજે કંઇક શ્રમ પહોંચ્યો છે તેને માટે પણ આમ શાન્ત થઇ પડયો રહ્યો છું. બાકી બીજું કંઇ નથી." નવલે કહી નાખ્યું.

" ત્યારે શા માટે કહેતા નથી. હું આ પળેજ તમારો શ્રમ દૂર કરૂં છું. " વનદેવીએ એક દાશીને કંઇક ખાનગી સૂચના કરી. દાશી અંદરના ભાગ તરફ ચાલતી થઇ અને થોડી વારમાંજ બે સુવર્ણના પ્યાલા ભરી પાછી આવી. બન્ને પ્યાલા ત્યાં નજીકમાં પડેલા ટેબલ પર ગોઠવ્યા વનદેવીએ કહ્યું, " નવલરાજ ! લ્યો આ પ્યાલો પી જાવ." વનદેવીએ સ્વહસ્તે પ્યાલો ઉપાડી નવલસિંહને આપવા માંડયો. પ્યાલામાં મદિરા હશે ધારીને નવલે વધુ ખાત્રીને માટે પૂછયું, " એમાં શું છે ? "

" શ્રમ વિદારક ઔષધી. " વનદેવીએ કહ્યું.

" એટલે શું મદિરા ? "

" ના, અમે તે વસ્તુને અડકતાંજ નથી. "

નવલે થોડીકવાર કંઇક વિચાર કરી વનદેવીના હાથમાંથી પ્યાલો લીધો અને ગટગટાવી ગયો. આ શરબત હતું, તેની અંદર વનની ઔષધીઓનું મિલન હતું, નવલનો ચ્હેરો પ્રફુલ્લ બન્યો. એક દાશી મીઠાઇનો થાળ લઇ આવી. વનદેવીએ નવલને ખાવાનું સૂચવ્યું. આનાકાની કરતા નવલે કંઇક ખાધું. આ પછી વનદેવીએ વાર્તાલાપ આરંભ્યો. નવલના મનમાં કંઇ કંઇ થઇ રહ્યું હતું. આ વનદેવી મારી આટલી બધી બરદાસ શા કારણથી કરતી હશે ? આ કોણ હશે ? અબળા અજબ પ્રકારની છે. ભગવાન જાણે કે મારૂં શું થશે ? "

નવલ આમ વિચાર કરી રહ્યો હતો એવામાં વનદેવીએ પૂછયું " નવલસિંહ ! હજી શું વિચાર કરો છો ? "

" કંઇ નહિ, એતો હું તમારી સાહ્યબીના વિચાર કરૂં છું. "

" મને જણાવોતો ખરા કે આ બધું જોઇ તમે શું ધાર્યું ? "

" એજ કે તમે એક સબળ સત્તાધિશ ભેદી અબળા છો. "

" પ્રતાપસિંહ વગેરેને મેંજ મદદ કરી હતી તે જાણો છો ને ? "

" હા, તમારી કૃપાથીજ રાજકન્યા અને મણીકાન્તાનો પત્તો લાગ્યો છે. "

" તે બધાં અહિં છે. "

" શું કહો છો ? શું તે બધાં અત્યારે આ સ્થળે છે ? " નવલે આશ્ચર્ય પામતાં પૂછયું.

" હા, આ સ્થળની બાજુમાંજ તેઓનો એ રડો આવેલો છે. "

" દેવી ! કૃપા કરી મને ત્યાં લઇ જાઓ. હું તેમને મળવાને અતી આતુર બની રહ્યો છું. "

" સવારમાં સઘળાંનો મેળાપ થશે. "

" અત્યારે નહિ ? "

" ના. "

" કેમ વારૂ ? "

" અત્યારે શુભ યોગ નથી. "

" જેવી તમારી મરજી, પણ મને એતો જણાઓ કે તમે મારૂં શું કરવા ધાર્યું છે ? "

" શું તમે હજી પણ સમજી શક્યા નથી ? " વનદેવીએ મુખ ડાવકુ રાખી પૂછ્યું.

" ના. "

" તમે ઘણા ભુલકણા છો. "

" કદાચ એમ હશે, કહી નાખો ? "

" મારે તમારી સાથે પરણવું છે, મારી ઇચ્છા તમને મારા પ્રાણ પ્યારા બનાવવાની છે, સમજ્યા કે ? "

વિજળીના આંચકાની માફક નવલ ચમક્યો અને એક દીર્ઘ નિઃશ્વાસ નાખી મન સાથે બોલ્યો; " હજી તે તેના વિચારમાં દ્રઢ છે. આ ભયંકર બલા મારો પીછો છોડનાર નથી. તે જરૂર મને પરણશે. શું ખબર કે તેને મારો મોહ શાથી ઉત્પન્ન થયો હશે ? અરેરે ! મારે શું કરવું ? શું મારે આને પરણવું ? પ્રિય વસંતના સ્નેહને તિલાંજલી આપવી ? " નવલ વિચારમાં પડી અંતે બોલ્યો; " ના, ના; વસંતના પ્રેમને કેવી રીતે ત્યાગી શકાય ? હું વસંતનો છું અને વસંત મારી છે. વસંત અને મારૂં હૃદય મળી ચૂક્યું છે.

વસંત કદાચ જીવતી હોય તો હું શું જવાબ આપું ? બસ હવે ગમે એમ થાય પણ એજ નિશ્ચય. ભલે આ સત્તાધિશ બલા મને મારીજ ન નાખે." નવલના મુખપર મક્કમતાનાં ચિન્હ જણાયાં.

વનદેવી તેની લગોલગ જઇ બેઠી અને એકદમ નવલનો હાથ પોતાના હાથમાં પકડી બોલી, "પ્રાણેશ! કેમ શાન્તિ ધારણ કરી છે?"

નવલ ધ્રુજી ઉઠ્યો અને મન સાથે જ બોલી ઉઠ્યો; " અરે આતો મહા ભયાનક ભામિની છે. પરણ્યા પહેલાંજ મને વળગવા આવે છે. આના જેવી સ્ત્રી આ જગતમાં હશે જ નહિ. હા! મારે શું કરવું ? "

નવલનો હાથ હૃદય સરસો દાબી વનદેવીએ પૂછ્યું; " કેમ કબુલ છે ને ? "

" શું ? " નવલે ગંભીરતાથી પૂછ્યું.

" પરણવાનું. "

" કોને ? "

" મને ? "

" હું તેજ વિચાર કરૂં છું. "

" નવલ ! મારૂં માનો અને પરણો." કહી વનદેવીએ તેના ગળામાં હાથ નાખ્યો. નવલ તેનો હાથ તરછોડી એકદમ ઉભો થયો. તે ગભરાએલા જેવો જણાયો.

" નવલરાજ! તમે શામાટે મારો તિરસ્કાર કરો છો ? શું હું તમારે લાયક નથી ? પ્રાણનાથ ! હું તમને ઘુંટણે પડી હાથ જોડી વિનવું છું કે તમે મને પરણો." વિરૂપ દેખાવની વનદેવીએ કહ્યું.

આટલું બોલી તેણે ઘુંટણે પડી હાથ જોડ્યા. નવલ આભો બની બોલ્યો, " મને હજી વિચાર કરવા દો."



તેણે ઘુંટણે પડી હાથ જોડ્યા.

વનદેવીએ તત્કાળ ઉભાં થઈ રોશમય મુખે કહ્યું, નવલ-સિંહ ! ખૂબ યાદ રાખજો કે તમારે મારી ઇચ્છા મુજબ વર્તવું પડશે. જો મારી ઇચ્છાને આધિન થશો તો પરમ સુખ ભોગવશો અને ઇચ્છામાં અંતરાય નાખશો તો જીવન પર્યંત અંધારી ગુફામાં કેદ થઇ સડશો-મરશો. ખૂબ વિચાર કરો. તમને વખત આપું છું. એક તરફ સુખ સાહ્યબી છે અને બીજી તરફ ભયાનક દુઃખ છે. માટે જલ્દી નિશ્ચયપર આવી મને જવાબ આપો. હું હવે વધુ વખત ધિરજ ધારણ કરી શકિત નથી. મેં નિશ્ચય કરી લીધો છે. હું મારા નિશ્ચયથી ફરનાર નથી. તમે માનશો તોએ ઠીક છે અને નહિ સમજો તો પણ ઠીક છે. હું તમને બળાત્કારે પણ પરણીશ અને પછી અંધારી ગુફામાં પૂરી દઇશ. માટે જે નિશ્ચયપર આવો તેને માટે ખુબ વિચાર કરજો." વનદેવીના મુખપર ગુસ્સાનાં ચિન્હો જણાયાં. તે નવલથી કંઇક દૂર જઇને ઉભી.

નવલ ગભરાયો. વનદેવીનું ગુસ્સામય મુખ નિહાળી આ બહાદુર યોધ્ધો પણ ભય પામ્યો. અંધારી ગુફા-વનદેવીનો નિશ્ચય-વસંત પ્રત્યેનો પ્રેમ વગેરે યાદ કરતાં નવલના મનમાં કષ્ટ ઉત્પન્ન થઇ રહ્યું.

## પ્રકરણ ૧૮ મું.

## ભેદી ભામિની.

નવલનું માથું ભમવા લાગ્યું. વસંતની મૂર્તિ તેની નજર સમિપ ખડી થઇ અને જાણે તેને ઠપકો આપતી હોય એમ દેખાઈ. નવલ ઉંડી ચિંતામાં ડૂબ્યો. વનદેવી તેના સામે

નિહાળી મનમાં હસવા લાગી. શાન્તિ પથરાઇ રહી હતી. દાશીઓ બહાર ઉભી–ઉભી આ વિચિત્ર ઘટના અવલોકી રહી હતી. નવલના વિચારનો પાર આવ્યો નહિ. તેના મનમાં એકજ પ્રશ્ન થઇ રહ્યો હતો કે હવે મારે કરવું શું? શું વસંતમાલતીના પ્રેમને તિલાંજલી આપવી? આ વિચાર થતાં તેના મનમાં તીવ્ર વેદના ઉત્પન્ન થઈ રહી. તેનું મુખ ઉદાસ બન્યું હતું. મનમાં થતા વિચારોના ભાવની છાયા મુખપર જણાતી હતી. વનદેવી તેના મુખ સામે તાકીને જોઇ રહી હતી. વિચારમાં ઘણો વખત વિત્યો. વનદેવી અધીરી બની. છેવટે તેણે પૂછ્યું; "કાં નવલસિંહ! હવે કયાં સુધી વિચાર કર્યા કરશો? વિચારમાં આખી રાત ગુમાવવી છે કે શું?"

નવલ સાવધ થયો અને તરતજ એક નિશ્ચયપર આવ્યો. ગમે એમ થાય, અંધારી કોટડીમાં ભલે જીવન પર્યંત પૂરાવાય; પણ વસંતમાલતીના પ્રેમને છેવટ સુધી વળગી રહેવું. આ નિશ્ચય કરી નવલે ગંભીર વદને વનદેવી સામે જોઇ કહ્યું, "ખરેખર તમે ઘણાં ભયંકર છો."

"મારે એ જાણવાની જરૂર નથી. તમે તમારો નિશ્ચય જણાવો?"

"મેં મારો નિશ્ચય જણાવી દીધો છે."

"શું?"

"જો મારે તમને પરણવું હોત; તો આટલો વિલંબ શાને કરત?"

"શું તમારો આજ નિશ્ચય છે?" વનદેવીએ ગુસ્સાથી કંપતાં પૂછ્યું.

"હા."

"નવલ! તમે ઘણા દુઃખી થશો?"

"દુઃખને ખુશીથી સહન કરીશ."

" જીવન પર્યંત ગુફામાં સડશો ? "

" એ સઘળું મારી પ્રાણપ્યારીને માટે સહન કરીશ, પણ તેને આપેલો પ્રેમ તમને કદાપિ કાળે આપી શકીશ નહિ. "

" તમે કોને ચાહો છો ? "

" વસંતમાલતીને. "

" શું હું વસંતમાલતી સમાન સુંદર નથી ? "

"આ વખતે હું તમને કંઈ પણ કહેવાને ખુશી નથી. હું તમને સ્પષ્ટ જણાવું છું કે હું વસંતને ચાહું છું અને છેવટ સુધી ચાહીશ."

" તમારા આવા હઠીલા સ્વભાવથી તમારે ઘણું સહન કરવું પડશે ? "

" હું મરવાને પણ હવે તૈયાર છું. "

" વસંત ક્યાં છે એ જાણો છો ? "

" તે ગમે ત્યાં હો; સ્વર્ગમાં હો યા પાતાળમાં હો; પણ હું તેને પૂજું છું-ચાહું છું. "

" કદાચ વસંત પોતેજ તમને પરણવાની ના પાડે તો ? "

" એમ કદી બનેજ નહિ, તેના હૃદયની મને સંપૂર્ણ ખાત્રી છે."

" નવલ ! હું ખરૂં કહું છું. શું તમને મારા શબ્દોમાં વિશ્વાસ ।થી ? "

" તમે શું કહેવા માગો છો ? " નવલે કંટાળીને રોશથી પૂછ્યું.

" હું કહેવા એ માગું છું કે વસંત તમને ચાહતી નથી. "

" તમે જુઠ્ઠાં છો. "

વનદેવીનું મુખ લાલચોળ બન્યું. તેણે મોટા અવાજે કહ્યું; " હું ।। પળેજ તમારી ખાત્રી કરી આપું છું."

" તે કેવી રીતે ? " નવલે હિંમતથી પૂછ્યું.

"વસંતને અહિં બોલાવીને."

"તે ક્યાં છે?"

"અહિંજ, મારા પંજામાં છે."

"શું તે તમારી કેદી છે?"

"ગમે તે છે, પણ હું આ પળેજ તે ગુલામડીને તમારી સામે ઉભી રાખું છું અને તમને પણ ચેતવણી આપું છું કે તમે તેને મળી છેવટના નિર્ણયપર આવજો. આ છેવટનીજ ચેતવણી છે. તમને અને વસંતને વાત કરવાને હું એક કલાક આપીશ. તે દર્મીયાન હું નજીકના ઓરડામાં બેસીશ. એક કલાક પૂર્ણ થતાંજ ઘંટ વાગશે અને તે પછી જ તમારા વિચાર ઉપર તમારાં સુખ-દુઃખનું નિર્માણ થશે."

વનદેવી ઉભી થઈ અને ત્યાંથી ચાલતી થઈ. નવલ આશ્ચર્યના સાગરમાં ડુબી તેને જતી જોઇ રહ્યો, તે તેના મનને પ્રશ્ન કરતો હતો કે; આ શું આશ્ચર્ય? મારી વસંત અહિં ક્યાંથી? શું તે ખરેખર અહિંજ હશે? કદાચ એમ પણ હોય. મારીપર મોહાંધ બનેલી એ બદસુરત બલાએ તે બિચારીને તેના પંજામાં સપડાવી પણ હોય? હા! દુષ્ટ અબળાઓ શું શું કરે છે? દુષ્ટા કહે છે કે વસંત મને ચાહતી નથી. શું તેનું કહેવું ખરૂં હશે? શું વસંતના દિલમાં મારા માટે પ્રેમ નહિ હોય? હું માનતો નથી. વસંતના હૃદયમાં સંપૂર્ણ પ્રેમ છે એવી મારી દ્રઢ માન્યતા છે. કદાચ આ દુષ્ટા જુઠું પણ બોલતી હોય. વસંત! પ્રિયતમા વસંત! તને મળ્યે-જોએ ઘણા મહિનાઓ વિતી ગયા છે. તારી શી દશા હશે? તું ક્યાંથી આ પિશાચિના પંજામાં ફસાઇ હોઇશ? અરેરે! તારી અને મારી આ કેવી દશા? હે ભગવાન અમે પૂર્વે એવાં તે શું પાપ કર્યા હશે કે જેથી હજી પણ અમારા કષ્ટનો અંત આવતો નથી? શું અમે જીવન પર્યંત

દુઃખ ભોગવવાનેજ સૃજાએલાં છીએ? દયાનીધિ! દયા કરો.” નવલ આવી રીતે તર્ક–વિતર્ક કરી રહ્યો હતો. એ અરસ્સામાંજ સામેથી એક સુંદરી આવતી તેની નજરે પડી. સુંદરીએ ઘુમટો ખેંચી તેનું મુખ છૂપાવેલું હતું. તે મંદ મંદ પગલાં ભરતી નવલ તરફ ચાલી આવતી હતી.

નવલ એકાગ્ર નયને તેને આવતી અવલોકી રહ્યો. તે વિચારવા લાગ્યો કે; અરે ! શું આ આવનાર વસંતમાલતી હશે ? તેણે ઘુમટો શા માટે ખેંચ્યો હશે ? શું તે મારાથી શરમાતી હશે કે વનદેવીએ તેને આવી રીતે ઘુમટો ખેંચવાની ફરજ પાડી હશે? શું ખબર પડે ? આ ભેદી સ્થાનમાં જે જે ઘટનાઓ બને તે બધી ભેદીજ હોય. પણ અરે ! વસંતનાં પગલાં ઘણાં ધીમેથી ઉપડે છે. હે ભગવાન તું કરે એ ખરૂં.

નવલ મનમાં આમ બોલી રહ્યો હતો એટલામાંજ વસંત તેની નજીક આવી ઉભી રહી. નવલની વિસ્મયતાનો પાર રહ્યો નહિ. બોલકણી અને હસમુખી વસંતમાલતીને આવી રીતે ઘુમટો ખેંચેલી અને કાષ્ટના પુતળાની માફક ઉભેલી જોઇ નવલ સ્તબ્ધ બન્યો. તેના દુઃખનો પાર ન રહ્યો, તેના મનમાં અનેક તર્ક—વિતર્ક થઇ રહ્યા. તે ઘણીવાર સૂધી વિસ્મયતાથી વસંતના તરફ જોઇ રહ્યો, વખત પાણીના પૂરની માફક જવા લાગ્યો. વનદેવીના એક કલાકની મહેતલ નવલને યાદ આવી. તે ચમક્યો. હમણાંજ એક કલાક વીતી જશે. લાવ વસંતની સાથે વાત કરી લઉં. નવલે ધીમેથી કહ્યું; “વસંત ? ”

“ કેમ શું કહો છો ? ” વસંતે ઘુમટામાંથી જવાબ વાળ્યો.

નવલે વસંતનો અવાજ ઓળખ્યો. તેની ખાત્રી થઇ કે આ વસંતજ છે. પુનઃ તેણે પૂછ્યું; “વસંત ! આ શું ? તું આમ કેમ ઉભી છો ? ”

" કેમ કેવી ઉભી છું ? "

" ઘુમટો ખેંચીને ? "

" તેનું કારણ કંઇક જુદું છે. "

" શું ? "

" ખરૂં કહું ? "

" હા. "

" મને તમારૂં મુખ જોવું ગમતું નથી. "

નવલને માથે વજ્રપાત થયો. સાથેજ તેની આંખ્યોએ અંધારાં વળ્યાં. તેણે થોડીકવાર આંખ્યો બંધ કરી અને પછી સાવધ થઇ પૂછ્યું; " વસંત ! તું આ શું બોલે છે ? તારામાં આ શો અજબ ફેરફાર ? અરે વિચારતો કર કે હું તને કેટલો ચાહું છું ? "

" પણ હું ક્યાં તમને ચાહુ છું ? " વસંતે કહ્યું.

નવલ ઉભો રહી શક્યો નહિ. તે નીચે બેસી ગયો. તેણે દીનવદને વસંતને કહ્યું; " વસંત ! મેં તારે માટે ઘણું સહન કર્યું છે. જો તું મને નિરાશ કરીશ તો હું મરી જઇશ. "

" તમારે શું કરવા મરવું પડે ? તમે વનદેવીને પરણીને સુખી થાવ. "

" હું વનદેવીને ચ્હાતો નથી. "

" ચૂપ થાવ. જો વનદેવી સાંભળશે તો તમારા અને મારા પૂરેપૂરા ભોગ મળશે. "

" ખરેખર; આ બધા કારસ્થાનનું મૂળ વનદેવીજ છે. પ્રેમથી ભરેલી વસંતનું દિલ પણ તે રંડાએજ ફેરવી નાખ્યું છે. અહા ! કેવી રાક્ષસી ? " આમ મનમાં બોલી નવલે વસંતને કહ્યું. " તારૂં મુખ તો બતાવ. "

" મારૂં મુખ જોઇ શું કરશો ? હું જોકે તમને મુખ બતાવવાને ઇચ્છતી નથી; પણ તમારી પરની દયાને લીધે મારૂં મુખ એક વખત બતાવું છું. " વસંતે ઘુમટો અલગ કર્યો. વસંતનુંજ મુખ. તેજ હસમૂખી પ્રતિમા. પણ અત્યારે તેના વદનપર હાસ્ય ન હતું. ગંભીરતા છવાએલી હતી. નવલે પ્રેમપૂર્ણ નજરે તેની સામે જોઇ રહી પૂછ્યું; " દેવી ! તું આટલી નિષ્ઠુર શાને થાય છે ? "

" હું નિષ્ઠુર છું કે તમે છો; તેનો તમારા મનથીજ વિચાર કરી જુઓ ? "

" હું શું વિચાર કરૂં ? મને કંઈ સમજ પડતી નથી ? કહું દેવી કહે કે મારે શું કરવું ? "

" વનદેવી સાથે પરણી આનંદમાં રહેવું. "

" મેં મારો પ્રેમ તને સમર્પ્યો છે. હું પ્રાણાંતે પણ તેને પરનાર નથી. "

" તે તમને અને મને મારી નાખશે ? "

" ભલે; આપણે બન્ને સાથેજ સ્વર્ગમાં જઇશું. "

આ સમયેજ ગંભીર જણાતી વસંત કંઇક મોટેથી હસી પડી. નવલ દીન દ્રષ્ટે તેને વિનવવા લાગ્યો અને અનેક પ્રેમ ભર્યા શબ્દો સંભળાવવા લાગ્યો. પરીણામે વસંતનું દિલ ભરાઇ આવ્યું. તેની આંખ્યોમાં પ્રેમાશ્રુ ઉભરાયાં. તેણે નવલનો હાથ પકડી તેની પર પ્રેમથી ચુંબન કરતાં કહ્યું; " નવલસિંહ ! ધન્ય છે તમારા પ્રેમને. આ વસંત હવે તમારીજ છે. "

" વસંત ! શું આ ખરૂં કહે છે ? " નવલે આનંદના આવેથી પૂછ્યું.

" હા, હું પ્રભુના સોગન ખાઇને કહું છું કે હું તમારીજ છું. "

" મને આનંદ થયો. હું તારા પ્રેમમાંજ મરવાને ખુશી છું, ભલે હવે વનદેવી મારૂં માથું ઉડાવી દે. "

નવલના આ શબ્દો સાંભળી વસંતથી મોટે હસાઇ જવાયું. નવલે વિસ્મત વદને પૂછ્યું. " આ ભયંકર સ્થાનમાં તને હસવું કેમ આવે છે ? હમણાંજ પેલી રાક્ષસી આવશે. "

" કોણ રાક્ષસી ? "

" વનદેવી. "

" તે હવે કદાપિ અહિં આવશે નહિ. તે હાલ મારી સત્તામાં છે. "

નવલ વધુ આશ્ચર્ય પામતાં બોલ્યો; "શું કહે છે ? શું વનદેવી તારી સત્તામાં ? "

" હા, હું ધારૂં તે કરવાને સમર્થ છું. "

" દેવી ! વસંત ! તું આ શું કહે છે ? વનદેવી કેવી શકિત વાન છે તે હું અનુભવથી જાણું છું. વસંત ! આ બધો શો ભેદ છે ? વનદેવી કોણ છે ? તારી સત્તા તેની પર શાથી ? કહે મારી પ્રેમ પ્રતિમા કહે ? આ બધા ભેદનો ખુલાસો કર." નવલ વસંતના વદનને અવલોકી રહ્યો.

વસંતે તેના વિનોદી સ્વભાવથી કહેવા માંડયું, " નવલસિંહ ! તમે આજ સુધી ભારે ગોટાળામાં પડયા છો. તમારી સાથે રાજકુમાર અને બીજાઓ પણ ઠગાયા છે. "

" તે શી રીતે ? " નવલે અજબ થતાં પૂછ્યું.

" વનદેવીએ તમને બધાને બનાવ્યા છે. "

" તું આ શું કહે છે ? તેના પ્રયત્નથી તો રાજકન્યા અને

મણીકાન્તા મળી આવ્યાં છે. વળી પેલો વ્હેમસિંહ અને તેનો સાથી મોતીલાલ પણ કેદ પકડાયા છે."

"શું તે બધું વનદેવીના પ્રતાપથી થયું છે?"

"હા, હું અને સઘળાં એમજ માનીએ છીએ."

"બધું ખોટું."

"ત્યારે સાચું શું?"

"વનદેવીએ કંઇ પણ કર્યું નથી."

"ત્યારે?"

"આ તમારી વસંતમાલતીએજ સઘળું કર્યું છે."

"અરે! તું આ શું બોલે છે? વનદેવી ઓરડામાં બેઠી છે, તે સાંભળશે તો ભોગ મળશે."

"તેનાથી હવે કંઈ પણ થઈ શકે એમ નથી."

"કારણ?"

"વનદેવી જતી રહી છે અને તેની જગાએ આ તમારી વસંત હાજર થઈ છે."

"તારા કહેવામાં મને સમજ પડતી નથી. દેવી! મને સ્પષ્ટ સમજાવ કે આ બધો શું ભેદ છે?"

"ભેદ કાંઈ નથી."

"ત્યારે વનદેવી કોણ?"

"આ તમારી વસંતમાલતી પોતેજ."

તોપનો ગોળો ફાટતાં માણસ ચમકે એ પ્રમાણે નવલને થયું. તેણે વસંતના સામે જોયા કર્યું. વસંતે તેને સઘળી વાત જણાવી ભેદનો ખુલાસો કર્યો. નવલના આનંદનો પાર રહ્યો નહિ. વનદેવી તે વસંતજ છે જાણી તેણે પ્રભુનો ઉપકાર માન્યો અને આનંદના આ-

વેશથી તેણે વસંતને હૃદય સાથે દાબી. બન્ને પ્રેમી ઘણીવાર સુધી એક બીજાની સાથે દબાઈ રહ્યાં. આ પછી વસંતે નવલને સવિસ્તર બીના જણાવી. વાતોમાં પ્રાતઃકાળ થયો. વસંત અને નવલે સ્નાન કરી નવીન વસ્ત્રાલંકાર ધારણ કર્યાં. નવલે પ્રતાપ વગેરેને મળવાની ઇચ્છા જણાવી. વસંતે કહ્યું; " હું આ પળેજ તમને ત્યાં લઈ જાઉં છું; પણ હું જ્યાં સુધી જાહેર ન થાઉં ત્યાં સુધી હું વસંત છું એવું તમારે કોઈને જણાવવું નહિ."

નવલ કબુલ થયો. વસંત વનદેવી બની અને પછી નવલને લઈ એક બીજી ગુફામાં પ્રવેશી. ગુફાની બહાર એક વિસ્તૃત મેદાન આવેલું હતું; ત્યાં આ વખતે પ્રાતઃકાર્ય ચાલી રહ્યું હતું. વસંત નવલને ત્યાં લઈ આવી. પ્રતાપને જોતાંજ નવલ દોડ્યો અને આનંદના ઉમળકાથી તેને ભેટી પડ્યો. વસંતે તેને રાણીનું ઓળખાણ કરાવ્યું. નવલે રાણીને નમન કર્યું. ઘેલાની પત્ની છબીલી પણ ત્યાં હતી. નવલ વ્હેમસિંહ અને બંકાને મળ્યો. બન્ને પશ્ચાતાપના અગ્નિથી સળગતા હતા. આ પછી સઘળાંએ નગર તરફ જવાની તૈયારી કરી. નવલ-પ્રતાપ વગેરેના આનંદનો આજે પાર ન્હોતો. મણીકાન્તા અને રાજકન્યાને નવલે મળી સઘળાંની ખુશખબર કહી. સઘળી તૈયારી થઈ રહેતાં સઘળાંએ નગર તરફ ગમન કર્યું.



# પ્રકરણ ૧૯ મું.

## મેળાપ.

પ્રાતઃકાળ થયો હતો. દ્વિતીય પ્રહરે એક ઘોડેસ્વારે કુમારની પાસે આવી સઘળાના આગમનના સમાચાર જણાવ્યા.

થોડીવારમાંજ પ્રતાપસિંહનું મંડળ આવતું જણાયું. પ્રતાપ અને નવલસિંહ મોખરે ઘોડેસ્વાર થએલા હતા.

સઘળું મંડળ રાજમહેલ સમિપ આવતાંજ નવલ અને પ્રતાપ ઘોડેથી નીચે ઉતર્યા. હેમસિંહ અને બંકાને રાજમહેલની બાજુમાં આવેલા એક ઓરડામાં લઇ જવાની રામપાળને સૂચના થઇ. સ્ત્રીવર્ગે મહેલમાં પ્રવેશ કર્યો. કુમાર મહેલના દ્વારમાંજ પ્રતાપને ભેટી પડયો. સઘળાંના કુશળ વર્તમાન પૂછાયા બાદ દિવાનખાનામાં સઘળું મંડળ એકત્ર થયું. એવામાં રાજકન્યાનો હાથ પકડી વનદેવી ત્યાં આવી. વિશ્વમોહિનીએ રાજકુમારને પ્રણામ કર્યા. કુમાર અને કુમારીની આંખોમાં પ્રેમાશ્રુ ઉભરાયાં. બન્નેનાં હૃદય એક બીજાની સાથે દબાવાને ઉત્સુક થઇ રહ્યાં; પણ લોક લજ્જાના કારણે તેમનાથી તેમ થઇ શકયું નહિ. આ પછી પ્રતાપે સર્વની સમક્ષ સઘળી વાર્તા કહી સંભળાવી અને અંતે તેણે કહ્યું, “ જો આ મહાદેવી ન હોત; તો આ શુભ પરીણામ આવી ન શકત. આ સઘળાનું માન આ વનદેવીનેજ ઘટે છે.”

વનદેવીએ મંદમંદ હસતાં કહ્યું; “ મેં આમાં વિશેષ કંઇ કર્યું નથી. મેં તો ફક્ત મારાથી બનતું કર્યું છે અને તે કરવાની મારી ફરજ હતી. પણ મારા કરતાં ઘણું તો આ રાજ્યદેવીએ કર્યું છે.”

કુમારે રાણી સત્યવતીને નમન કરતાં કહ્યું, "રાજ્યમાતા! અમે આપના ઋણી છીએ."

"કુમાર! પ્રભુની ઇચ્છા મુજબ સૌ કાંઇ બને જાય છે; પણ તારે અને મારે આ વનદેવીનોજ ઉપકાર માનવાનો છે. કારણ કે તેના પ્રતાપથીજ આજનો શુભ દિન જોવાને આપણે ભાગ્યશાળી થયાં છીએ."

પ્રતાપ—રામપાળ અને માહેશ્વરીએ પણ વનદેવીનાં વખાણ કર્યાં. એવામાંજ નવલે નજીક આવી ઉભા થઇ ટોળથી કહેવા માંડ્યું; "જે બનવાનું હતું તે બની ગયું છે. આ સઘળા આનંદનું માન વનદેવીને હું બધાની તરફથી આપું છું."

"નવલ! તારે બોલવાની જરૂર નથી. તું તો વનદેવીનો ગુલામ છે. આ પ્રતાપ પણ સાક્ષી છે." કુમારે હસીને કહ્યું.

"કુમારશ્રી! આપનું કહેવું જો કે સત્ય છે, પણ હું હવે ગુલામ મટી ગયો છું. વનદેવીએ મારી પર કૃપા કરી છે." નવલે જણાવ્યું.

"એટલે?" મણીકાન્તાએ પૂછ્યું.

"હું વનદેવીનો મિત્ર બન્યો છું." નવલે ગંભીરતાથી કહ્યું.

"વનદેવીને તારા જેવો બીજો કોઇ મિત્ર નહિ મળ્યો હોય કે જેથી તને મિત્ર બનાવ્યો હશે?" પ્રતાપે પૂછ્યું.

"એ તો ભાઇ ભીતરકી ભગવાન જાણે છે. મારા ગુણની તમને શું ખબર પડે? એતો ગુણીયલ હોય તેજ ગુણવાનને પીછાને. ઘરના દેવ ઘેર ના પૂજાય. આ વનદેવી ગઇ રાત્રે મને ગુલામ બનાવવા કેટલાએ ધમપછાડા મારતાં હતાં? પણ હવે જોયું ને? મેં ફક્ત એકજ રાતમાં અને તે વળી ટુંકા વખતમાં મારા ગુણના પ્રભાવે તેમનામાં કેવું પરીવર્તન કરી નાખ્યું? હું ગુલામ મટી તેમનો વફાદાર દોસ્ત બન્યો છું. આ સઘળું માન મારા ગુણનેજ છે." નવલે પોતે

પોતાને શાબાશી આપી. સઘળા મોટેથી હસી પડયાં. વનદેવી આ વખતે નીચું નિહાળી રહી હતી. આ પછી કુમારે જગન્નાથ પંડિત-રામનાથ-સુલોચના વગેરે અપરીચિત જનોની સઘળાંને ઓળખાણ કરાવી. આ અરસ્સામાંજ બહાર કોલાહલ મચી રહ્યો. કુમારે દ્વારપાળને કોલાહલનું કારણ પૂછ્યું. દ્વારપાળે જવાબમાં જણાવ્યું કે લોકોની ઇચ્છા આપને અને રાજકન્યાને જોવાની છે.

" તેમને કહો કે કાલે દરબારમાં પધારજો. " કુમારે કહ્યું.

" તેઓ ના કહે છે, તેઓ તો આ વખતેજ આપનાં દર્શનને ઇચ્છે છે. "

કુમારે સુલોચના સામે જોયું. સુલોચનાએ રાજકુમારને તથા વિશ્વમોહિનીને જરૂખામાં જઇ ઉભા રહેવાનું સૂચન કર્યું.

કુમાર અને વિશ્વમોહિની જરૂખામાં આવી ઉભાં. લોકોએ પોતાનાં નવાં રાજા રાણીને જોતાંજ જય ગર્જનાથી આકાશ ગજાવી મૂકયું. કુમારે સઘળાને આનંદના દરબારમાં આવવાનું સૂચવી પોતપોતાના ઘેર જવાનું જણાવ્યું. કુમાર અને રાજકન્યા થોડીકવાર જરૂખામાં રહી પછી દિવાનખાનામાં આવ્યાં. સઘળાંએ મળી વ્હેમસિંહ અને બંકા વિશે વિચાર કર્યો. ઘણાંની મરજી તેને જન્મપર્યંત નજરકેદી તરીકે રાખવાની હતી. પણ વનદેવીની ઇચ્છા તેમ ન્હોતી. વનદેવીએ પોતાનો અભિપ્રાય જણાવતાં કહ્યું, " રાજા વ્હેમસિંહ અને તેનો મદદગાર મોતીલાલ ન્યાયની નજરે જો કે મહાન ગુન્હેગાર છે. તેમને સખ્તમાં સખ્ત સજા થવી જોઇએ. પણ તેઓ હવે મરેલા સમાન છે. તેઓ કરેલાં કુકર્મોથી ઘણા પસ્તાય છે. તેમનો પશ્ચાતાપ એટલો તો તીવ્ર છે કે જેથી તેઓ બન્ને જીવવા કરતાં મરવાનું ઘણુંજ પસંદ કરે છે. આથી મારો અને કેટલાંક બીજાનો વિચાર

તેઓની પર દયા દર્શાવવાનો છે. દયા એ વીરનું ભૂષણ છે. વળી રાણીમાતા સત્યવતીની પણ આંતરીક ઇચ્છા એવી છે. તેઓશ્રી રાજાની સાથે એકાન્તમાં રહી પ્રભુ ભજનમાં જ બાકીનું જીવન પૂર્ણ કરવાને ઇચ્છે છે." વનદેવીએ તેનું બોલવું પૂર્ણ કર્યું. રામનાથ જગન્નાથ પંડિત અને કેટલાંક બીજાંઓએ પણ વનદેવીના જેવો જ અભિપ્રાય દર્શાવ્યો. છેવટે કુમારે કહ્યું; "મારી પણ એવીજ ઇચ્છા છે. વ્હેમસિંહે જો કે અમને કષ્ટ આપવામાં કંઇ પણ બાકી રાખ્યું નથી, પરંતું મારા દિલમાં તેની પ્રત્યે લગીર પણ દ્વેશ ભાવના નથી. કાલે મોટો દરબાર ભરી હું મારાં પ્રજાજનો સમક્ષ બન્ને ગુન્હેગારોનો ઇન્સાફ મૂકી તેમની પર દયા દર્શાવવાની વિનંતી કરવા માતા સત્યવતી! તમે પણ ઘણાં દુઃખી થયાં છો તમે અમારે માટે ઘણુંજ સહન કર્યું છે. દેવી! આ બાળકના સઘળા અપરાધ વિસરી જજો; અને મને તમારો પોતાનો જ બાળક સમજજો." કુમારે કહ્યું.

સત્યવતીની આંખોમાં પ્રેમાશ્રુ ઉભરાયાં. તેણે કુમારને મંગળ આશિષ આપતાં કહ્યું, "કુમાર! તારા જેવા જ્ઞાની રાજા આ પૃથ્વી પર થોડાકજ થશે. તારામાં શુદ્ધ ક્ષત્રિ લોહીજ વહન કરે છે. કુમાર! મારે પુત્ર નથી; પણ તેં મારા પુત્રની ગરજ સારી છે. રાજકન્યા પણ ગુણીયલ છે. તમે બન્ને સુખી થાઓ અને પ્રજાનું પુત્રવત્ પાલન કરો એજ મારી હરનીશ ઇચ્છા છે."

આનંદમય વાર્તાલાપમાં દિવસ જલ્દી પૂરો થયો. રાત્રે પણ દિવાનખાનું સઘળાં જનોથી શોભી રહ્યું. વનદેવીએ પેલો ભેદી ગુપ્ત ગ્રંથ અને ચમત્કારી ખંડેરમાંથી મળી આવેલું તમામ ધન કુમારને સમર્પણ કર્યું. કુમારે આભાર સૂચક દષ્ટે દેવીના વદન સામે નિહાળી કહ્યું; "મહાદેવી મારી એક ઇચ્છા પૂર્ણ કરો."

"શું?" વનદેવીએ કુમારના હૃદયનો ભાવ સમજી કંઇક શરમાતાં પૂછ્યું.

"તમારો પરીચય કરાવો?" કુમારે કહ્યું.

"હા, અમારી પણ એવીજ ઇચ્છા છે." અન્ય જનોએ પણ જણાવ્યું.

"મને લાગે છે કે વનદેવી તેમનો ભેદ પ્રકાશમાં લાવતાં સંકોચાય છે." મણીકાન્તાએ વચમાં કહ્યું.

"સંકોચાયતો ખરાંજને? આટલાં બધાં માણસોની મેદનીમાં તેઓ તેમનો ભેદ કેવી રીતે ખુલ્લો કરી શકે?" નવલે વચમાં જણાવ્યું.

કુમારે હસ્તે મુખે નવલ તરફ જોઇ કહ્યું; "તું તેમનો મિત્ર બન્યો એથી જ તેમની તરફથી બોલ્યો. તે સંકોચાતાં હોય તો તું જણાવ? પણ તું ક્યાં તેમના ભેદથી જાણીતો છે?"

"અમે કેમ નહિ જાણતા હોઇએ? પરસ્પરના હૃદયની વાત જાણ્યા વિના મિત્ર બનાતું હશે કે? મેં મારી ચાલાકી અને હોંશીઆરી અજમાવી વનદેવીની દરેક વાત જાણી લીધી છે. વળી વનદેવીએ મારી ઉપર મહેરબાની કરી મારીપર મોટો ઉપકાર કર્યો છે. હું જીવતાં છતાં મુએલા સમાન હતો; તેને નવું જીવન સમર્પ્યું છે. મારો ખીલેલો બગીચો કે જે ઉજ્જડ થવાની તૈયારીમાં હતો તેને નવપલ્લવ બનાવ્યો છે. મારા હૃદયમાં શોકના ભડકા ભડભડાટ બળતા હતા તેની જગાએ આનંદ ઝરણાં વહાવ્યાં છે. બસ તેથીજ હું તેમનો દીલોજાન દોસ્ત બની ગયો છું."

નવલનો શબ્દે શબ્દ ત્યાં બેઠેલાઓને હસાવતો હતો. પ્રતાપે પૂછ્યું; "નવલ! એ તો જણાવ કે વનદેવીએ એવો તે શું લાભ તને કરી આપ્યો છે કે જેથી તું તેમના આટલાં વખાણ કરી રહ્યો છે?"

"મહેરબાન! મારૂં મગજ અત્યારે આનંદના બોજાથી થાકી ગયું છે. તમે મને એક સામટા સવાલો પૃછશો નહિ. હું આપ સર્વને એમ પૂછવા ઇચ્છું છું કે આપ પ્રથમ શું જાણવા માગો છો?"

કુમારે મોટેથી હસી દેતાં કહ્યું; "હવે તું લાંબાં ટાયલાં કરવાનું મૂકી દઇ તને લાભ થયો હોય તે જણાવ?"

"કેમ મહાદેવી! મને થએલો લાભ જણાવી દઉં કે?" નવલે વિચિત્ર નજરે વનદેવી તરફ જોઇ પૂછ્યું.

તેના જોવાથી અને બોલવાથી વનદેવીને હસવું આવ્યું. તેના મુખપર શરમના શેરડા પડ્યા. વીરનરની માફક કામ કરનારી વનદેવીને આજે શરમાતી જોઇ સ્ત્રી મંડળમાં પણ આશ્ચર્ય ઉત્પન્ન થયું. પુનઃ નવલે પૃછ્યું, "કાં દેવી! આજ્ઞા છે ને?"

"હવે જલ્દી જણાવી દેને?" પ્રતાપે કંટાળીને કહ્યું.

"સાંભળજો, કાનના પડદાને બરાબર ઉઘાડી આ નવલને થએલો લાભ ધ્યાન પૂર્વક સાંભળજો. આપ સર્વ સારી રીતે જાણીતાં છો કે આ નવલ સંસારમાં રહેતો હતો; છતાં રાજા જનકની માફક વૈરાગ્ય ધારણ કરીને વર્તતો હતો. મારી ખોવાયલી એક ચીજને મેળવવા-મળવા હું રાત્રિ દિવસ ચિંતા કર્યા કરતો. જોશીની પાસે પણ વારેવારે એજ પ્રશ્ન મૂકતો. સ્વપ્નામાં પણ એનેજ જોતો. કુમાર અને અન્ય જનો મારી મશ્કરી કરતા. મારા પ્રેમની કિંમત ઓછી આંકતાં; પણ હું મારા પ્રેમમાં છેક છેવટ સુધી મક્કમ રહ્યો અને પરીણામે મારી વસંતમાલતીનો મને મેળાપ થયો."

"શું તને વસંતમાલતી મળી?" પ્રતાપે ચમકીને પૂછ્યું.

"હા, આ ભાગ્યની રતી ફળી કે જેથી આ બેઠેલાં દેવીની કૃપાથી મારી ખોવાએલી વસંત મને મળી. નવલે કહ્યું. મણીકાન્ત

અને રાજકન્યા સખીને મળવા આતુર બની રહ્યાં. બન્નેએ સાથેજ પૂછયું, "વસંતમાલતી ક્યાં છે?"

"ધીરાં પડો. અત્યાર સુધીતો કંઇએ વસંતમાલતીને યાદ કરતાં નહોતાં?" નવલે કહ્યું.

"હવે બતાવોને બતાવતા હોતો?" વિશ્વમોહિનીએ કહ્યું.

"તમારી મરજી છે તો હું હમણાંજ મારા એ ખોવાએલા રતનને બતાવું છું. બાકી જો મણીકાન્તાએ અને બીજાએ મને આગ્રહ કર્યો હોત; તો હું વધારે હઠીલો બનત. તમને મારાથી એમ ન કરાય. તમેતો રાજ્યદેવી છો. મારાં માથાનાં મુકુટ છો. હું હવે આ વનદેવીને વિનંતિ કરૂં છું કે જેથી તે મારી વસંતને આ સ્થળે હાજર કરે."

"શું વસંતમાલતી તેમના કબજામાં છે?" પુનઃ વિશ્વમોહિનીએ પૂછયું.

"દેવી! આ નવલ પોતે આખો તેમના કબજામાં છે; તો રાંક વસંત કેમ ન હોય?"

રાજકન્યાથી હસવું રોકી શકાયું નહિ. વસંતમાલતીને જોવાની આતુરતા વધી. છેવટે નવલે ખુંખારો કરી કહેવા માંડયું, "મારા સુરબ્બીઓ! મને દેવીની આજ્ઞા મળી ચૂકી છે. હું આ પળેજ મારી વસંતને આ સ્થળે રજુ કરૂં છું અને ભેગાભેગો વનદેવીના ભેદને પણ ખોલું છું. પણ જો મારામાં અને વનદેવીમાં આપનો સંપૂર્ણ વિશ્વાસ હોય તો માનજો કે એ વનદેવી નથી પણ સાક્ષાત વસંતમાલતી પોતેજ છે."

નવલ વધુ બોલે એ પહેલાંજ ધરતીકંપના આંચકાની માફક સઘળાં ચમક્યાં. મણીકાન્તા અને રાજકન્યા વનદેવીને વળગી પડયાં. વનદેવીએ પાણી મંગાવી મુખ ધોઈ નાખ્યું. વસંતમાલતી જાહેર થઇ. સઘળાંના આશ્ચર્યની સીમા રહી નહિ.

રાણીએ પૂછયું; "વસંત ! તું પેલા ગુલામના વેપારીના કાફલામાં મારાથી છૂટી પડી કયાં ગઇ અને પછી શું કર્યું એતો કહે ?"

વસંતે કહેવા માંડયું; "આપનાથી છૂટી પડી હું અમલગઢ ગઇ. પણ મને ત્યાં રહેવું ઠીક લાગ્યું નહિ. હું પ્હાડોમાં ભટકવા લાગી. ઘણાં દુઃખોને અંતે મને પ્હાડોમાં કેટલાંક ગુપ્ત સ્થળો મળી આવ્યાં. તેમાંથી ઘણું ધન હાથ લાગ્યું. મેં મારી રંગવિદ્યા શરૂ કરી. જંગલમાં રહેતાં માણસોને એકઠાં કર્યાં. હું વિવિધવેશ ધારણ કરી વારંવાર કુમારને મદદ કરવા લાગી. અંતે મને રામપાળ અને માહેશ્વરી મળી આવ્યાં. અમે દરેક બાબતની તપાસ રાખતાં. ગુપ્ત ખંડેરમાં પૂરાએલા રાજા વ્હેમસિંહના હાથથી રાણીને બચાવ્યાં. વ્હેમસિંહને તથા આપ સર્વને અનેક ચમત્કારો બતાવ્યા અને છેવટ પ્રભુ કૃપાએ આપણે એકત્ર થયાં." વસંતની વાત પૂરી થઇ. સઘળાં તેને વિવિધ પ્રશ્નો પૂછવા લાગ્યા. વસંતમાલતીએ સઘળાંના પ્રશ્નના ખુલાસા કર્યા. બીજા દિવસે પૂર્ણ ઠાઠથી દરબાર ભરાયો. વ્હેમસિંહ અને બંકાને દરબારમાં હાજર રાખ્યા. પ્રજાજનોએ કુમારની વિનંતિથી તેમનાપર દયા દર્શાવી. આ પછી કુમારને રાજ્યાભિષેક થયો. સુલોચનાએ કુમકુમનું તિલક કર્યું, તેજ દિવસે વિજયકુમાર વિશ્વમોહિની-પ્રતાપ-મણીકાન્તા-નવલ-વસંત-રામનાથ-સુલોચના-રામપાળ-માહેશ્વરીનાં લગ્ન થયાં. ઘેલાને છબીલી મળી. વ્હેમસિંહ અને રાણીએ એકાન્તવાસ સ્વિકાર્યો. બંકા જગન્નાથ પંડિત સાથે અરણ્યમાં જઇ પ્રભુભક્તી કરવા લાગ્યો. પ્રતાપ સેનાપતિ બન્યો. નવલને દંડનાયકની પદવી મળી. રામનાથ દિવાન અને રામપાળ કોશાધ્યક્ષ થયો. રંગીયો પણ સુખી થયા. સઘળા આનંદથી દિવસો નિર્ગમન કરી પ્રજાનું રૂડી રીતે પાલન કરવા લાગ્યા. અંતમાં સત્યનોજ વિજય થયો.

સમાપ્ત.

# કાળરાત્રિનું ખૂની ખંજર.

## ભાગ બીજો. સચિત્ર આવૃત્તિ પાંચમી.

### લેખકઃ—સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મ્હેતા.

આ નવીન નવલકથા આ બીજા ભાગમાં પૂર્ણ કરવામાં આવેલી છે. પ્રથમ ભાગના જેવોજ આ દ્વિતીય ભાગ રસમય અને આકર્ષક બન્યો છે. એટલુંજ નહિ પણ પ્રથમ ભાગથી પણ ઉત્તમ બન્યો છે. અધર્મીઓની અધમતા—નીચતા, રાક્ષસી રાણીનાં ભયાનક કાળજું કંપાવે એવાં કુકર્મો, ભય-ત્રાસ-જુલ્મ-ખૂન ઉપરાંત વિષયાંધજનોની દુર્દશા, પતિપરાયણ પ્રેમદાઓની પવિત્રતા. શીયળની મહત્તા, પતિવ્રતનો પ્રભાવ; દુઃખમાં સતી સન્નારીયોની હિંમત અને અડગ પતીભક્તિ; સફેત પુરૂષનો ભેદ, નરેન્દ્ર-વસંતનો પ્રેમ; પ્રતાપ-મહેન્દ્રના મનોવેધક પરાક્રમો; ખરાબ માર્ગે ચઢેલી કાન્તા પશ્ચાતાપના અગ્નિમાં ભષ્મ થઇ છેવટે કેવાં સત્કર્મ કરે છે; સત્યને ચાહનારો સફેત પુરૂષ નિર્દોષ જનોને કેવી રીતે બચાવી સત્યનો ડંકો બજાવે છે, કાળરાત્રિ અને અબુધસિંહનો અંતિમ પશ્ચાતાપ વગેરે વાંચતાં તમે એવાતો તલ્લીન બની જશો કે તમારૂં દરેક કામ પુસ્તકને પૂર્ણ કર્યા સિવાય અધુરૂંજ રહેશે. યાદ રાખજો કે; જો તમે આ પુસ્તક નહિ વાંચ્યું હોય અને કદાચ વાંચવાની ઇચ્છા પણ નહિ રાખતા હો; તોપણ આખરે તમારે આ પુસ્તક અવશ્ય વાંચવું જ પડશે. માટે સૌથી સરસ રસ્તો એજ છે કે તમારે આ પુસ્તકના બન્ને ભાગ આજેજ મંગાવી વાંચવા. મૂલ્ય માત્ર રૂપીઆ ત્રણ છે.

લખોઃ—

બુકસેલર, કચરાભાઈ વનમાળીદાસ પટેલ,
મોટી હમામ—અમદાવાદ.

## બોધદાયક નવલકથા.

# ઝેરી જમાનો.

### સચિત્ર આવૃતિ બીજી ભાગ ૧-૨-૩.

### લેખક, સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મ્હેતા,

લાયબ્રેરીયોમાં, ઘરમાં, બંગલાઓમાં અને ગરીબોની ઝુંપડીઓમાં પણ આ પુસ્તક આનંદથી વંચાય છે. આ અપૂર્વ નવલકથામાં અનેક વિધ પ્રસંગોનો ચિતાર આપવામાં આવેલો છે, ગતકાળમાં થઇ ગએલા ઠગ-ફાંશીયાઓ કેવાં ભયાનક કામો કરી નિર્દોષ મુસાફરોને દગાથી મારી નાખી દ્રવ્ય મેળવે છે. મકાનોમાં ક્રૂરકર્મો કરવાનાં ગયબી સ્થળો, વિકાળ-દેવીની મૂર્તિ વગેરે દશ્યના વાંચનથી હૃદય પણ ક્ષણભર સ્તબ્ધ બની જાય છે. આ ઉપરાંત બે પત્નીઓના સ્વામીનો સંસાર કેવી રીતે સ્મશા-નવત્ બને છે. લાડી વાડી અને ગાડીમાં ફરતા શ્રીમાનોના ઉચ્છૃંખલ પુત્રો ઉપરથી સારા દેખાઇ અંદરથી કેવા પૈશાચિકવૃત્તિના હોય છે. સતી સાધ્વી સન્નારીયો દુઃખના ડુંગર તળે દટાવા છતાં શીતળ કેવી રીતે સંભાળે છે. ઠગ-ફાંશીયા-વાટપાડુ-લુંટારાઓનો નાશ કરવાને અંગ્રેજ અમલદારો કેવી બહાદુરી બતાવી નિર્દોષ પ્રજાનાં દુઃખ દૂર કરે છે વગેરે વાંચતાં તમારા હૃદયમાંથી આશ્ચર્યના ઉદ્દગારો સ્વભાવિક રીતેજ નીકળી જશે. જેણે આ પુસ્તક અદ્યાપિ પર્યંત વાંચ્યું ન હોય તેને વાંચવાની અમારી ખાસ ભલામણ છે. પ્રથમ ભાગની બીજી સચિત્ર આવૃત્તિની કિંમત રૂ. ત્રણ છે. સચિત્ર ભાગ બીજો-ત્રીજો ભેગા બાંધેલા છે. તેની કિંમત રૂપિયા ચાર છે.

લખોઃ—

**બુકસેલર-કચરાભાઇ વનમાળીદાસ પટેલ.**
**મોટી હમામ—અમદાવાદ.**

# જુલ્મી જાલીમ.

સચિત્ર સુધારા વધારા સાથે આવૃત્તિ બીજી.

લેખકઃ—સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતા.

પ્રિયપાઠકો! આ નવલકથાનું નામ વાંચ્યું કે? નામ ભયંકર છે. અંદરની ઘટનાઓ પણ ભયંકરતાથી પરીપૂર્ણ છે. સત્તાનો ઉન્માદ કેવો હોય છે એતો સત્તાધિશોને ખબર. પણ એવા ઉન્માદિ સત્તાધિશોની પરીણામે કેવી ખાનાખરાબી થાય છે એના અનેક દાખલા જગતમાં મળી આવે તેમ છે. આ નવલકથામાં એવા એક જાલીમ નરરાક્ષસ રાજાનાં જાલીમ કુકૃત્યોનો ચિતાર આપવામાં આવેલો છે. નરાધમ નૃપતિ નિર્દોષ પવિત્ર સન્નારીયો પ્રત્યે દુષ્ટ નજર કરી તે બાળાઓને કેવા ભયમાં નાખે છે; અને તે પામર પશુતુલ્ય રાજા છેવટે અસીમ જુલ્મ ગુજારે છે. પણ પરીણામ એજ કે તેવા જાલીમ રાજાને સદાકાળ રૌરવ નર્કમાં સડવું પડે છે. ન્યાય નીતિના ખૂનથી મદાંધ મહીપતીઓ ભુંડા હાલે મુઆ છે તેના દાખલા પુરાણોમાં પ્રસિદ્ધ છે. સતી સન્નારીયો આવી પડતાં સંકટોને કેવી ધીરજથી સહન કરે છે; ન્યાય નીપુણ વીર પુત્રો પારકાના કલ્યાણને અર્થે પોતાના પ્રાણની પણ પરવાહ નહિ રાખતાં કેવાં અપૂર્વ અને આશ્ચર્યકારક પરાક્રમો કરે છે. ભૈરવદેવના પૂજારી એક ભૈરવાચાર્ય રાજાના પાપમાં કેવો મદદગાર થાય છે અને અંતે પશ્ચાતાપના અગ્નિથી ભષ્મ થાય છે. ભૈરવના મંદિરના ભેદી ભોંયરામાં બનતા ગજબનાક પ્રપંચો વગેરેથી આ નવલકથા ભરપુર છે. ટુંક સમયમાં તેની બીજી આવૃત્તિ થઇ છે. આ દળદાર સચિત્ર પુસ્તકની કિંમત માત્ર રૂપીઆ ત્રણ છે. લખોઃ—

બુકસેલર—**કચરાભાઈ વનમાળીદાસ પટેલ.**

મોટી હમામ—**અમદાવાદ.**






તૈયાર છે. તાકીદે મંગાવો. કમીશન ભરપુર.

વિવિધ ઘટનાઓથી ભરપુર ચમત્કાર પૂર્ણ રસમય નવલકથા.

# વિશ્વમોહિની.

## સચિત્ર ભાગ ૫-૬-૭-૮.

લેખક, સત્યેન્દ્રપ્રસાદ મ્હેતા.

આ પુસ્તકના છપાઇ ગયેલા પાછળના ભાગ કરતાં આ નવીન ભાગ કંઇક ઓરજ રસમય છે. પ્રત્યેક પૃષ્ટે નવીનતા અને આનંદ પ્રાપ્ત થશે. આ બન્ને ભાગ પણ ભેગાજ બાંધેલા છે. પાછળના ભાગ જોતજોતામાં ઉપડી ગયા છે. અને આ નવીન ભાગની માગણી પણ ઉપરાઉપરી થયા કરે છે, ઘણા ગૃહસ્થોએ તો અગાઉથી નામ નોંધાવી પુસ્તક મંગાવી લીધાં છે. આ ભાગ અનુવાદ નથી, પણ સ્વતંત્ર કલમથી લખાએલા છે.

રાજકુમાર વિજયસિંહ-પ્રતાપસિંહ-નવલસિંહ કેવાં અજબ પરાક્રમો કરે છે, વનદેવી નામક પરોપકાર પરાયણ યોગિની કેવો અદ્ભુત અને આશ્ચર્યકારક ભાગ ભજવે છે. વ્હેમસિંહના રંગીઓ કે જે રાજકુમારને શરણે રહેલા છે તેઓ તેમની વિદ્યાનો કેવો ચમત્કાર બતાવે છે, ગયબી ખંડેર કેવા પ્રકારે તોડાય છે. પ્રેમીયોનો મેળાપ કેવી રીતે થાય છે. વ્હેમસિંહ અને મોતીલાલ બંકા કેવાં કારસ્થાન રચે છે અને ધાપ માર લ્હેરીલાલા લોકોને કેવી રીતે ધાપો મારી એશઆરામ કરે છે; લોભીના કેવા હાલ થાય છે. વગેરે અદ્ભુત પ્રસંગો આ પુસ્તકમાં નવીનજ નજરે પડશે. પુસ્તક દળદાર, સચિત્રલાયબ્રેરીના આભુષણ રૂપ હોવા છતાં ભાગ ૫-૬ મૂલ્ય માત્ર રૂ.ચાર છે. તેમજ ભાગ ૭-૮ મુલ્ય માત્ર રૂપીઆ ચાર છે. આજેજ મંગાવી લ્યો.

બુકસેલર-કચરાભાઈ વનમાળીદાસ પટેલ.
મોટી હમામ—અમદાવાદ.









# પેશાવરની પદ્મિની

લેખકઃ-ધીરજલાલ અમૃતલાલ ભટ્ટ.

આજ પર્યંત અનેક ઐતિહાસીક નવલકથાઓ બહાર પડી છે; પરંતુ આ નવલકથામાં કંઇક જુદોજ આનંદ મળશે, મહારાજા રણજીતસિંહના રાજ્ય અમલ પહેલાં પેશાવરમાં કેવી અંધાધુંધી ચાલી રહી હતી, અફધાન અધિકારીઓ કેટલો ત્રાસ, કેટલો રાક્ષસી જુલ્મ ગુજારતા હતા; સુકુળ સુંદરીઓને શીયળ રક્ષવાને માટે કેવાં અદ્દભૂત હૃદયદ્રાવક સંકટો સહન કરવાં પડતાં હતાં; સાથે તેમની હિંમત-સાહસ, વગેરે વાંચતાં હૃદયમાંથી આનંદના ઉદ્દગાર નિકળ્યા સિવાય રહેશે નહિ. આ સાથે શૂરાઓની સત્યપ્રિયતા રણરંગ વગેરેના વાચનથી આશ્ચર્યના મહાસાગરમાં ડુબી જશો. ગ્લેજ કાગળો, સુંદર બાઇન્ડીંગ છતાં કીમત માત્ર રૂ. ૧-૮-૦.

---

જો તમારે તમારો વેપાર વધારવો હોય તો અમારા પુસ્તકમાં જાહેર ખબર છપાવી ખાત્રી કરો. માત્ર એકજ વખત જાહેર ખબર પ્રકટ કરાવવાથી ખાત્રી થશે. જાહેર ખબરના ભાવ એકદમ સસ્તા રાખ્યા છે. પત્રવ્યવહાર કરો.

## છાપખાનાની કડાકુટમાં શા માટે તમારો કિંમતી વખત બરબાદ કરો છો ?

તમારા વેપારની ખબરો લખાવવી હોય, નોટપેપર, લેટરપેપર, બીલ બુકો જાહેર સોસાયટીઓ અને સંસ્થાઓના વાર્ષિક હિસાબો તથા કોઇપણ જાતનું છાપવાનું કામ

અમે તમને સસ્તા ભાવે થોડા વખતમાં કરાવી આપીશું. એક-વાર કામ પાડી ખાત્રી કરો.




નામ

મુ. પો૦

તા. જી.

To.

KACHRABHAI VANMALI PATEL

કચરાભાઇ વનમાળી પટેલ

બુકસેલર એન્ડ પબ્લિશર.

મોટી હમામ–અમદાવાદ

AHMEDABAD